પરીખ કૃત 'રસદ્રષ્ટા કવિવર' પણ ટ્રસ્ટે પ્રકટ કર્યું છે. ટ્રસ્ટના કાર્યને પ્રજાનો અને વિદ્દ્વર્ગનો સહૃદય સારો ટેકો મળ્યા જ કર્યો છે. ગૂજરાતે પોતાના કવિની અને સાહિત્યની કદર કરવામા કચાશ રાખી નથી.

ટ્રસ્ટીમંડળના શ્રી ધૂમકેતુ, શ્રી ચન્દ્રકાન્ત જગાભાઈવાળા, શ્રી ગિરધરલાલ દામોદરદાસ, શ્રી વિષ્ણુભાઈ ભટ્ટ ને પ્રો. રાવળે ટ્રસ્ટના દરેક કાર્યમા ખૂબ ઉત્સાહથી ભાગ લીધો છે. પ્રો. અનંતરાય રાવળે તો આ લાબા મહાકાવ્યના મૂળ લખાણ અને પ્રેસ-નકલ મેળવી જોવા ઉપરાંત સાહિત્યદૃષ્ટિએ પુસ્તકના મુદ્રણનું સંશોધનકાર્ય ખૂબ કાળજીપૂર્વક અને કવિશ્રી પ્રત્યેના નિષ્કામ આદરભાવથી કરવાનુ ચાલુ રાખ્યુ છે

'કુમાર'ના શ્રી બચુભાઈ રાવત ને કલાગુરુ શ્રી રવિભાઈ રાવળે પણ ટ્રસ્ટને નિજનું જ માનીને અનેક સહાય કરી છે.

આ પુસ્તક પરની કવિયુગલની તસ્વીર માટે શ્રી જગન મહેતાનો, 'હરિસંહિતા'ના પ્રકાશન-સમારોહના ચિત્ર માટે સુરેશ આર્ટ સ્ટૂડિયો (ઘીકાંટા અમદાવાદ)ના યુવાન તસ્વીરકાર શ્રી સુરેશચન્દ્ર લક્ષ્મણજી મિસ્ત્રીનો, અને જૅકેટ પાછળના ગજગજની કલાકૃતિના ફોટો માટે એસ. એ પ્રમુખની કં.(અમદાવાદ)નો પણ આભાર માનીએ છીએ.

ગૂજરાતે તેના લાડીલા કવિની આ છેલ્લી મહાન કૃતિને જે હર્ષથી આવકારી છે તેવા જ ઉમંગથી બાકી રહેલા કાર્યને સત્કારશે એની અમને ખાતરી છે.

'હિતાવહ હજો સૌને હરિની 'હરિસંહિતા''

તા. ૩૧-૧૨-'૫૯
૪૬ પરિમલ સોસાયટી અમદાવાદ ૬

મણિદાસ બાલુભાઈ પટવારી
મૅનેજિંગ ટ્રસ્ટી
મહાકવિશ્રી ન્હાનાલાલ સ્મારકટ્રસ્ટ

# અનુક્રમણિકા

## ચતુર્થ મંડળ • સાગરપાળે

અધ્યાય

## મંડળ ૫ તથા ૬ લખાયાં નથી

## સપ્તમ મંડળ - કામરૂપની કુંજોમાં



## અષ્ટમ મંડળ - ઉપાઓને આરે

અધ્યાય



તા. ૨૯ નવેમ્બર ૧૯૫૬ના રોજ ગુજરાત વિદ્યાપીઠના પ્રાંગણમાં
હરિસંહિતાનું પ્રકાશન
શ્રી જવાહરલાલજીએ દરેક નકલ પર પોતાની સહી કરીને જુદીજુદી સંસ્થાઓને ભેટ આપીને કર્યું હતું.

## અધ્યાય ૧લો · મલયાદ્રિથી પ્રસ્થાન

મન્દા મન્દા, અંગ આનન્દકન્દા,
મિઠ્ઠા મિઠ્ઠા મેઘની માધુરીના,
સૌભાગીને સ્વચ્છ મોતીસરી શા,
વાયુ વાયા સાગરાન્તેથી વ્હેતા.
વર્ષા ન્હોતી, ગાઢ ગ્રીષ્માન્ત એ તો.

વીતી ચન્દનકુંજોમાં વસન્તની વધાઈઓ;
શમ્યાં શૂરાં વીરગીતો, શમ્યાં આનન્દ-કીર્તનો.
કાળનાં કૌટિલ્યનાં, ને વિધાનો વિધિવેણુનાં,
ગાજતાં દુંદુભિનાદે શમ્યાં એ સૌ દિશાસીમે.
ચન્દનોથી ચોક છાંટ્યા, પન્થે છાંટી પવિત્રતા;
છાંટી શાન્તિ લોકહૈયે, શાતા છાંટી ઘરેઘરે.
. ને પછી આશવન્તાની આશા શી પલટી ઋતુ;
રત્નાળી રાત્રિઓ થૈ, ને વસુવંતી વસુંધરા.
દિશાનાં ખામણાઓમાં ઊગ્યાં નક્ષત્રરાશિઓ;
મ્હાલે મંદાકિની આભે દેવની દષ્ટિસેર શી.
વસન્ત આથમી વિશ્વે, ગ્રીષ્મનાં ગૌરવો વધ્યાં,
નિર્ધાર્યું હરિએ ત્ય્હારે પુણ્ય પ્રસ્થાન સંઘનું.
અગમ્યના અક્ષરોને ખોળી તોળી ઉકેળીને
પૃથ્વીની પ્રારબ્ધપોથી વાંચી લીધી હરિવરે.

મણિ સમા વિરાજીને મુગટે મલયાદ્રિને
શ્રીહરિ ત્‍હાં ન્‍હાળતા'તા દક્ષિણાપથનો પથ.
ગિરિખીણો નદી વનો વીંધીને સાગરે જતો.
જેમ જ્યોતિરેખ જાય જ્યોતજ્વલંત મોતીડે,
એહવો એ શ્વેતમાર્ગ વનોમાં જગનાં જતો.
શામળા સાગર મધ્યે પાજ છે રામસેતુની,
પડ્યો'તો એહવો પન્થ મલયાદ્રિથી સેતુનો;
વનોની હરિયાળીમાં શું સ્વર્ગંગપ્રભા પડી!
જવું છે મેઘને દેશે, ત્‍હાં મહામેઘ શોધવા;
પૂજવા રામની પાજ, પાજ એ પ્રેમભક્તિની.
પ્રોત્સાહ્યા સંઘપ્રાણ હરિએ હિતવેણથી.
મ્હોરેલા મલયાદ્રિની મંગળ આરતી કરી.
યોગીઓ યોગેશ્વરના રામના માર્ગમાં રમ્યા;
ઢૂંઢવા મહામેઘોને ગયા સાગરપાળમાં.
વાગિયો કૂચનો ડંકો ઉદ્ધવે ગાયું કીર્તન;
પાર્થે પૂર્યો માર્ગશંખ, હરિ ઓંકાર ઉચ્ચર્યો.
સ્કન્ધે યાત્રાળુના ઝોળા, નેત્રમાં નેહનાં અમી,
કરે તાપસના દન્ડ, હૈયે પુણ્યની પ્રેરણા:
પડ્યો પન્થે યાત્રીસંઘ પ્રભાતની પ્રભા પડ્યે.
જેવું કો ઝાડનું ઝુંડ વનેથી વિચરે વને,
ભવની ભસ્મ ધારીને જતા'તા એ તપેશ્વરો;
જોગના અંચળા ઓઢી, જાણે જોગીજમાત કો.

ધોતાં કો ધોધનાં પાણી પડે છીપર છીપરે,
મલય એ ઊતરે એમ મલયની શિલા શિલા.
ને ચન્દન-વનમાંથી વહે સુગન્ધ-વાદળી,
મ્હેકતો તાપસસંઘ એવો તપ પરિમળે:
વેદવિદે વેદોચ્ચારે પૂજી પ્રસ્થાનની ક્ષણું;
રુક્મિણીએ રાજભાવે દીધી આશિષ દક્ષિણા.
સવત્સી ગૌ મળી ત્હેની, કીધી ભાવે પ્રદક્ષિણા.
કોમળી કદળી જેવી, ગિરિની પાંખડી સમી,
તાત કાંજે ભાત લૈને જતી મળી કુમારિકા.
'સૌભાગ્ય'ભાળી ભદ્રાએ કીધો કુંકુમચન્દ્રક.
'દાખે કન્યાકુમારીનો કુમારી-માર્ગ એ હરિ!'
માર્ગે મળ્યો ભૂમિપુત્ર વાવી જગ જમાડતો;
પૂછિયું હળધારીએ પન્થીને જગપન્થના :
'કિયે કેડે?' 'વાવશો શું?' 'કોને લણી ધરાવશો?'
ખંભે કાવડના દંડ, પલ્લે લે હીંચ ગાગરો;
ગૌરવી ગંગોદકને રામેશ્વરે ન્હ્ડાવવા.
જતા કાવડિયા જોગી 'જે સીતારામ' ઉચ્ચર્યો.
પૃથ્વીએ જડિયા પાય, બ્હામ બ્હામ ભરી વહે,
દૃષ્ટિ ધાતી પાય આગે, ભાવદૃષ્ટિ વટી જતા;
અંગને આભની સ્પર્ધા પન્થીને પન્થમાં થતી.
દિશાઓ ભાસતી દૂર, આર્દ્ર અમ્ભોધિનાં જળો;
પન્થમાં પગલે પાયે ઊગતાં આભલો નવાં;

દૂર ર્‌હોયે અન્તર્વાસી તીર્થોગો તીર્થીને હતાં.
આંખ પાર્થિવને જોતી, નિર્ણતો આત્મ ભાવને.
સાગરે પાંખ બોળીને, અન્તરે વારિને ભરી,
અકેકી અભ્રિકા આવે આભમાં પન્થ ખેડતી;
ભાવનીરે ભર્યો એવા હૈયાના કુંભ તીર્થીના.
એક ઝરણાની પાળે, ભૂશિરે કોક ભૂમિની,
હતો અશ્વત્થનો ઘેર; ઘેરમાં વાયુ ઘૂમતા.
બપ્પોરા ગાળવા સંઘ ગયો અશ્વત્થ છાંયમાં.
યાત્રી ગયા સ્નાન અર્થે, ને પાર્થ વનકૂવે ગયો;
યોગિની યોગમાં બેઠી સાધી સિદ્ધસમાધિને.
પડેલાં છાંયગાલીચે ચાંદરણાં વીણે હરિ.
ત્‍હાં ડાળીડાળીની ડૂંખો દૂધશેડો ઝરી રહી;
કો જીવન્ત શુક્ર જેવો થયો પારસપીપળો.
ને પલ્લવપલ્લવેથી આવિયાં ઉપનિષદો;
વસીને હરિને હૈયે વાણી કાળપરી વદ્યાં:
'આભના આભલ જેવા ભૂમિના ભવનાથ છો;
સૂર્યનાથે સૂર્ય જેવા આપ છો અવનીપતિ.
અંગુલિઓ અમો છૈએ આ આર્યાવર્ત-પાયની;
બ્રહ્મનીરે નીતરતી, ઝીણી કો ઝણુથી ભરી.
વેદોના ઉદધિડાલે બ્રહ્મોદક ભર્યાં ભર્યાં;
ને વેદોના નિધિહૈયે અમો છૈં બ્રહ્મવીરડી.
સુધાના ઘૂંટડા એહ પીને પાજેજી પૃથ્વીને.

આપ છો કાળના કાળ દંડ કો દંડના મહત્:
મનુના વંશને કાળ પાઈ કાળ તરાવતા.

મન્ત્રના મર્મની પેરે રમો અગમ્યમાં ઊંડે;
દૃષ્ટિથી ગોચર ત્હોયે સૃષ્ટિથી છો અગોચર.

વાયુ શા સર્વવ્યાપી છો, વાયુ સમા અદૃશ્ય છો;
ને મધુરા વાયુ જેવા મધુરા સ્પર્શગમ્ય છો.

જેવાં સાગરનાં મોતી જેવા સૌંદર્યના મણિ,
જેવી પ્રેમભક્તિજ્યોત: એવાં છે તમ વેણલાં.

પ્રાતઃ મધ્યાહ્ન સંધ્યાએ ધારે વિશ્વ નવાં રૂપો,
એવાં ત્રિકાળનાં રૂપો ધારો, ત્રિભુવનેશ્વર!

વિભૂતિ અંગ ધારો છો વિભુ! સંસારયોગની;
યોગીઓમાં યોગેશ્વર, વિશ્વ છો વૈભવેશ્વર.

પ્રીછે નહિ પેખન્દાઓ, ભૂલે, ને ભૂલમાં ભમે.
જગત્ છે જડવાદી આ, દેખે ત્હેને જ દેવ કહે;

દેવ! દર્શન દ્યો હાવાં, આવો અગમ્ય દેશથી;
પૂજે છે પાપને પાપી, આપજો પુણ્યદર્શન.

દામણી દુનિયા જેને ડૂબે છે રામસેતુએ;
અન્ત છે અવનીનો ત્ય્હાં હિમાદ્રિ ઉત્તરે ઊભો.

હિમાદ્રિ સાંભળે એવું બોલજો કૈંક સેતુથી;
કરો અગમ્યને ગમ્ય, ને અગોચર ગોચર.

નાથ! નૂતન ભૂખ્યાંને દ્યો ઉપનિષદો નવાં;
ઓંકારના નાદ જેવાં, મહા સાગરઘોષ શાં,

ગર્જે મેઘલશબ્દે મેઘની ગર્જના સમા,
હૈયાકહુણ પૃથ્વીને વર્ષજો ભાવ ભીંજવી.
આપને આવતા પ્રીછ્યા, ઓળખ્યા વિશ્વચિન્તને;
ઘોળો છો ચક્ષુચક્રાવે, એનાં માખણ આપજો.
ધેનુઓ ધન્ય ચારી છે, દોહી છે ને વલોવી છે;
અને આજે આદર્યું છે વિશ્વવલોણું યોગીએ.
તારો, અવની ઉદ્ધારો; ડૂબે છે જલધિજલે.”
અશ્વત્થનાં અન્તર્ધાન, હરિને વન્દીને થયાં;
આવ્યાં હતાં ત્ય્હાં ગયાં પાછાં ઝૂમખઝૂમખે.
હરિએ અંઘોળ કીધું, ઘોળી ઘોળી પીધું સુણ્યું;
વનફળોને આરોગ્યાં બેસી પિપ્પળ-છાંયમાં.
પાર્થ ઝીલે તેજરશ્મિ, આંજે ભદ્રાની આંખડી.
‘મેઘને શોધવા ચાલો મીઠડી મેઘભૂમિમાં;’
પાંપણે પૂછતાં એહ રુક્મિણીને હરિ કહે.

શીળા, સ્હોતા, સાગરે પાઠવેલા,
દાક્ષિણ્યાળા રામસેતુ સુરંગી,
વાયુ આવ્યા સંઘને તેડવાને.
ઊઠ્યો, ચાલ્યો સંઘ સેતુદિશામાં;
શોધન્તો’તો કો મહામેઘને એ.

## અધ્યાય ૨ જો • કર્પૂરકુંજમાં

ગૌરાંગી નીલાંબરમાં સુહાવતાં,
વનાન્તનો પાલવડો સ્ફુરાવતાં,
પરાગના પીમળથી પ્રસન્નના,
ધોળા ધ્વજે કર્પૂરનાં વનો ઊભાં;
ગિરીન્દ્ર કેરું થઈ વક્ષલાંછન.

પાડતો ગિરિના ભાલે વિધિની અક્ષરાવળો;
જતો'તો હરિનો સંઘ ટહેરતો ને મ્હાલતો.

મ્હેકતું પાછળ મૂક્યું ચારુ ચન્દનનુ વન;
અંગમાં આતમમાં ત્હોયે હતી ચંદન-મ્હોરમો.

યાત્રી તાપસના દેહ સ્હોતા'તા એ વિભૂતિએ.
ડોલતા દિલના જેવા ડોલતા ગિરિછીપરે;

ફૂલના છોડના જેવા ઓછાયા સંઘ નાળતો.
યોગીના યોગેશ્વર, ને પુણ્યાળુ દેવપુત્ર શા,

યાત્રીના એહ આતિથ્યે ગિરિ ગૂઢ પ્રફુલ્લતો.
વહાવ્યાં ઝરણાં પાયે, ઘટાછત્રો ધર્યાં શિરે;

આમન્ત્ર્યા અનિલો આવી ગીતો મંજુ સુણાવતા!
ઢળતા આભના જેવો ગૌરવે ઢળતો ગિરિ;

ઢળતા તારલા જેવા જતા'તા સંઘ-તાપસો.
યોગિની ગીત ગાતી'તી ગભીરા ગિરિયોગનુ:

હરિવર! આવજો રે! મલયના વાવલિયા કંઈ વાય.
મંજુલ મંજુલ અનિલવેણુમાં ગીત ગહનનાં ગવાય;
હરિવર! આવજો રે! મલયના વાવલિયા કંઈ વાય.
જગ ઘૂમતાં ઘૂમતાં હરિજનને હરિનાં છત્ર છવાય;
હરિવર! આવજો રે! મલયના વાવલિયા કંઈ વાય.
પરિમળમાં પરિમળતાં રમતાં પરિમળરૂપ થવાય;
હરિવર! આવજો રે! મલયના વાવલિયા કંઈ વાય.
વિરહયજ્ઞમાં આતમ જલતો હવિ થઈને હોમાય;
હરિવર! આવજો રે! મલયના વાવલિયા કંઈ વાય.
હરિવર! આવજો રે!
હરિવર! આવજો રે! મલયના વાવલિયા કંઈ વાય.

પ્રોવતો ગીતનો ન્હૌકો ઘટા ઝૂમખઝૂમખે;
જળધારી થઇ વ્હેતો સમાધિસ્થ ગિરિવરે.

ને પછી આવિયું એક પરાગે પમર્યું વન;
નીલાંબર ધરી વાધા ઊભું'તું સૂર્યતેજમાં.

દીપન્તા દેવભાવાળું, મહામન્દિરના સમું.
ઊર્ધ્વમુખાં વૃક્ષવૃક્ષો પત્રપત્રે શિખા ઝગે;

જાણે સહસધા જ્યોતે ગિરિની આરતી કરે.
ડોલતા ઊરના ડોલે કાન્ત કર્પૂરનાં વનો.

ગયો સંઘ ઘટાઓમાં વહન્તા પૂરના સમો;
વધાવ્યા વનપંખીએ વધાવ્યા પત્રપલ્લવે.

તેજસ્વી એ થયાં વૃક્ષો, તેજસ્વી ઝરણાં થયાં;
તેજસ્વી સૂર્યનાં તેજ થયાં આતિથ્ય અર્પવા.

તેજના પાથરી પટ  થઇ તેજસ્વિની મહી.
સુગન્ધી સમીરો વાયા, તાપ ત્ય્હાં કોમળા પડયા;
મંજુલા લહરે લ્હેકી  મૃદુલા ડોલતી લતા.
કોમળી કોમળતામાં હતો એક અકોમળ—
પનોતો માનવીપુત્ર;  મદોન્મત્ત, મહાવપુઃ
ન મ્હેકે પલ્લવભાવે,  રમે પથ્થર પાર્થિવે.
હતો એ વનનો સ્વામી સ્વામિત્વભાવથી ભર્યો.
'કોણ છો કારમા કાળે ? સ્હવારે પાય પાડતા ?
પંખીને પજવો છો, ને નાખો છો છાંયડી વને.'
પોકાર્યા વૃક્ષછાયેથી  વનસ્વામી રિસાળવા.
ન્હોતી સૂરે સુગન્ધો કૈં,  ન્હોતી કર્પૂરકાન્તિ કૈં;
હતું સ્વામિત્વનું શૌર્ય  શબ્દનું-અપશબ્દનું.
સૌમ્ય શબ્દે, સાધુભાવે, તપસ્વીશોભ્યું, માર્દવી,
પાર્થ બોલ્યોઃ 'વટેમાર્ગુ રામસેતુની વાટના.'
'આ નથી વનની વાટ, આ તો કર્પૂરકુંજ છેઃ
ઉન્માદી છો, ગર્વી છો,' વટેમાર્ગુ અવાટના.'
દર્પણે ન્હાળીને જાણે છબિઓ ચીતર્યે જતા.
'આ નથી રામનો માર્ગ, રામનો માર્ગ તો મ્હણે;
ન હોયે કો પરાયું આ મ્હારી કર્પૂરકુંજમાં.'
આગે આવ્યા પુષ્પપાયે, ને બોલ્યા પછી ઉદ્ધવઃ
'સાચ્ચું કહો છો ? પરાયું કો નથી આ કુંજકાનને ?
વ્યોમથી વરસે સૂર્ય, ત્હમારો સૂર્ય એ હશે ?

વહે છે વનમાં એ છે ત્હમારા જગવાયરા?
કુંજની પાળવો પાળ, રચાવો દુર્ગકાંગરા;
વારજો ઊગતો સૂર્ય, વાતા વાયુ નિવારજો;
નહીં તો સુર્ય આવીને રામનો માર્ગ કોરશે.

વાટના છઉં વટેમાર્ગુ – વાતેલા વનવાયરા;
આવીઆ એક પાળેથી, ને જશું બીજી પાળથી.

નથી ચૂંટ્યું તૃણપાને, નથી કૈં પાણીયે પીધું;
કર્પૂરકુંજ ત્હમારી છે, અમારું અણુયે નથી;

લેશું તો એક લૈ જાશું સુગન્ધો વનફોરતી;
ને દૈને જગને કહેશું એ છે કર્પૂરકુંજની.'

મહા એ ગર્વ ગર્વીનો, સન્તોખાયો સુશબ્દથી;
અને એ અવધો પેખી સ્વામિત્વની સ્વભાવની.

ગળી પથ્થરની છાટ, મહીંથી નીર નિર્ઝર્યાં.
મનુનું છે મનુષ્યત્વ, વાઘા છે સર્વ અન્યથા.

'સન્ત છો; જગયાત્રી છો; છો આગન્તુક આજના;
તો આજે આપ આતિથ્ય ચાખો કર્પૂરકુંજનાં;

કુંજ આ મ્હોરશે ઓર સન્તોના સન્તભાવથી.'
ઉદ્ધવે પાર્થ શું જોયું, પાર્થે જોયું હરિદિશે;

હરિએ વનને દાખ્યાં, વનો આમન્ત્રતાં હતાં.
સલૂણા સંયના ભાવો ઉચ્ચર્યા ઉદ્ધવે પછીઃ

'અમારે જાવું છે આઘે, પૃથ્વીની પાજ દૂર છે;
રહોયે છે રુક્ષ પૃથ્વીમાં વિવેક દશમો નિધિ.

પડે વિવેકની કુંજે પડછન્દો વિવેકનો.
ત્હાંજે પન્થી જેશે પન્થે, ત્હમારી આ ત્હવાર છે.'
ઉતાર્યા યાત્રીના ઝોળા, ટાંગ્યા કર્પૂરડાળીએ;
અઢેલ્યા તાપસ-દંડો તાપસે વૃક્ષનાં થડો.
તપસ્વીથી વન મ્હેકયાં; મ્હેકયા વનથી તાપસો.
યોગિનીએ હરિને ત્ય્હાં પૂછિયું બાલભાવથી;
'અછાયાળો મનુદેહ દીઠો કય્હાં ચાલતો, હરિ?'
ને પછી વનસ્વામીશું નેહ ઢાળી હરિ હસ્યા;
'છાયા વર્જે વનસ્વામી! દાખજો આવવું જવું.'
ને પછી વનસ્વામીએ, પુષ્પની પાંદડી નમે,
ઢળતે પોપચે એમ નેત્રો ઢાળી હમી પડ્યા.
હરિએ બિરદાવ્યા, ને પ્રેર્યાં આતિથ્યધર્મમાં;
'પધારો; અમ આવીશું ન્હાઇને ઝરણાં-જળે.'
પછીત્ય્હાંજગયાત્રીઓન્હાયા,ધોયા,રમ્યા,જમ્યા;
ને સભા પાછલે પ્હોરે જામી કર્પૂરકુંજમાં.
ઉદ્ધવે આખ્યાન કીધું ત્ય્હાં સોહાગણ નારનું;
હરિએ સારવ્યો સાર એમાં અનન્યભાવનો;
ને દાખી નિર્મળનેણી સોગકા પ્રેમભક્તિની.
કુંજસ્વામી ભક્તિભાવે હરિના પાયમાં હતા;
પ્રેમ ઝરતા બોલ્યા એ: 'છે મણિક કર્પૂર આ.
કર્પૂરકુંજથી જાયે કર્પૂરસેતુએ હરિ!
ઉપાડી આવશે ચેટી, સેતુનો માર્ગલોમિયો;

આરતી કરજો નિત્ય  સાગરે રામસેતુની.
અને ત્ય્હાં ઊભીશ સંગે રાત્રિએ કે અહર્નિશે.'
હૈયાના આશિષ-બોલે હરિએ વેણલાં વદ્યાં:
'પ્રાજ્ઞ છો; પોરહીલા છો; પ્રાણજાગ્યા પ્રબુદ્ધ છો;
પુણ્યાળુ! પુણ્યમાં રૂહેજો પુણ્યે પૃથ્વી જિતાય છે.
આયુષ્યાળુ જગત્ આ તો રમત છે એક રાતની.'
રમન્તી આભલી એવે આવી દક્ષિણ દિશથી;
લ્હેરાતાં લ્હેરખાં લેતી, મેઘની પાંખડી સમી.

છાંટણાં અમીનાં છાંટી કહી ગૈ વાત વાદળી.
ગૌરમ્ભર્તુ, ગૌરવગંભીરું, વડું,
કૈલાસની કોર સમું, મહોજ્જવલ,
સરસ્વતી જ્યાંહી સ્વયં વિરાજતાં,
ને આત્મનાં તેજલ રશ્મિ નાખતાં,
એ જ્ઞાનના બ્રહ્મવને હરિ ગયા.

## અધ્યાય ૩ જો - સરસ્વતીનું બ્રહ્મવન

ત્ય્હાં તેજમાં તેજલ હંસ ઊડતા,
ત્ય્હાં વાયુમાં વાગતી ગેબની વીણા;
ત્ય્હાં આભમાં કો ગૂઢ ગ્રન્થ ઓપતો;
કલા કવિતા રસભાવ બ્રહ્મના
આનન્દઊર્મિ શતધા વધી જતાં.

સુગન્ધોથી સુહાતી એ કાન્ત કર્પૂરકુંજની,
અધિકા કાન્ત ને ગૂઢ બ્રહ્મવને હરિ ગયા.

મધ્યાહ્નોત્તરનો ડંકો વાગિયો કુંજમાં, અને
ઊઠ્યા આનંદના પાયે તીર્થીઓ તીર્થમાં જવા.

સંગાથે કુંજના સ્વામી સીમે ગયા વળાવવા;
શિરે કર્પૂરનો કુંભ, સંગમાં વાટ-લોમિયો.

પાર્થ કહે: 'વળો પાછા; આટલું વેણ પાળજો:
સૃષ્ટિના આ સમારંભે પરાયું કોઈયે નથી.

હેતે હળીમળી રહેજો, હરિનાં ભાંડુડાં છિયે.
અને કૈં કાળ કાઢીને આવજો રામસેતુએ.'

વન્દીને સંઘને લીધી હરિની પાયવન્દના;
'ચેટી! મા ભૂલતો વાટ, આવજે તું રજા દીધે:'

વદી ઊભા વૃક્ષસ્તંભે સીમે કર્પૂરકુંજની;
જતા યોગીસંઘની એ પાયરેણુ નિહાળતા.

યોગિનીએ ગીત ગાયાં, ગજાવ્યાં આભ તાપસે.
વીત્યો પ્રહર ત્યાં એમ, મોખરે ભૂમિ-લોમિયો;

દાખે ધરા કેડી એને, દોરે જે સૃષ્ટિ કેડીઓ.
સન્ધ્યા આવી સાન્ધ્યપાયે ગહરાં હાસ્ય હાસતી;

આભપાલવ પૃથ્વીને ઓઢાડી નિજ ઓઢણી.
જેવો ઘેરો હતો આભ, એવી ઘેરી ધરા થઈ;

પૃથ્વીને આંગણે જાણે આવિયો આભ ઊતરી.
એવે એવું ગૂઢ ઘેરું એક ત્યહાં વન આવિયુ.

જેવો બ્રહ્માંડને ઘેરી પડ્યો છે બ્રહ્મઘોર આ,
એવો એ વનનો ઘેર પૃથ્વીની પાળ ઘેરતો.
ગહરી ઝાલરે ગેબી દિશાઓ બાંધીને ઊભું.
એવે ત્યહાં આભલી એક ઊગી આભલકોરમાં;
ઝીણી તેજ અણુ જેવી, દાખતી દિશ સંધને.
ઊડતી આંખડી જેવી ક્ષિતિજે જાય ઝાલવા,
ત્યહાં તો ઊડી ગઇ એક તેજમાં જેમ તારલી.
ક્ષિતિજની સીમાએ ત્યહાં રમતી ઊગી તારિકા.
તેજ-અંગુલિ આમન્ત્યો, દિશાનાં દ્વાર શોધતો,
તેજ-મટકાં ઝીલન્તો સંચર્યો સંઘ એ દિશે.
થઈ ત્યહાં તો વનસ્હોતી તેજની મૂર્તિ તારલી;
ગેબછાંયે બ્રહ્મજાયા સલૂણી સન્મુખી ઊભી.
અંગમાં બ્રહ્મનાં તેજ, આંખમાં આભ ડોલતાં;
પ્રભાતની પ્રભા જેવું ઓઢ્યું'તું અંગ-અંબર.
હંસલો પડખે ઊભો ન્યહાળતો પૃથ્વી-કૌતુક;
બ્રહ્મનું બ્રહ્મજાયાનું મહીમાં મહીમિલન.
અને ઊભાં સ્થિર છટે નમન્તાં વૈભવી વનો.
ઊદાર ઉન્નતગામી મુદ્રામાં સ્થિતપ્રજ્ઞની;
દીઠી સંઘે હરિમુદ્રા હસન્તી ગેબી હાસ્યથી.
ઉદ્ધવે ઓળખ્યાં દેવી: 'સ્વયં આ તો સરસ્વતી.
સુણ્યું'તું બ્રહ્મવને એ ભારતી બ્રહ્મમૂર્તિ આ.'
તેજની મૂર્તિમાંથી ત્યહાં મન્ત્રની ધાર નિર્ઝરી;

જાણે બ્રહ્મવીણા વાગી, જાણે ગહનતા વદી.
'પધારો, હરિહિંશીલા! આતો છે વન આપનું;
બ્રહ્માંડના બાગ જેવું, કાળના કટકા સમું.
ને વીણાના તાર છો સૌ યોગીઓ હરિયોગના.'
હરિનાં ને ભારતીનાં નેણલે નેણલાં હસ્યાં;
રુક્મિણીને સાંઈ દીધી, ઝીલ્યાં વન્દનપ્રાર્થના;
સુભદ્રાને સખી ભાવે આલિંગી પડી ભારતી.
અંગનાયે અંગ જેવી યોગિની લીધ પાર્શ્વમાં;
બ્હેનડીનાં હેત ન્યહાળી હરખ્યાં હૈયે હરિવર.
ભારતી હરિને પૂછે: 'માર્ગમાં વાદળી મળી?
નેણની કીકીના જેવી પુત્રીની પામરી સમી?'
પુત્રીના પ્રેમમાં ન્હાતા હર્ષહાસ્યે વદ્યા હરિ:
"પતાકા ઊડતી જેવી આવી'તી એક આભલી;
કહી ગૈ 'વનને આરે શારદા વાટડી જુવે.'"
પૃથ્વીના કાળના ગેબી ગ્રન્થો શી કયારીઓ હતી;
મ્હેંકતાં મહીમન્ત્રો શાં 'ફૂલતાં ફોરી ફૂલડાં;
એમાં થૈને હરિસંઘ ગયો બ્રહ્મનિકુંજમાં.
હતો અગાસીને પાળે ચન્દ્રમા ત્ય્હાં અમીઝરો;
તારલા દીવડા થૈને ઊભા'તા દેવીદીવીમાં.
હાથ ધોયા, પાપધોયા, ખંખેરી માર્ગધૂળને;
યોગપાયે ગયો સંઘ વિશાળી એ અગાસીમાં.
ત્ય્હાં હતું મહદાકાશ રત્નચંદરવા સમું;

વિશાળું, બ્રહ્મછાયાળું, બુદ્ધિની પાળ બાંધતું;
વિધાત્રીનો મહાગ્રન્થ જાણે વિસ્તાર વિસ્તરે.

શ્રી હરિએ વેણુ વાઈ, દે તાલી–તાલ રુક્મિણી;
પાર્થે મૃદંગ બોલાવ્યાં, ભદ્રા મંજુલ મંજીરાં;

સરસ્વતી વીણા છેડે, યોગિની ગાય કીર્તન.
આંખડીમાં ઊગ્યા ભાવો, ભાલમાં ઉર ઓપતાં;

રોમરોમે ફૂટી શેડા ધારામાં આત્મ નિર્ઝરે.
આઘું આઘું, ત્હોય ઘેરું, ગંભીરું ગુણભાવનું,

હૈયાવ્હેતું બ્રહ્મગીત જામ્યું બ્રહ્મનિકુંજમાં.

ઊભેલો બ્રહ્મ બ્રહ્માંડને ઘાટ વિલસતો વન્દનમૂર્તિ વિરાટ.
રણઝણ રણઝણ ઝાંઝરી ઝમકે સમદરિયાની પાળ;
ઓછાયો નવ માયે–સમાયે આભલગઢમાં વિશાળ;
વિલસતો વન્દનમૂર્તિ વિરાટ.

નેતિ નેતિ વદી વિશ્વની વાણે, વર્ણે વિશ્વના વેદ;
જલધિજલના તુંગ તરંગ શા ગૂઢ ગહનના ભેદ;
ઊભેલો બ્રહ્મ બ્રહ્માંડને ઘાટ-ઊભે-એ-લો બ્રહ્મ બ્રહ્માંડને ઘાટ;
વિલસતો વન્દનમૂર્તિ વિરાટ.

રાત્રિનો કરતો દ્હાડો, અજ્ઞાને જ્ઞાન પાડતો,
પ્રેમીના પ્રેમનો ત્ય્હાં તો થયો હરિમહોત્સવ.

લીધો છે નારદે કોલ 'ભક્તિ ત્ય્હાં ભગવાન છે;'
શારદા એહ જોતી કે બેઠા છે આ સ્વયં હરિ.

પછી પ્રભાતની લ્હેરે નિર્મળી નમણી ફૂંળી
વાઇ, ને રજની વીતી; ઊગ્યો દિન ઉજ્જવળો :
પ્રારબ્ધીના પ્રારબ્ધ શો, સોહાગીના સુહાગ શો.
સ્નાનસન્ધ્યા પરવારી, આનન્દી તેજ-અંજને,
ધેનુને દોહીને પીધી; ખાધાં મિસરી-માખણ.
વાદળી સાળુડે સ્હોતી પછી બોલી સરસ્વતી;
'કને છે ભારતીવાસ, ચાલો આચાર્યપીઠમાં.'
ડોલતી આભલી જાય આભની કોક કેડીમાં,
સરસ્વતી જતી એમ, જાણે અદ્ધર ચાલતી.
ગયાં એક ગિરિશૃંગે ઘટાળું ન્હોનું ઘાટીલું;
વિભૂતિ વિભુ વિસ્તારી પડયાં'તાં પાયમાં વનો;
ઘટાના ઘેર ઢાળીને દિશાઓમાં ઝળુંકતા.
'હરિવર! વનોને આ રામનાં વરદાન છે:
કાળે-કાળે, ત્રિકાળે કો થશે આચાર્યપીઠ આ.'
સ્ફુરાવી સ્મિતની રેખા વધ્યા પછી હરિ ત્ય્હાં:
'હા, ખરું, કો યુગયોગે થશે આચાર્યપીઠ આ;
ગુંથાશે આચાર્યમાળા કાન્ત કૌસ્તુભમાળ શી;
એહ છે પૃથ્વીના બોલ એહ છે બોલ આભના;
ને ત્રેતાના યુગપર્વે દીધાં'તાં વરદાન એ.
પુત્રી! બ્રહ્મવર્તે રૂહેજો, બ્રહ્મનાં વારિ સીંચજો.'
'ને ઉપનિષદો, તાત! આવ્યાં'તાં હરિદર્શને?
ત્ય્હાં મલયાદ્રિને શૃંગે? ત્યહાં-ચન્દનચોકમાં?

મ્હને કુહેતાં ગયાં છે એ, 'આવજે રામસેતુએ;
આરતી ત્ય્હાં ઉતારીશું, રામની રામપાજની.'
'હા, મલયાદ્રિના શૃંગે આવ્યાં'તાં ઉપનિષદો;
કૂહેતાં'તાં કાળવાર્તા એ કલિનાં કામણો તણી.
અલિપ્ત ભારતી! રૂહેજે કલિનાં કામકૂડથી.'
જન્મયોગે જોગ પાયો, કૌમારવ્રત યૌવને;
આંખડીમાં બ્રહ્મ આંજ્યો: એ ભૂલી પડશે કયમે?
કાળનાં કલિનાં કૂડ પી જશે તમ પુત્રીઓ.'
'તો નિર્મળાં નીર જેવી રૂહેજો, વ્હેજો વનો ભરી;
ને થજો હો કાળયોગે અંબિકા બ્રહ્મજ્ઞાનની.

વર્ષો જશે, કે શતકો વહી જશે,
યુગાન્તરોના પલટા થઈ જશે;
ને ભૂલશે ભારત ભારતી, પછી
ગિર્વાણની આ ગુણભોમકા થશે:
આચાર્યની પીઠ અહીંથી ઊગશે.'

## અધ્યાય ૪ થો · આચાર્યપીઠ

ત્ય્હાં જ્ઞાનઘેરાં વન પાથર્યાં હતાં,
'ને ભાષ્ય જેવી નદીઓ વહી જતી;
પ્રબુદ્ધ ને પ્રોજ્જ્વળ જ્ઞાનતેજ શી
પ્રભા હતી ઉજ્જ્વળ અન્તરિક્ષમાં;
ને જ્ઞાનની છાંયડી આભ ઢાળતાં.

પૃથ્વીના ફણગા જેવો આભખોળે ઢળી જતો
નિહાળ્યો ગિરિશૃંગેથી વનવિસ્તાર વિસ્તર્યો.
એ ઝૂલન્તા ઝાડઝુંડે આછા અન્ધાર મ્હાલતા;
ને વનોનાં તમો ધોતાં તેજ તેજ સ્હવારનાં.
ત્હાં અન્ધાર ને જ્ઞાન સંઘે જોયાં દિશાન્તમાં,
ને પછી ભાવિની વાણે ભારતી હરિને વદી:
'ત્હમે નિર્માણ નિર્ધારી રોપ્યા છે રોપ એ અહીં.
સંભરેલા સરિતા-નીરે, આર્દ્ર છે આ ધરા હરિ!
પૃથ્વીના પ્હાણ ભેદીને ઊગશે જ્ઞાનનાં વનો.
ભવ-ભવિષ્યની પોથી અજાણી તમથી નથી.'
શિલાભારે ગેબી શબ્દે ત્ય્હારે શ્રી હરિ ઉચ્ચર્યા;
સાંભળે સન્મુખે કાળ સાંભળે આવતા યુગો.
'તાહરે લખવા લેખો, ત્હારે એ મન્ત્ર ભાખવા;
ભારતી! તાહરે ભાગ્યે ગાવાનાં એહ ગીત છે.
શારદે! તાહરી વીણા ગાજે છે શત તારથી;
એ શતતારી વીણાનો એક છે તાર જ્ઞાનનો.
ઊંડેરો, ગભીરો, ઘેરો, મોરના ટહુકાર શો.
વારંવાર તું છેડે છે તાર એ ગૂઢ અર્થનો;
જગતધાતો ઘોષ જેવો, ગહરો ને ગુફાસુખો.
મોરલો તુજને ભાવે, કોકિલા ગમતી નથી.
જોયુ એ ગઈ રાત્રિએ, જોયુ બ્રહ્મનિકુંજમાં.
ત્હારો એ ઘોષ ઝીલીને જન્મશે જ્ઞાનીઓ અહીં;

ગાજન્તા પ્રારબ્ધ-શબ્દે ગર્જશે જ્ઞાનઘોષણા.
કાળાન્તરે પાંગરેલી આચાર્યપીઠ એ પછી
જ્ઞાનપીઠો સ્થપાશે જૈ દુનિયાની દિશે દિશે.
ગાજશે ઘડી સૌ એહ નિધિની ભરતી સમી;
ઝંઝાવાયુ શમે એમ શમશે કાળ-ઓટમાં.
ને પછી જમનાતીરે, ગૌરવી ગંગઘાટમાં,
વાગશે તુજ વીણાનો મંજુલ તાર ભક્તિનો :
હૈયાંની ઊર્મિએ વ્હેતો, હૈયાંનાં ગીત ગુંજતો.
જોજે ત્હારા તારતારે, એક છે તાર અદ્દભુત;
એ પ્રેમભક્તિનો તાર, બ્રહ્મના એક તાર શો.
તપ છે સત્યુગનો યોગ, ત્રેતાનો યોગ યજ્ઞ છે;
જ્ઞાન દ્વાપરનો યોગ, કલિનો યોગ ભક્તિ છે.
કાળની પરકમ્મામાં પ્રોયા જેવા યુગે યુગો,
'આત્મની પરકમ્માએ ગુંથાયા યોગ 'યોગમાં;
વેદે વેદ ઢળે જેમ, દિશામાંહી દિશા ઢળે.
ભારતી! એ કાળ ત્હારી વીણાને સમ રાખજે;
જ્ઞાન ભક્તિ કર્મ યોગ સમ ચારેયની તુલા.
રાખે છે આ સમતોલ જેમ આભ ચતુર્દિશા.
ધારી અદ્વૈતનો ઝંડો સર્વેયે દ્વૈત ભાખશે;
ને પછી એકત્વભાવે ગાશે અદ્વૈત દ્વૈતનાં.
ભારતી! ભવ છે આ તો દેહભાવની ભિન્નતા;
વેરાયેલાં અનેકે છે એકતા આત્મતત્ત્વની.

ભિન્નભિન્ન છિન્નછિન્ન પુરોની જેમ પૃથ્વી છે,
એવી આચાર્યપીઠે આ સૌની અદ્વૈત ભૂમિકા.
દ્વૈતની કેડીઓમાં થૈ વ્હેતી સંગમ સાગરે.
વનમાં જેમ વૃક્ષો છે, વૃક્ષોમાં જેમ છે વન,
અનેક એકમાં એમ, એમ એક અનેકમાં.
શતતારી વીણા ત્હારી સંગૂંથ્યો શબ્દ બોલતી,
અને જેવા એક શબ્દે વૃક્ષો આ વનને વદે;
એવા બ્રહ્માંડના ભાવો ગાય છે એક બ્રહ્મને.
ભારતી! ભવ ઊંડા છે, કાળ છે ગહુરા વડા;
આઘા અનન્તના આરા, દ્દૂર દેશો-દિગન્તના;
સર્વવ્યાપી આભ જેવાં બ્રહ્મ એનીય પાર છે.'
ઢળ્યા ભળ્યા કૈંક શબ્દો પરાગે મલયાદ્રિના;
ગોરંભે છે આજ કૈંક આચાર્યપીઠનાં વને.
ને વહે છે કૈંક વ્હેણે નિર્મળાં સરિતા-જળે;
સ્હડી પાંખે સમીરોની સમાયા કૈંક સાગરે.
શ્રી હરિના શબ્દવેધી પડ્યા મન્ત્રો યુગેયુગે.
શિષ્યભાવે સૌમ્ય હૈયે સુણંતી ભવભાવિને;
હરિનાં ભારતીનાં, એ યોગિનીએ પૂછ્યું પછી.
'તાત ! આ આચાર્યપીઠે આચાર્યો કેઇ આવશે ?'
ગેબનો ટહુકો મંજુ પડ્યો આચાર્યપીઠમાં.
હરિએ હેતથી ઝીલ્યો કોકિલા-બોલ કારમો;
ઉચ્ચર્યાં આભલ-બોલે સત્યો સ્રજનકાળનાં:

પુત્ર ને પુત્રીના શાને સહુએ ભેદ સર્જિયા?
પુત્રી! પૂછ્યો ભલે પ્રશ્ન કાળને શરમાવતો;
ન્યારા ન્યારા ક્યારા જેવા ધર્મ છે દેશદેશના.
તપ બદરીકેદારે, યજ્ઞ ઋષિઅરણ્યમાં;
જ્ઞાન આ આચાર્યપીઠે, ભક્તિ છે હરિદેશમાં.
સૌ-સૌના ધર્મ પાળીને કરશે બ્રહ્મકીર્તનો.
જગે જેહ કરે નારી સેવા માનવવંશની,
જન્માવે ને ધવરાવે, નરે એ કો થશે નહીં.
બ્રહ્માએ સૃજનકાળે દીધો છે ધર્મ વ્હેંચીને:
નારીને ભક્તિ ને સેવા, નરોને યજ્ઞ ને તપ.
ત્હોયે કૈંક નિજ ધર્મો લે છે-દે છે પરસ્પર.
ગર્વે ગણે મહંકાળ ગાર્ગી કો યાજ્ઞવલ્ક્યની;
વગાડે ભક્તિની વીણા વિશ્વે બ્રહ્મર્ષિ નારદ.
યોગિની! તું ગાછ ગીતો, ઉદ્ધવજી કથા કરે;
વેદ વેદાન્ત એનાં છે, ભક્તિનાં પૂર તાહરાં.'
'ત્યહારે અખંડ અનન્ત ભેદ શું નરનારના?
હરિને પુત્રીએ પૂછ્યું પ્રેમથી ભદ્ર ભાવથી.
આ ભવે પુત્ર પુત્રી શું જૂજવાં માત તાતને?'
કહ્યા સૃજનના શબ્દો હરિએ ગેબી ગેબના.
યોગિની હો! પુત્ર પુત્રી જુદાં છે જન્મયોગથી;
પુત્રમાં તાત જન્મે, ને જન્મે છે માત પુત્રીમાં.
કિયા નરે અંગ ઢાંક્યાં, સંસારે ઓઢી ઓઢણી?

ને પૃથ્વીમાં પાય પ્હેર્યો? કઈ નારે? કિયા ભવે?
છતાં સોનાં અન્નપાણી છે જ, એક કુળે કુળે.
એક-બેનાં કુળલક્ષ્મી, સંતાનો, ગોત્ર-ગૌરવ;
જુદા યોગક્ષેમ-ધર્મો, જુદાં સૌભાગ્યમંડન.
મેઘ ને વીજળી ન્યારાં, ન્યારાં સરિત્ સાગર;
ધરાપાટે એક ધર્મ સિંહ-સિંહણના નથી.'

આચાર્યપીઠે રહીને કંઈ દિનો,
આનન્દતી બ્રહ્મસુધા ઝરીઝરી,
પ્રગલ્ભ ભાવે મહીં ગૂઢતા પૂરી,
ને જ્ઞાનનેયે કીધ ભક્તિકોમળું.
ત્ય્હાં શારદા સાદર શુશ્રૂષા કરે.

## અધ્યાય ૫ મો · કાવેરીનો બોધ

એ ઉષ્ણતાની કટિબન્ધ સીમમાં
અંગાંગને ભાસ્કરરશ્મિ ·ભેદતાં;
ને ધર્મ્યના ધામ નિતાન્ત નીતરે.
મહાત્મ્યની માધુરી માણવા પછી,
કાવેરીના કાંઠડલે હરિ ગયા.

'કીધા આ દૂરના પન્થ, વળો પાછાં સરસ્વતી!
બ્રહ્મવન છે સૂનું ત્ય્હાં, સૂની બ્રહ્મનિકુંજ છે.'
વળાવા આવતેલાંને વદ્યો પાર્થ વિવેકથી.
હરિએ હસીને જોયું, પાર્થની ભૂલ પારખી;

અને બોલ્યા બ્રહ્મવાણે  તાપસોના તપેશ્વર.
પાર્થ ! જો પૃથ્વીનો ગોળ, પ્હણે જો પાર્થ ! સાગર;
ક્ષણેકે આભસૂનાં એ દીઠાં સાગર કે ધરા ?
એહવી સર્વવ્યાપી છે બ્રહ્મની પુત્રી ભારતી.
વ્યોમમાં વિચરે સૂર્ય, પૃથ્વી સૂર્યસૂની નથી;
ભારતીના સુગન્ધોયે  સદા બ્રહ્મવને વહે.
બ્રહ્મવન કે બ્રહ્માંડ  નથી કો ભારતીસૂનાં.
પ્રાણ છે યોગિની મ્હારો, ચક્ષુ છે મુજ ભારતી;
મ્હેકન્તી પિતુવાત્સલ્યે  બન્ને છે બ્રહ્મપુત્રીઓ.
નથી વળાવવા આવી, આવે છે સંગ સેતુએ.'
પાર્થે જોયું ભૂલ કીધી,  ભૂલની કીધ વન્દના.
ખેલતો રમતો સંઘ  વગડાવાટ ખૂંદતો,
વ્યોમની વાદળી જેવો  વીંધતો વનરાજીને.
એવે ત્ય્હાં આભપાળેથી બોલતી સાંભળી ગુફા;
સિંહલો શ્વાસ લે એવો ઘોર ઘોરમતો હતો:
અખંડ ખંજરી જેવો,  ઝાંઝોના ઝમકાર શો.
ભર્યે મુખે ભારતી કહે 'આવી કાવેરી કૌતુકી.'
હોંશીલો હરિનો સંઘ  ગાતો'તો હરિકીર્તન;
એહ ઝંકારનો દોર્યો  ગયો કાવેરીના તટે.
જળની ઓઢણી ઓઢી  કાવેરી કૌતુકી વહે.
કો સોહાગણને જેમ  મન્થાવટી શિરે ઢળે,
એવો નીલાંબરી ધોધ  ઢોળાતો સરિતા-શિરે;

ઘેરા ગૂંથેલી વેણી શો, નિર્મળો મેઘધાર શો.
દેહે વ્હે હીરનાં ચીર, અંગે વ્હે સુકુમારતા;
નેત્રે વ્હે દૃષ્ટિનાં ફોરાં, એવાં કાવેરીનીર વ્હે :'
ધોધ ઢાળે પડી ધીમાં, ઘૂમતાં, ધીર, ગંભીરાં.
પાથર્યો'તો પટ પ્હોળો, રૂપલા વેણુથી ભર્યો;
થાળેલી ચન્દની જેવો, ધોધે ધોતો જતો પટ.
લેખડે વૃક્ષછાયામાં તીરે લીલમનાં તૃણે,
સૂકાં લ્હોયે જળભીનાં, ચરતું ધણ ધેનુનું.
છોગલડે છોગાળો, ને ફોરતો ફૂલફૂમતે.
કને ગોપાળનો બાળ વાતો'તો મીઠી વાંસળી :
'બધિરે હરિના બન્ધુ; બોલાવે, જાવ ત્ય્હાં, હરિ!'
હરિનેત્રે નેત્ર નાંખી રાજેશ્વરી હસ્યાં જરી.
'હા, ભાભલ! ભાઈના તો ભાઈ છે દેશદેશમાં;
હરિને માર્ગ ચાલે જે, હરિનાં એહ ભાંડુડાં :'
હાસ્ય હેલતી ભાભીને બોલ્યાં વેણ નણંદણા.
'યોગી! કૈંક યુગો વીત્યે દૂધ આ ધેનુનાં અરી
પ્રજાના ઘડશે દેહ, આત્મને પરિતર્પશે,
ત્ય્હારે અહીં થશે એહ દૂધનાં જ્ઞાન, ઉદ્ધવ!
જેમ વાગોળી વાગોળી તૃણનાં દૂધ ધેનુ દે.'
ભારતીએ ભાગ્ય ભાળ્યાં કાવેરીતટનાં મહા.
ને હરિએ સાક્ષી પૂરી ઢાળીને નેત્રપલ્લવી.
ગોરમ્ભો વૃક્ષનો ચાર હતો એ તટલેખડે.

વાતા ઘટાશીળા વાયુ, સંઘે કીધો પડાવ ત્ય્હાં;
ને ગયો નિર્મળો થાવા-ન્હાવા કાવેરીનીરમાં.
ત્યાં વેણુમાં મળ્યો એક આહીરવેશ રાનટી;
સ્કન્ધે ડુંગરવી ડાંગ, આંખમાં કૈંક ઓરતા.
પાણી જોતો, પૃથ્વી જોતો, જોતો વાતા જ વાયરા;
'માહરું કોણ સંગાથી?' રટતો એક વેણુ એ.
હરિએ સાંભળી ટ્હેલ, અને ના-સાંભળી કરી;
ને ગયા ધોધધારાએ, ધારાઓ જ્ય્હાં ઝીલે ધરા.
પૂછ્યું પાર્થે હરિને ત્ય્હાં: દીન છે કોક દાઝણો;
કોક દુનિયા-દાઝેલો, અટૂલો, એકલો ભૂલ્યો.
નથી ઉદ્ધારને યોગ્ય હરિ! એ નરની કણી?'
હરિ હસ્યા; હસી બોલ્યાઃ 'પાર્થ! પાર્થિવપાર જો;
ધીર થા અધીરો થા મા; પેખાશે કાલ પારખાં.
દંભ છે માનવતાનો, એ છે અંગાર અગ્નિનો.
પશુમાં વસીને એહ પશુ થયો પશુ સમો;
માનવી વેશમાં એણે ઢાંક્યો છે ખલ આખલો.
નથી, દુનિયા-દાઝ્યો એ, એ દુનિયા દઝાડતો.'
ગર્જતા ધોધની ધારે પધાર્યા પાર્થ ને હરિ.
સહસ ફોરે ફોરન્તી જગે કો વાદળી ઝરે,
એવો સહસ્ર ધારાએ ઝરતો જળધોધ એ;
બુદ્‌બુદો ને ફેનિલોનાં ફૂલની ક્યારીઓ મહીં.
ચારુ ચન્દરવા જેવી ઢળે-જલની ઝાલર;

વારિની નીચે નમણી ગોળાર્ધની થતી ગુંફા.
છલન્તી જળછોળોમાં હતો પાતાળિયો ધરો.
એ ધરામાં હરિ ન્હાયે નીરમાં તરણી સમા.
કાલિન્દીને ધરે ધોરી નાથિયો કાળીનાગને,
ત્ય્હારે તો ડૂબકી ખેલી, તારા તરન્ત આજ તો.
તેજની જાળીઓ જેવી ફીણુની જાળી જાળીમાં,
વ્હેતાં ઇન્દ્રધનુષ્યોથી શોભતી જળની ઝણો;
મેઘશ્યામ નીર, એમાં મેઘશ્યામ હરિ તરે.
પાથરી આભલી જેવી શીળી શીતળતા હતી.
પાર્થે ધાર્યું હુંયે ન્હાઉં એહ પાતાળિયા ધરે;
સંચર્યો નીરને તીરે યોગી પાવલ પાડતો.
પડ્યો પડછાયો નીરે સૂર્યધનુષ્ય લોપતો;
ધૂમતા હરિએ જોયો, ઉચ્ચર્યા ઝોગીવાણુથી.
'આઘો ર્‌હેજે, પાર્થ આ છે ઝરૂખો યમદેવનો;
ખાય છે વમળો વારિ, વહે છે ઘૂમરી ઘૂમી.
એ જ વિધે જગત્ વ્હે છે, કાળનો ધોધ એ વિધે.'
ઝાલીને ઘૂમરી વાળી આવતી નાગિણી સમી.
જળ ઝીલે હરિ ન્હાયે, ભમે પાર્થ તટેતટે;
પછી આરે મળ્યા ત્ય્હારે પાર્થે શ્રી હરિને કહ્યું.
મુખડે મૌખરી વાણી નેત્રે આશ્ચર્ય-અંજનો.
'હરિ! આ નદીના ઘાટે તેજ ને વાયુના થરો.
જળસેરોય, ભાસે છે અદ્દભુત ને અલૌકિકઃ

ગૂઢ કૈંક આત્મતત્ત્વ, મેધાચક્રની પારનું.'
પાર્થ જે સહમજ્યો ન્હોતો, હરિએ પેખતા હતા;
મણિ શાં નેત્રમણિથી ભર્ગ સ્ફુરી પૂછે હરિઃ
'અનોઠું એવું શું દીઠું? ભૂત કો એવું અદ્ભુત?
લોકોમાંયે ન આ લોકે એવું કશું અલૌકિક?
ખુલ્લાં અન્તરિક્ષે પાર્થ! પ્રેરી નેણાં વળી તું જો;
આછું છે, કૈં અધૂરું છે, સાચું છે તુજ દર્શન.'
નિહાળ્યુ જળસેરોમાં, નિહાળ્યું તેજવાયુમાં;
અન્તરિક્ષ નિહાળીને પાર્થે શ્રી હરિને કહ્યું:
'વ્યોમમાં વ્યોમત્વ છે જે, વનોમાં જે વનત્વ છે,
નીરત્વ નીરનાં જે છે, એ છે આ અન્તરિક્ષમાં.
બ્રહ્માંડનું બ્રહ્માંડત્વ, બ્રહ્મત્વ કૈંક બ્રહ્મનું,
પૃથક્કરણપરું, ને ઓજસવન્તું અતીન્દ્રિય.
પુષ્પની પાંખડીઓને તોડી ફોડી વિછોડીને
વીણી વાટી નિચોવીને પામ્યું કો પ્રાણ પુષ્પના!
ચન્દ્રિકાનાં કિરણોને પીંખી વીંખી વધેરીને
ભાળ્યાંશાંચન્દ્રિકાતત્ત્વો?કોણે?ક્યારે?કિયેભવે?
કૈંક છે, કાળજાનું છે, લોકકલ્યાણકારી છે;
નીરમાં માછલું એમ તરે છે દષ્ટિ તે મહીં.
અનુભવું છું, સ્પર્શું છું; પેખાયે કે પ્રીછાય ના.'
. કાવેરીના તીરપ્રાન્તે હતું કૈં અન્તરિક્ષમાં;
આભના પડછાયા શું, સૂર્યના સોણલા સમું.

જોયો'તો પાર્થ, કે હાંચો, એહ અદ્‌ભુત સન્મુખે ?
ધોઈ ત્હાં હરિએ હાસ્યે મૂંઝાતાની અમૂંઝણો.

'વાણી છે વેદવાણી, તું સાચો છે પાર્થ ! સત્ય શો;
ઝીલે દે દિલના દેશ, ઝલાતું નથી આલતાં.

આનન્દની લ્હેર એ છે, એ છે આયુષ્યનાં તપ;
યોગીઓ જે જુએ છે એ સ્પર્શે છે આજ પાર્થ ! તું.

ઇન્દ્રિયાતીતને આરે આજ તું રમતો રમે.
સ્પર્શે છે સ્પર્શપરાને, માણે છે મનથી પરું;

મથે છે જાણવા, જે છે વાણી-બુદ્ધિ-મનસ્-પરું.
કાવેરી કૌતુકી કેરા આરાયે છે જ કૌતુકી.

આજ તો આટલું જાણ, દેવો અહીં તપે તપ,'
ગયા સખા ટૂહેલતા તો ઉઠાવ્યો'તો પડાવ એ.

સૂર્યાસ્તનાં કિરણ કૈંક આલતાં
સરસ્વતી-યોગિની ધાય મોખરે;
ને ધેનુઘાટે જળ્‌વ્હેણ ઊતરી
કાવેરીના દ્વીપતટે સિધાવિયાં.
પડાવ નાખ્યો દ્વીપ કેરી કોરમાં.

## અધ્યાય ૬ ઠ્ઠો • નદીનીરની દ્વીપમાળા

વિશાળ ત્ય્હાં વિસ્તરતાં હતાં નભ,
મધ્યે હતાં ઘેઘટ ઝુંડ ઝાડીનાં;
ને શૃંગ મધ્યે મલયાદ્રિખંડ શું.
સન્ધ્યા-પૂજા કારણ પાર્થ ને હરિ
ગયા નદીવાદળના ઉઘાડમાં.

વિશાળી વ્યોમની છાયા વિશાળી ધરતી ઝીલે;
હતા સન્ધ્યા-સમાધિમાં વિશાળા ઊરના સખા.
હરિ ત્રિલોકને પૂજે, હરિને પાર્થ પૂજતો.
નાના રમ્ય તરંગોમાં રમન્તી રમતો કંઈ,
જગના વ્હેણની પેરે, કાવેરી વહતી હતી.
હતો ત્ય્હારે નિત્યયોગ તેજ ને અન્ધકારનો.
રોળીઢોળી થઈ વેળા, જગતને પડદા પડ્યા,
ત્યાહરે બોલવા લાગ્યાં વનોમાંથી શિયાળવાં.
બોલે જાણે સૂનકાર શૂન્ય શબ્દે સ્મશાનના.
સુણાતા પડછન્દા ત્ય્હાં આવતી તિમિરાળીના;
મન્દ વહતા વાયુમાં ભાર કો ભવના હતા.
ન્હોતા એ શોકના આરા, ન્હોતા આનન્દઘાટ એ.
એહવે ભેખડ બોલી, એહવે ગાજી શૂન્યતા;
'ઉતારો અંગના ભાર, આજ્ઞા છે મુજ દેવની.'
પથ્થરે પછડાયો જે શબ્દ એ સૂનકારનો;
અને સન્ધ્યા-યોગમાંથી હરિ ને પાર્થ જાગિયા.

પડયો શું કે પુણ્ય ખૂટયે પૃથ્વીએ આભતારલો.
ધીરે ધીરે પોપચાંની ઉઘાડી નેત્રપાંદડી;
જોયું તો જગલૂંટારો ઊભો'તો ઘાટ-સન્મુખે.
હસ્તે હતો વનદંડ, આદેશ ભમ્મરે હતો.
ભયંકરતા મુદ્રામાં, ભાલે ભીષણતા ભરી;
હરિ હસ્યા અટ્ટહાસ્યે ન્હાળીને રુદ્ર રૂપ એ.
પાર્થે પાય પછાડયો, ને ઓળખ્યો આવતેલને;
'હરિ! કાવેરી-વેણીનો આ તો આહીર કાલનો.'
ચ્હડાવી દેષ્ટિપ્રત્યંચા ત્ય્હાં પૂર્વાશ્રમ-ભાવની;
ભ્રૂકુટિનાં ચાપ વાળ્યાં, ને નાખ્યાં વીંધતાં શરો.
હરિ ન્હાળે, પાર્થ હાર્યો જીત્યો, એ જગચોરટો.
'પ્રાજ્ઞ પુરુષ થા, પાર્થ! આશ્રમધર્મ હાર મા;
આપણે ઉદ્ધરવાનાં, તારી ભવ ઉતારવા.
કાલે ત્હારી કૃપા પામ્યો, પામે છે આજ કોપ એ.'
ને વદ્યા રાંનેટી પ્રત્યે : "ઇચ્છો એહ ઉતારી લ્યો.
તપસ્વીનાં તપ લેશો? લેશો સાન્ધ્ય-સમાધિને?
ભસ્મલેપો અંગના, કે પડ્યા તાપસદંડ આ?
નથી સંગાથી કો સંગે, એકલા અટૂલા ભમો;
ને પૂછો છો આત્માને કે 'કોણ સાથી માહરો?"
પરમુખે પડયો કાને શબ્દ એ નિજ ટ્હેલનો;
ત્ય્હાં તો એ રણકે જાગ્યો આત્મા એ નરવીરનો.
આંખડી ઉજ્જ્વળી થૈ, ને દૃષ્ટિનાં રશ્મિ નિર્મળાં.

પલટ્યો રંગ કીકીનો, પલટ્યું જગદર્શન.
એવે ત્હાં આવિયો હાથી હેલન્તો ગિરિશૃંગ શો;
મદોન્મત્ત, મહાકાય, આભે શૂંઢ ઉછાળતો;
કાળા કાજળ શો કાળો, વ્યોમ ને વાયુ પી જતો.
પૃથ્વી એ ચાંપતો જેમ ચાંપે કો ચાલતી શિલા;
કોર્યો કરાડછાટેથી તમસ્થી એમ આવતો.
'આવ્યો જીવનસંગાથી ત્હમારો આ તરંગીલો;'
હાસ્યને ઊભરે પાર્થ વદ્યો વાણી વિલાસથી.
શંખડોળે જગ જોતા હાથીનાં અંગ ન્હાળીને,
ન પ્રીછી હાસ્યને, બોલ્યા રાનટી ગર્વબોલડા.
સૂક્ષ્મની દૃષ્ટિસૂના, ને પ્રીછતા પ્રૌઢ કાયને:
'ચ્હડાવે પ્હાડના પ્હાણ, ધોડાવે ખાડ ને ખીણે;
ઝાડની ડાળ બેઠા શા ઉતારે પૂર પાણીનાં.
ઝપાટે શૂંઢથી શત્રુ, પડ્યાને પાય ચાંપતો;
અરૂખલે ઝૂક્યા જેમ દાખવે સમરાંગણ.
પટારા શી પીઠ એની લૂંટનો માલ લાધવા;
સંગાથી માહરો સાચો આયખાના ઉતાર શો.
હાથીકાંધે પલાણી હું કાવેરી ઊતરું-તરું.
ઝીલનારા જગત્‌ભાર બે-પચ્ચીસો છિયે અમો;
કાવેરી સંપરે સૌને, સન્તાડે જળબેટડે.
જગત્ જાય બધું સોંપી, જતન એહનું કીજે.
ત્હમે એક હરાવ્યા, ને હસાવ્યા અમ પંચમાં.

જોજો, સૌ થાપશે છાણું આજ તો માહરે શિરે;
હસશે, હાથી જોગીથી, લંગોટિયે ન લાવિયો.'
"ત્હમે પૂછેલું પૂછું છું, પૂછજો એમને જઇ;
'માહરું કોણ સંગાથી ?' હાલજો સેતુ હોય તે.
સન્દેશો સૌ સાથીડાને એટલો મુજ આપજો."
'અમારા વડવા આગે રામસંગે ગયા હતા;
લંકાથી સોનું લાવીને સોનેરી કીધ આ વનો.
ડુંગરાળ હતો દેશ, હાથની આંગળી સમો;
મ્હાણુ ખોદી પાજ પૂરી, દેશ હાથેલી કીધો.
ખાતાં ખાતાં ખૂટયાં સોનાં, ત્યાહરે બેટ આશરે
પરાયાં સોનાં પોતાનાં કરિયે હાથીડે ચ્હડી.
કાળ, આ પૂરની પેરે, કરે છે કામ કાળવું.'
શૂંઢને કુંભસ્થળને નીરછાંટણુ છાંટિયાં;
વાળિયો જમણો પાય હાથીએ હુલસી હિયે.
ચ્હડયા અશ્વે ચ્હડે એમ, પલાણી સ્કન્ધની ધુરા;
અને ધાયા ઝાડીઝુંડે સુવર્ણો શોધવા નવાં.
લોપ થાતો હાથીયે એ ઊડતી જગધૂળમાં.
'જગે આ શમશે ક્યહારે સોનાની લાલસા, હરિ?'
હૈયાટંકાર ઝંકાર્યો પાર્થે જીભલ-ઝાંઝથી.
પછી જન્માન્તરો જેવી વાંચી શ્રીહરિએ વહી:
"પાર્થ! સંચિત સંચે છે સંચી સંચનહાર સૌ;
અને પ્રારબ્ધ માણે છે માણીગરો મહીતલે.

કામનાનાં કામણો કૈં પ્રેરે છે થઈ પ્રેરણા;
વૈભવો લક્ષ્ય છે સૌનાં, સોનું સૌનું નિમિત્ત છે.
અન્ન મ્હેલ ને ઉદ્યાનો સૌ છે દાસ સુવર્ણના.
થોડાને ખેડવી છે, ને સૌને છે માણવી મહી.
સુકૃત-દુષ્કૃત ત્ય્હાં યે, ભેદ છે પુણ્યપાપના;
પુણ્યથી પામીને માણો, પાપને વર્જીને વીરા!
'માહરો કોણ સંગાથી?' એ છે પોકાર યુગનો;
સાથી ત્હારાં પુણ્યપાપ, બ્રહ્મલોકેય આવશે.
પુણ્યના પન્થ ચાલે જો, વર્જે જો પન્થ પાપના,
સાથીડા સૌ હાથીડા છે હાથીની હલકારના.
કાલનોયે હતો વેશ, વેશ છે આજનોય આ;
વેશપલટા ખેલે છે માનવી જગનાટકે.
મન વાચા કર્મે એક રહે એ નાટકી નથી.
સો-સો વાર ધુવો દૂધે, કાળા મટે ન કોયલા;
કદી કનકને કાટ શતાબ્દીએ ન સાંભળ્યા.
બગલો-હંસલો ત્હોયે પ્રીછવાના જગે જને.
ડંણુકો ગર્જશે, પાર્થ! यावत् वेदान्तकेसरी
વિશ્વગાજન્ત ટંકારે કરશે જ્ઞાનઘોષણા.
કાલના દંભીઓથીયે ઓછા દંભી ન આજના,
કાલનો વેશધારી ને આજનો બેય એક છે:"
વાતે વાતે પડી રાત, અન્ધારું આકરું થયુ;
પડાવે જઈ જોયુ તો સંઘ ન્હોતો, સૂનું હતું.

યોગિની એક ઊભી'તી વૃક્ષોમાં વેલશોભતી.
નીર્ખિયા નમણાં નેત્રે પાર્થ ને હરિ આવતા;
પ્રાણ પલપલી હંસી બોલી ત્ય્હાં, કલબોલથી :
'અસોધુની પ્રાણમાં આ ના ગમ્યું સંઘને અહીં;
કનેની કાન્ત કોડીલી ગયો લવિંગ-વાડીમાં;
જોઈ-જોઈ-જોઈ વાટ, હરિ ત્હોયે ન આવિયા.'

પ્રારબ્ધબાંધ્યા હરિ, પાર્થ, યોગિની,
ગયાં દ્રૌપેથી જ લવિંગવાડીમાં;
વહન્ત ત્ય્હાં વાયુ લવિંગલેરખે.
પ્રમોદમાં પ્રાજ્ઞ પ્રમોદ પૂરતી
થતી હતી આરતી સીતનાથની.

## અધ્યાય ૭ મો · લવિંગની વાડીઓ

ભદ્રા સુભદ્રા રઢિયાળી રુક્મિણી,
પ્રાતે પધાર્યાં વનપ્રાન્ત ટ્હેલવા;
મુદ્રા મહીં તેજતરંગ ડોલતા,
ત્હેવી સુગન્ધાવળ વાતી વાયુમાં.
લવિંગની ત્ય્હાં લચી જાતી વાડીઓ.

વેલીઓ હીંચકા ખાતી, પ્રફુલ્લ્યાં વૃક્ષ ફૂલડે;
નમી ઢળી જતી ડાળો, તેજસ્વીલા જ પલ્લવો.
વન એ વૈભવવન્તું હરિની વાડીના સમું.
પાયપાંખડી વેરન્તાં, પ્રભામાં પૂરતાં પ્રભા,

સંચર્યાં રુક્મિણી ભદ્રા વનનું ભદ્ર શોધતાં.
ઊડન્તી ભાવના જેવી આગે ઊડન્તી છાંયડી.
જતો સરિતાએ સ્નાને મળ્યો બ્રાહ્મણ માર્ગમાં;
લલાટે હરિની રેખા, અર્ચ્યાં અંગાંગ ચન્દનો;
પૂર્યાં'તાં પાવલે પુણ્યો, દેવનાં નૂર નેણલે.
નણંદે ભાભીએ પૂછ્યું ઝરીને શબ્દ-મોતીડાં;
'સાધુ! હરિગવાડીમાં વસે દર્શન શું કશું?'
'અંબા છો, જગદંબા છો, જગત્ છે તમ જ્યોતમાં;
શ્રી હરિના હસ્તમાંની આ તો છે જગ અંજલિઃ'
વદ્યા વિનયનાં વેણ દેવદ્રષ્ટા દ્વિજોત્તમ.
'એવાં શાં અદ્દ્ભુતો હોય અંજલિજળમાં જગે?
કહો છો અંજલિ, બ્રહ્મન્! એ તો છે બ્રહ્મઅંજલિ;
ત્હોય એવું ન્હોય એમાં કૈંક અદ્દ્ભુત બ્રહ્મનું;'
વદી યોગેશ્વરી વેણ દ્વિજે યોગેશ્વરી દીઠી;
'બ્રહ્મના ભવ્ય બ્રહ્માંડે બ્રહ્મનાં ફૂલડાં ખીલે.'
જોયાં તાપસનાં વસ્ત્રો, જોયું છે રમણીમણિ;
ગાર્ગી અવતારે આવી યાજ્ઞવલ્ક્યની શોધમાં.
સાક્ષાત એ વનદેવીને નમ્યા ને પ્રણમ્યા દ્વિજ;
જગત્-જિજ્ઞાસુ જાણીને દાખવી દિલની દિશા.
'પેલો છે વડલો પ્રૌઢ કાળના ઢગલા સમો;
ઝૂલે છે વડવાઈઓ ત્યહાં જોગીડાની જટા સમી.
ઘટાએ છત્ર કીધું છે જગત-તાપ નિવારતું.

ત્‍હાં મહાયોગ સાધે છે યોગી લવિંગવાડીના;
જગતનું આશ્ચર્ય જોશો, હરિનો બ્રહ્મહીરલો.
મ્હારે આર્તિની વેળા છે તપસ્વી દેવદર્શને.'
બ્રહ્મજ્ઞને વધો બ્રહ્મન, ને લીધી દેવની દિશા;
વડા વડલાની વાટે સિધાવી સંઘદેવીઓ.
લવિંગની વાડીઓની મધ્યે ડુંગરડા સમો ઊભો'તો
એ વૃક્ષરાજ, ગુફામંડળ ગૂંથતો.
રોપીને વડવૈઓનું રેખામંડળ પૃથ્વિમાં
દસ, દશાવતારો શી, ગુફાજાળી ગૂંથી હતી.
અકેકમાં એક જોગી, મહન્ત થડકોતરે;
સન્ત વાંચે યોગસૂત્રો,, દશે દશોપનિષદો.
ઊભી ત્‍હાં વન્દના વન્દી દ્વારામતીની પુત્રીઓ.
'વિરાજો; કોક યાત્રી છો આઘેના રામસેતુના;
વિરાજો, વિશ્વ મ્હોટું છે, ને વિશ્વંભર વિશ્વથી.
એકાદશે ઇન્દ્રિયોના સંયમયોગ સાધતા,
એકાદશ યોગીઓનો આ તો છે વડલો અમ;
હરિએ પાથરી છે આ ફરતી ફેરન્તી વાડીઓ.
ચ્હડીને આભની પાંખે અમારે આભ ખોજવાં;
મહાપંખાળ મેઘની ત્‍હમે છો જગવીજળી.
ર્‌હણે સાગરની વેળ પૃથ્વીમાં ઘૂમતી વહે;
ને ખંડખંડના પાય વેળ એ ધાય ને ધુએ.
વિધાતાની વેળ જેવી જગત ઘેરી વળે ઘૂમી;

જાણે નેગન્દરે ગુચ્છો ભર્યા એ જળવેળમાં.
મહા પરિમળો તો આ એમ લવંગવાડીના,
અનિલોની ન્હડી પાંખે જશે દિશે દિશે દશે;
ધરિત્રીની કુંજકુંજ મ્હેકાવતા મહેકતા.
ને ગાશે કીર્તિનાં ગીતો વિશ્વે આ દેવલોમનાં.
પેલી પયોનિધિ પાળે, આભ જ્હાં પૃથ્વીમાં ઢળે,
ઝરૂખાના ઝોક શું છે પૂર સાગર ખેડતું.
લક્ષ્મીતાતે લક્ષ્મીપદ્મ ઉછાળ્યા શું પ્રફુલ્લતું.
નિત્ય નિત્યે યશોગાન એહનાં સૂર્ય લૈ જઈ,
ભરે છે ભાવિની કુંજે કાળમન્ત્રે નૃલોકની
એહ સાગરને પૂરે ડોલન્તી આવશે-જશે,
ભરેલી વાદળી જેવી નૌકાઓ દેશદેશની.
લાવશે લક્ષ્મીના છાંટા, લક્ષ્મીની છોળ લૈ જશે;
ત્યહારે લવિંગવાડીના યોગી સંભારશે સહુ.
યોગી તો આગમ ભાખે, ચેતન્દા ઝીલી ચેતશે;
વિરાટ કાળને સ્કન્ધે આવે છે કલિ ગાજતો.
દીસો છો દેવાંગના કો, ઝીલો છો યોગીશબ્દ આ.'
વનોની એ વાત વાયુ ઢોળતા સાગરે જઈ;
અન્તરિક્ષે સુણી એક યોગેશની મહાકથા.
ત્યહાં તો કાવેરીના ઘાટ બોલ્યા કૌતુકબોલડે;
વનને પૂછતી વેણુ 'અહીં છે સંઘરાણીઓ?'
વેણુના કોકિલા-બોલે વનાન્તોને ગજાવતા,

આવિયા સંઘને લૈને સીતાને રામ શોધતા.
ને વડના કોટરેથી ઊઠ્યા, આવ્યા, મહન્તજી;
જાણે સન્માનવા જોગી જાય કો જોગીની ધૂણી.
'અમારે સાગર આવ્યો, ઊતર્યું આભ આંગણે;'
કહી યોગેશ્વર-પાયે યોગી એકાદશે પડ્યા.
'અહો! ત્હમે અહીં છો? ને આ ઉદ્યાન ત્હમારું છે?
અને આ તમ ઉદ્યાને દ્વારિકાપુત્રીઓ રમે?'
પૂર્વ પિછાનને પ્રીછી હૈયાહર્ષે હરિ વદ્યા.
'યોગીને યોગમાર્ગે છે, નથી ભૂલી પડી જ એ,
દ્વારિકા દૂરવાસી છે, આપ આ દેશમાં! પ્રભુ!
ક્‌હાંથીઆવ્યા?પધારોક્‌હાં?પાડોછોપન્થપુણ્યના.
અમ સમા રંકો, સ્વામી! પાંખમ લેઈ ઊડજો'
'આવ્યા સાગરસીમેથી પૃથ્વીના પાટ ખેડવા;
જવું છે રામસેતુએ રામની પાજ પૂજવા.'
વન્દનાનો અર્ઘ્ય અર્પ્યો યોગેશ્વરે જ યોગીને.
'ત્હમે છો જોગી જાણુન્દા, પૂછો છો પ્રેમપૂજને.'
સ્હડી વડલાની શાખા ઘટાના ગુણજે પછી
દ્વા સુપર્ણા સયુજા શા સખા જૈને વિરાજિયા;
દશેયે યોગીઓ ઊભા આરાધતા કૃતાંજલિ.
હલેતી હરિણી જેવી પુત્રી કાલિન્દીઘાટની
ઘૂંઘટ વડલાગૂંથી ગુફાઓ સૌ ઘૂમી વળી
જગની રંકતા ભાળી નિહાળ્યા યોગવૈભવો.

ને પછી ગોમતીઘાટે રમે છે યદુસુંદરી,
રુક્મિણીએ રચ્યો એવો રાસ એ વડછાંયમાં.

રુક્મિણીએ ગીત ગાયું સ્વામીની પ્રેમભક્તિનું;
રાણી ગાયે, સંઘ ઘૂમે, હરિ વેણુ વગાડતા.

સજન! જેવા દંપતીના સ્નેહના સોહાગ,
હો સન્ત! એવા યોગના પરાગ.

અવની-ઉદ્યોત જગતજ્યોત પ્રેમપંખીડાં!
પ્રોવે કંઈ આંખડીમાં આંખ;

વસન્તવિહારી પછી ઊડતાં અનન્તમાં!
ભીડી પાંખપાંખડીમાં પાંખ:
હો, સન્ત! એવા યોગીના યોગના પરાગ.

ફૂલડાંમાં ફૂલડાંના આતમ-પરિમળો!
ઢોળાય ઢોળાય ને પમરાય;

બ્રહ્મને ભુવન, કાંઈ અગમ્યને આંગણે!
યોગેશ શું યોગી સુહાય:

હો, સન્ત! એવા યોગીના યોગના પરાગ.
સજન! જેવા દંપતીના સ્નેહના સોહાગ.

યોગેશની યોગકલા ખિલાવતા,
પૃથ્વી વહન્તા ઝીલતા પરિમળો;
ભવિષ્યની ભાગ્યવહી વિચારતા,
આનન્દતા, ઉદ્ધરતા, હરિવર
રહ્યા દિનો ચાર લવિંગવાડીમાં.

## અધ્યાય ૮ મો - જલધિજલની ભૂલભુલામણીઓ

વટેશ્વરે વિસ્તૃત સેતુમાર્ગમાં
પડ્યું'તું એકાદશ યોગીમંડલ;
અતીન્દ્રિયે ઇન્દ્રિયને પરોવતું.
એકાદશે યોગીનું યોગકુંડ એ
યાત્રી થયું શ્રીહરિસંગ સેતુનું.

ઊઠ્યા યોગેશ્વર જ્યહારે સેતુએ પૂજવા જવા,
યોગીને તાંતણે બાંધ્યા ઊઠ્યા સર્વેય યોગીઓ.

હરિ! અમેય આવીશું સેતુના રામસાગરે;
વાડીના આ પલ્લવોયે રમશે પાયધૂલિમાં.

પ્રભો! પ્રારબ્ધ બોલાવે, ઘંટા વાગેછ કાળની.
ઝૂલતું હાથીનું ઝુંડ વહે ઘુંકારતું વને,
કીર્તનો કરતો સંઘ જતો જગની વાટમાં.
સેતુ એ સાંભળે-ઝીલે, આનન્દે હરિ આવતે.
કીર્તનોની ઘોષણાને નિર્ધારી મેઘઘોષણા,
મોરલાનાં ધણ આવ્યાં પ્રકૃતિનૃત્ય નર્તતાં.
યોગિનીએ એક ઝાંલ્યો, અસ્વાયો અસવાર શો;
ધાયું ધણ ધરામાં ને વ્હીલાતું વનમાં ગયું.
કલાપીએય આનન્દે ખોલ્યો કલાકલાપને.
મન્દ મન્દ વીણા વાતી આગે ચાલે સરસ્વતી;
મોરલો ઠમકે ચાલી પાછળ પગલાં ભરે.
ત્હાં દીઠી કૂદડી ખાતી રમન્તી વાદળી નભે;

પ્રસારી પાંખ જે બેઠો મોરલો વૃક્ષપલ્લવે.
વાઘેશ્વરી સમી ઊડી યોગિની મયૂરેશ્વરી.
અર્ધી પેખાતી-ઢંકાતી ઘટાઘેરની જાળમાં,
પલ્લવોમાં પલ્લવ શી શોભતી યોગ-અંચળે.
'વૃક્ષ છો વેલડી જેવી; યોગિની! એક તું ભૂલી,
દેવોના સૈન્ય-સ્વામીનું મોરલો વિશ્વવાહન.
શિલ્પી આ શાણો, નહિ તો ન્હાત પાતાળના ધરે'
બોલ્યો હાસ્યે હસી પાર્થ; યોગિની હાસ્યથી હસીઃ
ન્યહાળતી વિધિના ખેલો, પેખતી ભવના થશે;
આભમાં પાતાળમાંયે હુંયે ઘૂમત મોર શું.
કલાપની છાંયડીનાં, કાન્ત કલગીકોરમાં.'
યોગીએ ફૂંક મારીને ઉતાર્યો મોર પૃથ્વીએ;
યોગિનીના અંચળાથી સ્હોતો પીંછકલાપ એ.
રાજરાજેશ્વર જેવાં પૃથ્વીએ પગલાં ભરે;
કેકા નાખે ઘટાઓમાં, વ્યોમની વાદળી જુએ.
કલાકાન્ત કરે કેલિ કલાસ્વામી કલાધર;
યોગિની નેત્રનાં નૃત્યે કેલિને તાલ પૂરતી.
સિન્ધુના સમીરો વાતા, વીણા વાતી સરસ્વતી.
ખેલતા ગેલતા એમ, ટ્હેલતા વનરાઈમાં,
રેલતા રમતો રંગે હાસ્યથી હેલતા જતા.
પછી ત્યહાં હરિએ પૂછયું; 'વિછોડયો કાં ન મોરલો?
ટ્હૌકે ઢેલડી એની વનાન્તોને ગજાવતી.

જો, હજી વન બોલે છે ઢેલના વિહું-બોલડા.'
'આભલી આવી'તી પેલી સોના-પાંખ પ્રસારતી;
રમવાં ન્હોતરતી'તી વ્યોમની વાડીઓ મહીં.
કહેતી'તી આવ દેખાડું આભની ગેબીલી ગુફા.
હરિ! કોડ મ્હને એથી આભમાં ઊડવા થયા.'
'કોડ છે કોડીલા ત્હારા, મોંઘા છે એ મનોરથો;
આભના ઊડણ-કોડ જાગે છે સહુને જગે.
પણ પુત્રી! વિચારી જો, અન્તરે અવધારી જો;
મનોભાવે સિદ્ધિ છે? કે સિદ્ધિ યોગસાધને?
સાધન-યોગે સિદ્ધિ છે ને મનોભાવ પ્રેરણા,
પાંખસૂનું પંખીડું છે સાધનશૂન્ય યોગીયે.
અસ્વારો મોરલો ભાવે ભવનાં ભેદ ભેદવા;
ઘટાના ઘેરના ભેદ ભાળીને, પાછી ર્હું વળી.
દૈશ કોદિક દેવાંશી, અસ્વારજે ગરુડને;
વ્યોમની વાડીઓ માંહી ઘૂમજે ગરુડેશ્વરી.'
અને ત્ય્હાં હરિએ પ્રેરી આભલપાર દૃષ્ટિને:
'પાંગળી પ્રેરણાપાંખે ઉડાયે નહિ આભમાં.'
શરમંડળની પેરે ડોલતું દૃષ્ટિમંડળ.
યોગિનીએ જોયું એહ, જોયું એ યોગીમંડળે;
તપેશ્વર સંઘે ન્ય્હાળ્યું, ન્ય્હાળી રહી સરસ્વતી.
હરિની દૃષ્ટિના દોર હિન્ડોળા ખાય ગેબમાં;
વહે અનન્તને આરે, ઊડે બ્રહ્માંડ ભેદીને.

'આ વિરાટ દષ્ટે જ્‌હારે ન્‌હાળશે વિશ્વને મનુ,
પામશે વિશ્વભેદો તો:' ઉચ્ચરી મુગ્ધ ભારતી.
જોતી'તી જોગન્દરને, જોતી'તી વ્રજયોગિની;
ને ભેદે ભેદ ને બુદ્ધિ-ભેદે છે ભેદદર્શન.'
યોગીઓએ યોગમાં જે જોયાં'તાં જગનાં જગો,
થરે થર પડેલાં તે સંભાર્યાં સ્મરણો ઘણી.
તરંગાવળ તોતિંગે કાળને પૂર ઘૂમતાં.
કર્પૂરકુંજના સ્વામી ગણે કર્પૂરવૃક્ષને,
ના લહે કૈં સુગન્ધોની વિશ્વફેરી ફુવારીઓ:
હરિના દષ્ટિફુવારા ન ઝીલ્યા એક એમણે.
દોષ ન્‌હોતો દિલ કેરો, જોગ સંજોગનો હતો.
રાત્રિ રાત્રિ વનોમાં રૂહે, વાટ ખેડે દિનેદિને;
જતો'તો સેતુએ સંઘ સાથી સગાથ સૂર્યનો:
શોધવાને મહામેઘ, રામની પાજ પૂજવા.
ચારેક ચન્દ્રની એમ સંઘે પીધી સુધા વને;
અને ચારેક સૂર્યોનાં વાટમાં ભર્ગ ઝીલિયાં;
ત્‌હાં ઝાકમ જલધિની આવી ભૂલભુલામણી.
પૃથ્વીને આંગણે પ્રૌઢી વાવી'તી જળવાડીઓ;
અને એ જળવાડીમાં ચક્રાવા ચીતર્યા હતા.
ઘૂમતાં ઘૂમડી ઘોર મહીં સાગર-પાણીડાં,
જાણે ત્‌હાં ઘાટમાં ઘૂમે શ્રીહરિનાં સુદર્શનો.
ગૂંથી ગૂંથી જળકુંડો, પાથરી જળનાં વનો,

ખેલ ભૂલભૂલૈયાનો રચ્યો'તો વરુણે વડો.
તરંગો પૃથ્વીને કોરે કારમી જળઝીકથી;
કરે કંઠાળ દંતાળો, યમના દંષ્ટ્ર દાખતો.
સાગર રમતો'તો ત્ય્હાં ભવાન્ત શો ભયંકર.
આવે આભલસીમેથી મટમટાવતો મીટો;
મિષેંન્મિષે મહાલન્તો જાય આભલસીમમાં.
વિશ્વના ભરતીઓટ દાખે દેખે જ તેહને.
રાજેશ્વરી હરિનેત્રે જુવે પલપલાટ એ.
ને પ્રસારી શ્વેત પાંખો બિન્દુ શાં બગલાં ઊડે,
એવી નાવડીઓ ઊડે જળે સાગરને જતી:
છોડયાં જાણે મહાબાણ વિધિએ જલધિજલે!
સહિયરો મળી જાણે ખેલે ભૂલભુલામણી.
વીજળીનાં લતાપત્રો ડોલતાં જળડોલમાં,
સમીરે ફફડે એવા નાવ-શઢો સુહામણા.
તરન્તા મગરમચ્છો હતાં સૌ નરનાર ત્ય્હાં.
'જળની ઝાડીઓ જેવું પૂર આ ઊતરી, હરિ!
વૈભવોની પેલી પાર તપે ભારુંડ-આશ્રમ:
મેઘના મેઘાભ્ર જેવો, સાગરકુંજના સમો.
સાગરઘોષે ગાજન્તા ઋષિ ભારુંડ ત્ય્હાં વસે:'
સંઘ – યોગેશ્વરને એ કહ્યું યોગેશ યોગીએ.
એવે વન વીંધી .આવી ગર્જના ઘુઘવાટની;
ઘાટના પથ્થરો બોલ્યા, ગજર્યાં શું વારિસિંહલો.

હતો એ ભરતી-બોલ, હતો સાગરશબ્દ એ.
ભરે ભાંગ્યા કિનારાને, ભરે ભૂશિરપાંખડી;

ભરીને ભાગ્ય પૃથ્વીનાં સાગરભાગ્યને ભરે.
અમ્ભોધિનાં અંબુ અંબુ ગાજે એકત્ર જો થઈ,

તો એહ અંબુનો ગાજ ગાજે એ ગર્જના સમો.
ગુફામુખો મહાઘોષ ધાવન્તો મેઘદેશથી,

શ્રુતિના શબ્દ શો, આવી સંઘના શ્રવણે પડ્યો.
મહાસાગરનો મ્હેલ્લો આભગાજન્ત ઘોષ એ,
અનન્તમાથી આવન્તો, સુણ્યો ભારુંડ સામ શો.

ઝૂલન્તી ઝંઝાનિલપાંપણે ચ્હડી
મેઘાભ્ર શી વ્હેતી તરંગમાળ ત્ય્હાં;
આવન્તી એ સિંહલદ્વીપ પારથી
ઘેરી મહાસાગર કેરી ઘોષણા:
અનન્તનો ગહ્વરઘોર ઘોરતી.

## અધ્યાય ૯ મો - ભારુંડ મુનિ

અઘોર કો કાનનમાં પુરાયલી
આક્રન્દતી સિંહણ હોય દુઃખિણી;
તમસ્‌ગુફાગ્રસ્ત ન માર્ગસૂઝણી;
અને પુકારે પછી પૂરઘોરથી;
એવી હતી ભીષણ સિન્ધુઘોષણા.

પડી'તી વજ્રદન્તાળી ભૂશિરો ત્ય્હાં શરોમુખી,
ગર્હી સાગરનાં પાણી ઘૂમતાં-ગાજતાં હતાં;
આભના ફણગા જાણે પૃથ્વીની કોરમાં ફૂટ્યા.
કાંગરે કાંગરે શૃંગે ગોરમ્ભે ઝુંડ ઝાડનાં;
એ ગોરંભગુફાઓમાં મન્ત્રો કૈં પ્રકૃતિ લખે.
કાળા કાળમીંઢો ઊભા આકાશી એહ કાંગરે;
કાળા પડછાયા પાડી ઝૂલતાં ઝુંડ ઝાડનાં
રૂહેતા'તા વૃક્ષરાજેમાં ત્ય્હાં ભારુંડ મહામુનિ.
ભરતીઓટના ધાતા વાંસજાળ જુવાળ ત્ય્હાં.
કૂહેતા સાગરની વાતો સાગરના સમીરણો;
ઘોડાપૂર સમા વેગે વેળ એ આવતી-જતી.
વૃક્ષનાં પલ્લવો કેરા ઉત્તુંગ ધ્વજ ઊડતા.
દિશાઓની દીવાદાંડી સરીખું શૃંગ એ હતું;
ને દિશા દાખવતા'તા મુનિઓને મહામુનિ.
નિત્યશઃ ભારુંડ સામ ગાય મેઘલ ઘોષથી;
એના કાશ્મીરકુંજોમાં પાધરા પડઘા પડે.
અવધૂત અવધૂતોમાં, ધોધ શા સરિતા-જલે;
મનસ્વી ને શાસ્રપરા મ્હના પરમહંસ એ.
પાયમોને હરિસંઘ આવ્યો એહ ભૂશિરમાં.
વેદપાઠી વેદબોલે, યાજ્ઞિકો યજ્ઞને યજે;
પુણ્યવન્તી ધરિત્રીમાં ધેનુઓ ચરતી સુખે.
મધ્યાહ્નની મહાવારિ ભરતી રહડતી હતી;

દીઠું દર્શન ત્ય્હાં આંખે અદ્‌ભુત અવધૂતનું.
પાય રોપી, પોપચાંને ઉઘાડી, સંઘ થંભિયો,
ઝુંડે આસે અને ઉરે ગાજે સાગરઘોષણા,
એવી સ્હામે મુનિ નાખે ઘોષણા વેદગાનની;
કરે સાગર શું સ્પર્ધા મહાઘોષે મહામુનિ.
ઋ[illegible]િરાજ વિરાજ્યા'તા ઘટામાં વૃક્ષરાજની;
ગર્જતા સાગર સ્હામે ઘટાના ઘોર ઘોર શા.
સન્દેશા સાગર લાવે ઊંડાં ગહ્‌વરગર્તના;
ઝીલે સાગરના શબ્દો, ઉછાળે ઊર્મિમોજમાં.
ભણે સાગરનાં શાસ્ત્રો ઊર્મિની અક્ષરાવળો.
ભવ્યભાવે મહાશબ્દે ગાયો ભારુંડ સામ ત્ય્હાં.
થંભ્યાં એ ડોલતાં વૃક્ષો, થંભી ચરતી ધેનુઓ;
મૌન ધારી ઊભી એહ તરંગોની પરંપરા;
સુણીને મધ્યાહ્‌નગાન નિત્યનું એ દિશાન્તનું.
ભેદીને ને ભરીને સૌ વનાન્તોની ઘટા ઘટા
ભૂમિને ઉત્તરાન્તે જૈ વધાવ્યા અમરેશને.
ગૂઢ એ બોલ ગર્તોના, સાગરના પુકાર એ,
ના સહાયું હરિથી એ હૈયા-આક્રન્દ કારમું.
ગયા વૃક્ષની છાયામાં તાપસદંડી તાપસ.
'બ્રાહ્મણ છો, બ્રહ્મજ્ઞ છો, ભવ્ય છો ભવ શા, મુનિ!
દારુણ દુઃખજ્વાળાનાં આ શાં આશ્રમ-ક્રન્દન?
પડે છે પડઘો જેને હેમાવન્ત હિમાદ્રિમાં.

ઊતરે વૃક્ષડાળેથી, ઘરે આવ્યાં અતિથિઓ.'
મુનિએ સાંભળ્યા શબ્દો, દ્વારે દીઠા તપસ્વીને;
ઊતર્યા, ને નમ્યા, પ્રાર્થ્યા, સ્મર્યો આશ્રમધર્મને.
'પધારો અતિથિદેવો ! આપનો છે જ આશ્રમ;
અને હુંયે દુઃખી લૂખો છું જ એવો છું આપનો.'
સંઘને વંદીને કીધો દંડવત્ નારીવૃન્દને.
'યાત્રાળુ છો તપસ્વી છો, જાવ છો રામસેતુએ;
જાનકીએ રઘુવીરે સાર્યાં છે અશ્રુઓ ત્યહાં.
મોતીડાં થઈ ઊગે છે વીણુંજો ખોબલા ભરી.'
મુનિ, હરિ તથા સંઘ ગયા આશ્રમછાંયમાં.
દિશે દિશે ઉઘાડો એ હતો ભારુંડ-આશ્રમ;
ઝીલે ચન્દરવો સૂર્ય જગતના તાપ ઝીલતો.
હરિએ મુનિવરને સ્થાપિયો હસ્ત મસ્તકે;
દેહપ્રાન્તે દેહીદેશે જરી શીતલતા ઝરી.
ચક્ષુનાં પડળો ભેદી મુનિએ હરિ ઓળખ્યા.
'આપ છો દ્વારિકાવાસી, દીઠા હતા યદુપુરે;
સાગરના સાગરિયા, આભલનાય આભ છો.
પધારીને ભૂશિરે આ કૃપાનાથ! કીધી કૃપા.
આવો-આવો,ઋષિબાળો! યાજ્ઞિકો! વેદપાઠીઓ!
યજ્ઞ ને વેદ લૈ આવ્યા સદેહે આ સ્વયં પ્રભુ.
વન્દો, વિદુષીઓ! આજે જગની પુણ્યપ્રેરણા.'
અનધ્યાય આશ્રમમાં હરિને પગલે પડ્યો;

ન્હોતો એહ અનધ્યાય, અધ્યાપન હતું પરમ્.
'ચાલો સાગરના સ્નાને, સૌમ્ય સાગરવાસીઓ!
ન્હાયા છો નિધિના નીરે, ન્હાવ એ નીગ્મા વળી.
દ્વારિકાની ગોમતી શો ઘોર છે જ જુવાળ આ '
યોગિની કીર્તન ગાયે, વાયે વીણા સરસ્વતી,
ગયો સાગરના સ્નાને હરિનો સંઘ હેલતો.
અકાળે ઋષિપત્નીના પુણ્યાવસાનની પછી
ન્હોતા આશ્રમમાતા ત્ય્હાં, નહો માતાપિતા હતા
કોઇકે ધેનુઓ દોહી, કાઢ્યા ગોરસ કોઇકે,
છાશ માખણના માટ મંડાયા દૂધમાટ શુ.
કોઇકે વનમાં જૈને આણ્યા આમ્રફળો વીણી.
ગોટલાની સુગન્ધોમાં ગન્ધવતી સુગન્ધતી.
वज्रादपि कठोराणि હતા મહામુનિ, છતાં
હતા એહ ઋષિબાળો मृदूनि कुसुमादपि.
ટહુવે ને આસુડાં પાડે, મુનિશ્રી શુશ્રૂષા કરે.
આવી સાગરથી સઘ રંગેચંગે રમ્યો જમ્યો,
હરિના નેણમાં નેણાં ભદ્રા રુકિમણી પ્રોવતા.
પછી સાગરની પાળે વિરાજ્યો જઈ આશ્રમ.
'હરિ! આવી છલન્તી છે શુશ્રૂષા શોકગ્રસ્તની,
આનન્દતી નન્દતી શી હશે દમ્પતી શુશ્રૂષા!'
રાજેશ્રીએ સુભદ્રાએ બોલાઇ ગયુ માર્ગમાં.
ઘટાઓ છાય ઢાળે, ને અનિલો વાય પખવા,

બોલે ત્ય્હાં ખોખલા બોલે ઓટઓસાર સાગરે.
જગત્ છે ભરતી–ઓટ, આવે ને ઊભરા શમે;

એક દિનમાં બે વેળા ચ્હડે ને ઓસરે જગત.
'જાય છે સેતુએ સંઘ રામની પાજ પૂજવા;

પધારશો, મુનિદેવો સાથ આવી સુહાવશો ?'
ઉદ્ધવે પ્રાર્થના કીધી સોહન્તા આરઝૂ–સ્વરેઃ

'એ જ અશ્રધાર ત્ય્હાં છે, એ અશ્રુધાર છે અહીં;
મ્હારે તો સરખા સૂર્યો અહીં કે રામસેતુએ.'

દાળતા ઉરની આળો મુનિ ભારુંડ ઉચ્ચર્યો.
'આયુષ્યના ઉદ્ધાર શો આવો સંગાથ વિરલો;

દ્યો છો મ્હેમાનીનાં માન, માન એ કૈંક લે જન્ને.'
ત્ય્હાં બે રાત્રિઓ ગાળી; સુખોદુઃખો સુણ્યાં-કહ્યાં;

અને એમ હૈયાભાર કૈંક ત્ય્હાં હળવા કીધા.
પછી લીધો સેતુમાર્ગ સાગરને તટે તટે.

સૂર્ય કહે તપાવું, ને સાગર કહે શીળા કરું;
દિવસે સૂર્યનું રાજ્ય, સાગર કેરું રાત્રિએ.

આનન્દતો એમ સંઘ વર્ચસ્વી રામમાર્ગમાં
હાથીઓની હેલાર શો હેલતો હેલતો જતો.

એમ જતાં જતાં માર્ગે, સાન્તના સહુ અન્ત શો,
પૃથ્વીનો છેડલો આવ્યો, પડે પાલવ સાગરે.
અને કન્યાકુમારીનાં શૃંગો આભસીમે દીઠાં.

તરંગની ઘૂઘરીઓ ઘુમાવતી,
અંગુલિએ મોરલિયા નચાવતી,
અખંડ એવી અવિરામ ઝાઝરી
ઝંકારતા નૂપુર પૃથ્વી પાયના.
દેવાંગનાને પણ દુર્લભા દીસે.

## અધ્યાય ૧૦ મો · કન્યાકુમારી

કો શૃંગની લેખડ ને સમીરણો
તરંગની ત્રાટકતા પરંપરા,
ત્હોયે બુઝાયે ન અખંડ દીવડો;
અનસ્ત એવું ઊભું આંખડી ભરી
કન્યાકુમારીનું દિગન્તદર્શન.

વડી પૃથ્વીની પાળે ત્હાં, છેડાને પણ છેડલે,
પાયનૂપુરના નાદે ગર્જે અખંડ ઝાઝરી
કે એ પોકાર પૃથ્વીનો નિર્ઝરે પદ્મપાવલે?
સાગરના વને જાણે ટ્હૌકે સહસ્ર મોરલા,
ધારીઓ ઊતરી ગાઢ, કરાડો ગિરિની ચ્હડી,
સિન્ધુધરા સીમાન્તોમાં સલૂણો હરિસંઘ એ.
સાગરવારિની સીમે પૃથ્વીને છેક છેડલે
છેટલી ભૂશિરને શૃંગે હેલતો હેલતો ગયો;
માથે વિસ્તરતા આભ, પાયે સાગર વિસ્તરે,
ગુફાની એક છાયામાં સંઘે માંડ્યો પડાવ ત્હાં

થાક ન્હોતો કોઈનેયે, સૌને ઉત્સાહ આભમાં
ઉઘાડે એ નીખેં નેણાં નેહથી નવદર્શન.
ન દીસે ખંડ કે દેશ ન ભાસે ભેદ સીમના;
છલે ને છલકે એક પાણીડાં પછી પાણીડાં,
વજ-હૈયાળ વિસ્તારી પૃથ્વીયે પાણીમાં પડે;
નીરમાં ઝૂલતું એક પૃથ્વીનું પાય-કૂમતું.
સંઘે સાગરને જોયો, હરિએ નિધિ પારનું.
'પિતા! પેલા મેઘ ક્યહાંછે? આ તો મસ્તાની સાગર'
પૂછે શ્રીહરિને ભાવે લાડીલી પુત્રી યોગિની.
'સહસ્ર યોજનો પૂરો પડ્યો અફાટ સાગર;
ત્યહાં છે મેઘના દેશ, ત્યહાંથી મેઘ આવશે.'
અબુદ્ધ પૃથિવી ભાસી હરિને પાવલે પડ્યે;
સાગરે ક્ષોભ પામ્યો, એ દુર્લભા હરિ-દર્શને.
કથા કીધી ઉદ્ધવે ને સાગરે સૂર્ય આથમ્યો;
યોગિનીએ ગીતો ગાયાં, ઉજ્જવળી રજની પડી.
ઉઘાડા આભને ખોળે સંઘ નીંદરમાં ઢળ્યો.
અનિદ્રિત હતા એક ત્યહાં ભારુંડ મહામુનિ;
અનિદ્રિત હતા બીજા સદાજાગૃત શ્રીહરિઃ
વિશ્વની વિશ્વંભરતાને ચિન્તા ચિન્તવતી હતી.
તરંગાવળેની તુંગ ગાજતી ઘોર ગર્જના;
એ ઘોર ઘોર સંદેશા સુણતા'તા મુનીશ્વર.
પોપચાંની પાંદડીઓ ખોલી તો હરિએ દીઠા

તેજ તેજસ્વી તારા બે ચમકન્તા મહીતલે;
હતાં વર્ચસ્વી ચક્ષુ એ ભારુડ મુનિદેવનાં.
સચિન્તા ને સફાળા ત્ય્હાં ઊઠયા હરિ, કને ગયા.
'ચાલો મુનિ! તીરે જઇએ, બોલાવે છે પયોનિધિ;
તરગાવળ લાવે છે સન્દેશા ભવપારના.'
છેલ્લી ભૂશિરની ધારે શ્યામ સિંહાસનો હતાં;
ચન્દનીએ બિછાવ્યાં'તાં ચન્દ્રનાં મહીં આસનો.
ત્ય્હાં ઊંડું ન્ય્હાળતા બેઠા સાગરે દ્વય સાગરો;
હરિએ ગોઠડી માંડી પૂર્વાશ્રમની પૂર્વના.
ઝરી મુખેથી માધુર્ય શ્રીહરિ તાગ તાગતા:
'મહામુનિ! આપનું આ ઊભુ આયુષ્યદર્શન.
સાચું છે લોક કહે છે એ? લગ્ન ન્હોતાં થયાં મુનિ!
થયાં'તાં વાણીનાં દાન ન્હોતી સપ્તપદી ભરી.
તો કોનાં પતિ કે પત્ની? પૂછે છે લોકપ્રશ્ન એ.'
હરિએ મુનિને ભાખ્યુ; ઝંખવાયા મહામુનિ.
દિશાઓ થઇ'તી લોપ, દિશા એકે દિસે નહિ;
આંખડી નીર્ખતી ન્હોતી, નિર્ખતી એક સાગર.
વીણીને સ્મૃતિની વાડી પછી બોલ્યા મહામુનિ:
'લોકદષ્ટે જુએ લોક, હરિદષ્ટે જુઓ, હરિ!
જૂઠડા જગના લોક જૂઠડું એ જુએ-વદે.
આપ્યા-લીધા, કોલ દીધા; કોલનાં મૂલ્ય શૂન્ય શું?
'જીભથી લેખિની મ્હોરી' એ મૂલ્યાંકન લોકનાં,

હોત સાચા લોકબોલ ન્હોત સાગરશબ્દ તો;
સાગર સન્દેશા લાવે નિત્યનિત્યે દિને નિશે,
આવી અનન્તથી ઊર્મિ બોલે છે બોલ એહના:
'જાણું છું, એથી તો આનું નામ કન્યાકુમારી છે;
અલક્ષ્મી લક્ષ્મવંતી એ અસ્પર્શી ઉરમાં વસી.
સંચરી શુદ્ધ શીલા એ મુનિશ્રી! મેઘલોકમાં.'
'ના, હરિ! અણુતપ્યો આ સાગર ભરખી ગયો;
હજારો ભોગ લીધેયે ન ભાગે ભૂખ એહની.'
મુનિએ નિશ્વાસ નાખ્યો નિધિનિશ્વાસના સમો.
'ઋષિ પુલસ્ત્યની પુત્રી, મેધાવી મેઘશ્યામળી,
મુનિ! સાગરની જાયા લીધી છે પાછી સાગરે.
કલ્પના તમ કોડીલી પોઢી જળસમાધિમાં;
પ્રેમસમાધિમાં આપ, નીરખો સમાધિ-નેત્રથી.'
કલ્પના કલ્પનાદેશે અનાદિની અનસ્ત છે;
કવિતાની વેળમાં આ કલ્પના છે ચિરંજીવ.
ચન્દ્રમા ચન્દન ઢાળે, સાગર ઘૂમડી ઘૂમે;
ગંભીરી રજની ગાજે હતા ત્યાં હરિ ને મુનિ.
ડોલંતા ઊર્મિ-હિંડોળા, ને ડોલે શૃંગ-છાંયડી
કરે જન્માન્તર-વાતો ભાગ્યની, અવભાગ્યની.
'ગુણે સાગર-ગંભીરી, રૂપે સાગર શ્યામળી;
રૂપે ગુણે મેઘશ્યામ! પુલસ્ત્યી તમ શી હતી.
હતી એ સાગરપુત્રી પૃથ્વીપુત્રી થકી પરી.

ઉદધિ કે મહાકાળ – કોણે ગ્રસી પુલસ્ત્યીને ?
કલ્પના કાવ્યદેશેથી હરિ ! કોણ હરી ગયું ?
સંહારુ મન્ત્રના બાણે, કહો માનવ શત્રુ કો
એનાથીઊજળી ન્હોતી જ્યોત્સ્ના ઊજળીઆભવી;
કે ન્હોતી કર્પૂરગૌર વીજળી મેઘ-શ્યામળી.
પુણ્યની પ્રતિમા જેવી પોઢી એહ પયોધિમાં;
અદીઠા દાખવો પન્થ હિતસ્વી છો હરિ ત્હમે
ને અમરેશ આવ્યા'તા દયિતાનેય દર્શને;
કહ્યું 'ચાલો સિન્ધુપુત્રી ! હૈમાવન્ત હિમાદ્રિએ
કરશે શુશ્રૂષા સેવા શારદાખંડ કાશ્મીર,
શૃંગો છે શતધા ઊંચાં ઝૂક્યાં શારદનાં વનો'
કહે 'ન્હાવા નિત્યનિત્યે મ્હારે સાગરના જળે
કોડ એ છે, કલા એ છે, એ છે નિત્ય મનોરથ,
અમરેશ ! ત્હ્યાં કાં આવું ? હિમાદ્રિમાં ન સાગર '
નિત્યે સાગરમાં ન્હાય વાસજાળ જુવાળમાં;
એકદા પાછી ના આવી, સદાની ગઈ તે ગઈ
જેવી છે રાત્રિ સૂની આ, એવું છે સૂનું જીવન,
જેવો આ સાગર ગાજે, એવું ગાજન્તું હૈયું આ '
'તેથી ભારુડના સામ ગાવ છો ઘોર ઘોષથી.
સ્હડચા વિષાદના વિષ ઉતારો, ને અમી પીઓ,
કાળ કાળોતરો નાગ ડસ્યો છે તમને મુનિ !
બેસી અનિલની પાંખે આવશે અમરેશ, ને

લાવશે હિમનાં હેમ, ભાવશે ગિરિઔષધિ.
નરઘેલી દીઠી નારી, નારીઘેલા દીઠા નરો;

પુત્રપુત્રી હરિનાં સૌ હોય જો પ્રેમભક્તિનાં.'
આલોચી લોચના સૌ એ હરિએ સાર સારવ્યો.

પૃથ્વી જોઇ, પાણી જોયાં, જોયાં સાગર આભને
અસીમોના સીમાઘાટો જોયા ક્ષિતિજ-ઘાટમાં.

આયુષ્યનો એક શબ્દ બોલ્યા પછી મહામુનિઃ
'નથી આ સાગરઘોર, પુલસ્ત્યીનો છ ઘોર આ.

એક ન્હાની આભલીમાં સન્તાયો જઈ ચન્દ્રમા;'
સુણી એ મુનિના શબ્દો સાગરે ઓટ આદર્યો;

પશ્ચિમે સાગર ધાતો ચન્દ્રમાને ડુબાડવા;
અને કન્યાકુમારીના પૂર્વમાં પર્વતો હતા.
ડામાડોલ ડોલન્તાંમાં અડોલ એક શ્રી હરિઃ

રથો રથીનાં સમરાંગણો ધૂમે
ઉત્તુંગ માથે ઊડતો રથધ્વજ;
એવું હતું ભવ્ય ભૂશિરશૃંગ એ.
વિશાળ વિસ્તારી જ જંબુદ્વીપની,
ઢળી જતી'તી ત્યહીં સાગરે ધરા.

## અધ્યાય ૧૧ મો · રામેશ્વર

રચી ઊંચી પૃથ્વીની કોર-કાંગરી
લીલાં ઊભાં'તાં વન નાળિયેરીનાં;
ઊડે નભે રાઘવનો મહાધ્વજ;
ધ્વજે નિમન્ત્યા જગયાત્રી તાપસો
રામેશ્વરે સાગરઘાટમાં ગયા.

પછી કન્યાકુમારીના, કરી સાગરદર્શન,
હૈયાદેશે તીર્થના એ ભાવને સંભરી ભરી,
સાગરની પાળે પાળે પૂર્વમા સંઘ સંચર્યો.
ત્ય્હાં રામેશ્વરનુ તીર્થ રમ્ય છે રામપાજ ત્ય્હાં,
હૈયામાં જાનકીભાવ, પાયમાં રામપ્રેરણા;
ને આત્મા આત્મપખાળો દેહની આગળે ઊડે.
બીજના ચન્દ્ર જેવો હતો સાગરઘાટ એ.
ઘેરવા લંકેશ દુર્ગ લંકેશ-વંશ જેરવા,
રાઘવે ચન્દ્રલેખા એ કોરી'તી શું સ્વયં કરે !
એ ચારુ ચન્દ્રલેખામાં જતા'તા ચન્દ્રવંશીઓ;
ચન્દ્રવંશ જતો'તો ત્ય્હાં પૂજવા સૂર્યવંશને;
જતો'તો દ્વાપર યુગ ત્રેતા કેરે વધામણે.
ઝીલ્યા બે-ત્રણ સૂર્યોને, ને ચન્દ્રોની પીધી સુધા;
દીઠા શાશ્વત ઊભેલા દુર્ગ ત્ય્હાં નાળિયેરીના.
હતી ત્ય્હાં વનની પાળ પૃથ્વીની ઘેરી પાળ શી;
લીલી લીલમના જેવી, ઊંચી આભલ કોરતી.

ડોલે ત્ય્હોયે સ્થિર નિત્યે કિરીટો નાળિયેરીના.
વાદળી સાગરસાળુ વનની લીલી કોરનો,
જરીની છાંટ છાંટેલો પ્હેરી ત્ય્હાં પ્રકૃતિ ઊભી.
અને પ્રકૃતિને સેંથે મણિના મોરલા સમો
ઊડતો સૂર્યતેજસ્વી ધ્વજ ત્ય્હાં સૂર્યવંશનો
સાગરસાગરે ગાય સૂર્યવંશની કીર્તિને.
દીઠો સંઘે વિશ્વમાથે રાઘવનો મહાધ્વજ,
પોકારી રામસીતાની યુગોની જયઘોષણા.
હતો સાગરનો ઘોષ ગાજન્તે જયઘોષ એ.
છેક છેલ્લા નિધિઘાટે જઈને સંઘ નાંગર્યો.
ઊંચો સાગરનો ઘાટ ઊંચેરી વૃક્ષરાજીમાં
ઝીલીને હરિનો સંઘ ધરતો છત્રછાંયડી.
લીલમ કિરીટો શીર્ષે, પાયે પૃથ્વી-સિંહાસન.
પરીખા કોરી પાર્શ્વે, ને સંઘે પડાવ ઢાળિયો.
દેવર્ષિએ શારદાએ વીણાથી કીધુ કીર્તન;
યોગ સાધી યોગીઓએ રાત્રિના તારલા ગણ્યા.
ઘૂમી વળી ઘાટઘાટે યોગિની ગૂઢ વીણતી.
જમાડયાં ને પાણી પાયાં ભદ્રાએ રુક્મિણીજીએ;
હરિએ હેત વર્ષાવ્યાં સુભાગ્યે યાત્રીયાત્રીને.
'પશ્ચિમે દ્વારિકાઘાટે જેવો છે જગછેડલો,
એવો દક્ષિણઘાટે આ, જગતછેડો તપસ્વીઓ!
આની પાર હતી લંકા, મહીં અશોકનું વન;

એહ લંકાની યે પાર મહાજળ મહોદધિ;
અનન્તમાં ઊછળે, ને ધાયે અસીમ સીમમાં.'
રાત્રિ ઉલ્લાસમાં વીતી, પડ્યું પ્રભાતપોયણું;
ઉજ્જ્વળી ધરતી થૈ, ને થયાં આભલ ઉજ્જ્વળાં.
સૂર્ય ઊગ્યો સિન્ધુમાંથી, વધ્યો સહસ્રપાંખડી;
ને પ્રાતઃકાળની ઘંટા વાગી વિશ્વ જગાડતી.
યોગી જાગ્યા યોગમાંથી, ભણતી જાગી ભારતી;
જાગિયું યોગિનીવૃન્દ, નિત્યપ્રેમસમાધિથી.
આવ્યા સાગરતીરેથી પાર્થ-ઉદ્ધવ ન્હાઈને;
સુભદ્રા ગોંદરે ગૈ'તી લાવી ગોવાળ-ધેનુઓ.
દોહી રાજેશ્વરીએ એ પાયાં દૂધડ સંઘને.
હરિ સાગરની પાળે હતા વિશ્વસમાધિમાં.
ઊજળાં વાદળી-આભ, ઊજળો વાદળી-નિધ;
ઊજળું વાદળી-ચોખ્ખું સ્હવાર એ મનોહરું.
સોહંતો સંચર્યો સંઘ ત્ય્હાં રામેશ્વરદર્શને;
જાણે ચાલ્યો ચન્દ્રવંશ પૂજવા સૂર્યવંશને.
હરિ પધારતા પેખી ઓસાર્યાં નીર સાગરે;
એ છળછળિયાં પાણી વીંધી સંઘ દ્વીપે ગયો.
એકલા અટૂલા જોગી શંભુ વસે સ્મશાનમાં,
રામરામેશ્વર એમ એકલા વસતા દ્વીપે;
મોતીડાંની ભસ્મ જેવી, રમન્તા રામરેણુમાં.
મીઠાં અમૃતવારિનું આવિયું ત્ય્હાં સરોવર;

ડોલતું દેવની લ્હેરે, લ્હેકતું દેવલ્હેકથી.
હાથી થંભે એમ થંભ્યા થંભાવી પાય શ્રીહરિ:
'પ્રાયશ્ચિત્ત મ્હને આપો મહાપાપનું, ઉદ્ધવ!'
'શાનું? હરિ! શું કીધાનું?' હરિને ઉદ્ધવે પૂછ્યું.
પ્રાયશ્ચિત્ત હરિને-એ સંઘે આશ્ચર્ય સાંભળ્યું.
'ધનુષ્યકોટિનું ધીંગું હરિ! આ તો સરોવર.
રામભદ્રે ધનુષ્યાગ્રે - શંભુસ્નાન કરાવવા,
આણ્યાં પોતાળનાં પાણી સ્વયંહસ્તે રઘુવીરે.
આમાં ગંગોત્રી ને ગંગા, ગોદાવરી સરસ્વતી.'
'તો તો પાપ જશે મ્હારું, થશે આ દેહ પુણ્યનો.
થયેલી બ્રહ્મહત્યાનું, ને સંહાર્યાનું વેદવિદ્
આ સરે શ્રીરામચન્દ્રે પ્રાયશ્ચિત્ત લીધું હતું.
જેવો તેવો હતો ત્હોયે બ્રાહ્મણપુત્ર રાવણ.
મ્હારે માતુલની હત્યા, દ્યો એ પાપનિવારણ.'
હાથી સમા હરિસંગે ગયો સંઘ સરોવરે;
સૌ-સૌએ નિજનાં પાપ ધોયાં,નેસાધી શુદ્ધિ ત્ય્હાં.
ઠ્હેલતો કીર્તનો ગાતો, પૃથ્વી જગાડતો, પછી
ગયો રામેશ્વરે સંઘ રામની પાજ પૂજવા.
ચાળેલી ચંદની જેવી પાથરી હતી વેળુ ત્ય્હાં;
પડચો'તો સાગરપાળે મેઘલી વાદળી સમો.
સૂનીસૂની હતી પાળ સૂનો હતો જ સાગર.
વેળુમાં ને વને પાળે હરણી શી ઘૂમી વળી,

પછી પૂછ્યું યોગિનીએ હરિને હેતલાડથી:
'રામસ્થાપ્યા રામેશ્વર ક્ય્હાં? ક્ય્હાં પાજ રામની?'
હરિ કહે, 'આવશે એ, દેશે ત્હેનેય દર્શન.'
વાદળી સમ વેરાયો સંઘ સાગરવેણુમાં;
ખડકો શી દ્વીપમાળા ન્ય્હાળે દષ્ટિશરે હરિ;
પરોવી દષ્ટિને દોરે લંકામાં ઘૂમી આવતા.
આવી એક મહાવેળ છલન્તી છલતી પછી;
પ્રસારી પાણીની છોળ પાથરી તટવેણુમાં.
વીજળીની વેળ જેવી આવી એવી વળી ગઈ;
પાથરી ગઈ પગલીની પાળમાં પાર્થિવેશ્વરો.
'પધારો યુગયાત્રીઓ, ભાવે પૂજો ભૂતેશને;
અક્કેક કાજ અક્કેક સરજ્યાં ભૂતેશ સાગરે.
આમન્ત્યાં ત્ય્હાં હરિએ યાત્રી પાડીને જગહાકલ.
ધાયો તાપસનો સંઘ, ભદ્રા-રુક્મિણી ધાય ત્ય્હાં;
પાર્થ યોગી યોગિનીઓ કુંજરસ્વામી સરસ્વતી.
હરિ રામેશ્વર પૂજે, ઉદ્ધવ પાણીડાં સિંચે.
સંઘ ધરે જલાધારી ત્ય્હાં બ્રહ્મસરનાં નીરે;
તાડપત્રે શિખા ધારી કીધી કર્પૂરઆરતી.
'असितगिरिसमं स्यात्' ગાજી એ સંઘઘોષણા
આવિયા રામેશ્વરના મહાભાવ મહન્તજી;
વેણુમાં યાત્રીનો સંઘ નીરખ્યો કૌતુકકીકીએ.
'અહોભાગ્ય, યાત્રીદેવો ! દેવ છો ? યક્ષ ? કિન્નરો ?

ત્રેતાથી રામસીતાનું સેતુને વરદાન છે;
નિત્યનિત્યે એક થાય વમળે જળવેળના.

ન નીખર્યાં આટલા નેણે આ પાળે પાર્થિવેશ્વરે.
વંદી વંદી સંઘને એ હરિના પાયમાં પડયા.

'દશાનનનો દેવાંશી છું પુરોહિત—ગોત્રી હું,
યાત્રીઓ સૌ અતિથિ છો રામના, રામસેતુના;
પધારજો પડાવે સૌ કરીને રાત્રિદર્શન.

દીપમાળા થશે દૈવી ગંગોત્રી અભિષેકશે;
આવશે દર્શન કાજે ચિરંજીવ વિભીષણ.

ગંગોત્રીથી કાવડ નિત્ય પાઠવી
ધારે જલધારી હિમાદ્રિ નિત્યશઃ;
રચે–ધૂવે સાગર પાર્થિવેશ્વર;
જ્યહાં નારલા આવી દીપાવલિ કરે,
દામ્પત્યના પ્રેમની રામપાજ આ.'

## અધ્યાય ૧૨ મો · સાયં-આરતી

ઉચ્ચાર્યું જ્યહાં સીત-સતીત્વ અગ્નિએ,
ત્યહાં ન્હાઈને નિર્મળ અગ્નિતીર્થમાં
ઝર્યાં ઊના અશ્રુ નણંદભાભીએ,
ને તેજબિન્દુ સમ કાન્ત ઉજ્જવળાં
સંઘે વીણ્યાં સાગરઘાટ મોતીડાં.

છલન્તી સાગરછોળ આવે રમન્તી ઘાટમાં;
અને તટની વેળુમાં રચે એ પાર્થિવેશ્વરો;
ને પછી ઓસરી જૈને શમે પયોધિ ગૂઢમાં.
પૃથ્વીને છેડલે એહ, પૃથ્વી-સાગર-સંગમે,
ગમ્ય-અગમ્યની લીલા પૂજતા ત્‍હાં હરિવર.
એમ એહ થયો સંઘ અતિથિ રામપાજનો;
અને અમ્ભોધિને ઘાટે યુગોનાં અમૃતો પીધાં.
પ્રોત્સાહાવે હુલસાવે સંઘને હરિ હોંશીલા.
કાળાતીત કલા એવી કો અકળિતને કળે?
અત્યારે તો હતી હોશ પૂજવા રામપાજને.
તાડની ગૂંથણુ ડાલે સુભદ્રા જળ સિંચતાં;
રુક્મિણી તાડપત્રોની તત્ર પત્રાવળી ગૂંથે.
સંઘની શુશ્રૂષા-સેવા એ યાત્રાધર્મ એમનો.
મધ્ય મધ્યાહ્નનો સૂર્ય તાપે તપી ગયો પછી,
પરવારી ગયા યાત્રી સાગરપાળ–પાળમાં.
તરંગો શું કરે વાર્તા, ભવોભવની ભારતી;
ને અતલેથી આવન્તા, સુણે શબ્દો મહામુનિ.
સુભદ્રાને લેઇ પાર્થ સંચર્યો પાજદર્શને,
શ્રીહરિ ને રાજેશ્વરી ન્‍હાળે અશોકનું વન;
આંખડીથી અશ્રુ સારે, અને વિદર્ભને સ્મરે.
યોગીઓ યોગની પાજ ન્‍હાળે એ રામપાજમાં;
આનંદે યોગિની હૈયે પાજની પ્રેમભક્તિથી.

સ્વભાવ-શ્રવણે સૌએ સન્દેશા ત્યહાં સુણ્યા ઝીલ્યા;
સર્વતોમુખ ઝિલાતા  આદેશો રામપાજના.

મહાનુભાવ મહન્તે ત્યહાં સ્હાંજ કીધી કથા પછી.
અગમ્યના ઓછાયા શી યુગોની આય ઢાળતા

આભ સિન્ધુ અન્તરિક્ષ હતાં સૌ પારદર્શક.
મહન્ત કલિના, કાલે ત્રેતાના બોલ બોલતા.

ત્રિકાળપરું છે સત્ય,  સત્ય તો છે સનાતન;
શીલ ને સૌંદર્ય બે છે  ચક્ષુઓ સત્યદેહનાં.

આવશે જુગના જોગી  જોય જોશે યુગેયુગે;
નવા શબ્દો, નવા મન્ત્રો અર્થ સૌ બ્રહ્મ શા જૂના.

સુવેણુમાં જયોચ્ચાર  થયો રામધનુષ્યનો;
પછી વળી વાયુસુત  ગયા અશોકને વને.

સતીત્વના શબ્દ જેવો  જયટંકાર ચાપનો
એ મહાએકાન્તમાંયે સતીએ સાંભળ્યો હતો.

હજારો વર્ષને વીત્યે આજ નિર્ધારશે જ કો?
સીતાનો એ જયોચ્ચાર કે જયોચ્ચાર રામનો?

કે સતીએ સજ્યું ચાપ, ને રામે બાણ છોડિયું?
ડાળ ડાળે હર્ષઘેલા કપિઓ વન ઝૂલતો

વન્દતા વનરાણીને નિહાળ્યા ત્યહાં કપીશ્વરે.
'પધારો પુણ્યપુણ્યાળુ ! વળી લાવ્યો વધામણી'

પાયમાં ઢાળતાં હૈયું ઉચ્ચર્યા હનુવો જતિ.
'ચિરંજીવ' એક શબ્દે  વર્ષાવી નેત્રનાં અમી

પાકાં વીણ્યાં વનફળો સતીએ જતીને દીધાં.
હતો જયસમારમ્ભ પાયપદ્મે સુવેણુને
પડી આઘેથી સીતાની પ્રભજ્યોત પ્રભાવ શી,
ત્ય્હાં તો જયસમારંભે થયા પ્રકાશ પ્રોજ્જ્વળ;
સૂર્યવંશની લક્ષ્મીને સૂર્યે તેજે વધાવિયાં.
ધાયા ત્ય્હાં લક્ષ્મણવીર, ધાયા સુગ્રીવ, અંગદ
ધાયો સેનાગઢ સારો, છલ્યો જાણે શું સાગર!
ગંભીરા મેઘલપાયે રામ સત્કારણે ગયા.
ડોલાવે ડાળીઓ સેના, હનુવો ફરકે ધ્વજ;
લક્ષ્મણે અશ્રુધારાથી ભીંજવી પાયપાંખડી.
ગ્રોયા'તાં રામમુદ્રામાં સીતાનાં નેત્ર નેહિલાં;
સોહાગી સતીએ લીધાં ભામણાં રામભદ્રનાં.
સૈન્યે કીધો જયોચ્ચાર લંકાગઢ વિડારતો;
જેને એહ જયોચ્ચારે વગાડ્યાં દેવદુંદુભિ.
રશ્મિ રશ્મિ થઇ પુષ્પ વધાવે રામ ને સીતા.
અને ત્ય્હાં રામસીતાની દષ્ટોદષ્ટ મળ્યે પછી
પૂછ્યા-ગાછ્યા કંઈ પ્રશ્નો દષ્ટોદષ્ટે પરસ્પરે.
વિર્હનાં કૈંક વર્ષોની કીધી વાતો ક્ષણેકમાં.
ઠારી જલન્તી લંકાને ઠાર્યા હૈયા-હુતાશને;
સત્યનો સંગ્રામયજ્ઞ રામે કીધો વિસર્જન.
ને અયોધ્યા જવા રામે ઓળંગી પાજ પાવલે,
સીતાજીને સંગ લૈને; ચાલ્યા શું સૂર્ય-ચન્દ્રમા!

'ત્હારે પુષ્પકની પાંખે ન ઊડ્યાં જયદંપતી?'
ફૂટે પરપોટો એવો પ્રશ્ન યોગિનીનો ફૂટચો:
સોહાતો સૂર્ય બેસીને સાગરને સિંહાસને;
છાંટી ધારા કસુંબાની કરે કસુંબલી ધરા.
ભર્ગને સૂર્યવંશીનાં ઝીલતાં ચન્દ્રવંશીઓ.
ધીર પરાગના શબ્દે બોલિયા ત્હાં મહન્તજી:
'ખરું; પુષ્પકની પાંખે જ્વલંતાં જયદંપતી
ગયાં હતાં અયોધ્યાયે, એ તો ગયાં અહીં થકી:
કૈલાસી સંહારસ્વામી રામેશ્વર પૂજ્યા પછી;
થયેલી બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત લીધા પછી.
સાચાં છો; ને અધીરાં છો; સોનાનો મૃગ આવશે.'
વાગ્યો ત્હાં આરતીડંકો જોગી જગત્ જગાડતો;
રામના , રામેશ્વરનો, પૃથ્વી-સાગરપાળનો.
ક્ષમાળી સીત શી પૃથ્વી, રામ ગંભીર સાગર.
કૈલાસીયે પધારે ત્હાં એ રામેશ્વર-સંગમે
ઢળ્યો સાગરમાં સૂર્ય, કસુંબી રંગ આથમ્યો;
ના તેજ, ના તમસ્, એવી ઝાંય કો ઝળકી ઊઠી.
ઊઠચો એ યાત્રીનો સંઘ કથાના ભાવથી ભીનો;
વીણતો સાગરમોતી ગયો સાગરવેણુમાં.
હતીત્હાંસાન્ધ્યજ્યોતિ,નેહતાત્હાંપાર્થિવેશ્વરો.
'આપને પગલે આ તો;' મહન્તે હરિને કહ્યું.
અગર-કર્પૂરે પૂરી સહસ્રજ્યોત આરતી,

ચન્દ્રની જ્યોત શી, લીધી હરિએ કરવેલમાં.
બાણુબાણુની પિંડીમાં પ્રગટી ત્હાં દીપાવલિ;
તારલા ઊતર્યા એ ? કે બિંબ નાખે શિખાશિખા !
શંખ પૂર્યો મહન્તે, તે ગાજ્યો જૈને ક્ષિતિજમાં.
ને કાવડ ગંગોત્રીની સ્કન્ધે આરોહી અર્જુને;
ભદ્રા ને રુક્મિણી નીર છાંટતાં કુંભ કુંભથી.
યોગીઓ યોગ વર્ષાવે, ગાયત્રી શારદા ભણે;
દેવર્ષિ કીર્તન ગાતા, ઉદ્ધવ તાલ પૂરતા.
વીણેલાં મોતીડે સંઘે રામેશ્વરો વધાવિયા:
એમ સાયં-આરતીનો થયો ત્યહાં મહોત્સવ.
આભમાં તારલા ઊગ્યા, ને ચન્દ્રે ઢોળી ચન્દ્રિકા;
દિનાન્તની ઘડી છેલ્લી વીતી, ને રજની પડી.
તરંગતરંગે બેસી હૈયાં હિંડોળ-ડોલતાં,
દેવદેવાંગના આવ્યાં ત્યહાં હરિહર-દર્શને.
અને ત્યહાં દર્શને આવ્યા ચિરંજીવ વિભીષણ;
પુરાણી પાજમાં પાડી પાય સેતુ દ્વીપે દ્વીપે.
સન્ધ્યામાંથી સાન્ધ્યવર્ણા આવ્યા અદ્ધર ચાલતા;
હતો એ પડછાયો ? કે હતો એ દેહધારી કો ?
ભાસ્યો સંધાયલો સેતુ પાવલે રામભક્તના.
મોતીઓની ભસ્મ ચોળી રામેશ્વર રિઝાવિયા;
દંડવત્ કરીને દેહ હરિના પાયમાં પડ્યો.
ભાવનો ભક્તિનો મન્ત્ર વદ્યા લંકેશ વન્દીને.

'ભાસો છો રાઘવ મ્હારા પધારો દ્વીપ સિંહલે.'
આરતીની શિખા આપી, હરિએ આપી આશિષો;

'દૃષ્ટિ છે દેવઆંજી તો, એવોયે યોગ આવશે.'
આવ્યો એમ ગયો એહ પાજેમાં પાય પાડતો;

પાછા થયા ભિન્ન ભિન્ન દ્વીપો એ રામસેતુના.
'ભક્તને કાજ આજેયે રામપાજ અખંડ છે;'

નિત્યદર્શનની લીલા મહન્તે પાર્થને કહી.
આશ્ચર્યોને નિહાળીને, આંખડી આંજી અદ્‌ભુતે,

ધણુ સમો વળ્યો સંઘ પડાવે ઘરપાઈને.
એ છે અવનવી ભૂખ; જમ્યે જાગે, પીધે વધે.

આવી સાગરની વેળ ધૂમતી ગાજતી ત્યહાં;
સાગરે ને પૃથ્વીહૈયે શમાવ્યા પાર્થિવેશ્વરો.

અવતારો આવે-જાય એમ કાળની વેળમાં;
પ્રકાશી પમરી પોષી પૃથ્વીને, કાળને પીએ.

વિરાજીને ઘેરી શી કોક કુંજમાં,
અનન્તમાં આંખડલી પરોવીને,
મીઠું મૃદુ ગેહકી કૈંક ગુંજતો
જેવો પુકારેછ વસન્ત-મોરલો:
એવું હરિ કૈં ટહુક્યા અનન્તમાં.

## અધ્યાય ૧૩ મો · 'સતીનાં અશ્રુઓ'

ઝર્યાં હતાં જેહ અશોકને વને,
ખર્યાં હતાં નાહક અગ્નિતીર્થમાં,
પૃથ્વી પડે તો પૃથિવી જલી ઊઠે,
ઝીલે સતીનાં નિધિ એહ આંસુડાં
મોતી કરે એ કણુ ધોઇ ચન્દ્રમા.

અને વળી સૂર્યે જ્યહારે આવી આભ-ઝરૂખલે
પૃથ્વીના પગથારોએ પાથરી કિરણાવલિ,
ત્યહારે વળી હરિસંઘ સંચર્યો સેતુપાળમાં;
ઝંખતો જુગની ઝાંખી, પેખવા ગહનો છૂપ્યાં,
ઢૂંઢે એ કાળના ઘાટ, શોધે અદીઠું સાગરે.
સોનલા સૂર્યસોહન્તા, તીરે સાગરવેળુમાં
પડી'તી મોતીની છીપો રાત્રિનાં અશ્રુબિન્દુ શી;
વીણે એ બિન્દુડાં સંઘ, વીણે ને પાલવો ભરે.
આવી ત્યહાં બે દિશેથી બે સાધે સંગમ સાગરો;
કરે સાગરની છોળ વાત સાગરછોળ શું.
મેઘની, પાતાળની, ને પૃથ્વીના દેશદેશની;
આભવાસી દિગન્તોની, પોયેલાં પાપપુણ્યની.
દેવની દીવડી જેવાં હતાં નણંદ–ભાભી, ત્યહાં
હર્ષ-છલકાતી છોળો આવી પાયે પડી જતી.
શોધતાં'તાં સુધાદૃષ્ટે પાજના પ્રાણતત્ત્વને.
'બ્હેનડાં પાજનાં પુણ્યો વહે ઉલ્લંઘીને યુગો;'

ઝીલતાં સૂર્યનાં સોનાં સુવર્ણા રુક્મિણી વદ્યાં.
'આપણા દ્વારિકાઘાટે છે, એવો છે પયોધિ આ.'
'ભાખો છો, ભાભલ! એવું, કહે છે મુજ ભાઈયે.
દ્વારિકા પશ્ચિમ-છેડો, સેતુ દક્ષિણ-છેડલો;
બન્નેયે છે જગતછેડા પયોધિમાં ઢળી જતા.'
ભદ્રમુખી સુભદ્રાનાં ગર્યાં ત્ય્હાં મુખમોતીડાં.
'તો પછી બ્હેનડ! કોણે પાજ ભાંગી દ્વીપો કીધા?
ન્હાળો દ્વીપોની ખાડીમાં તરંગાવળ ઊછળે.'
'એ છે અનાદિની વાર્તા; ભંગાવી'તી વિભીષણે;
રાઘવે રાજ્ય દીધું, ને કીધ જ્ય્હારે ચિરંજીવ.'
ઊભેલા પડછાયામાં તાપસ છાય ઝીલતા
મહન્તે શબ્દ નાખ્યા ત્ય્હાં જલાધારીની ધાર શા.
'વળાવા રામસીતાને જીવનના જયો પછી,
આવ્યા હતા રામેશ્વરે ભક્તરાજ વિભીષણ,
આ તો છે ત્ય્હારની વાર્તા; એ પછી બે યુગો વીત્યા.
કીધી ત્ય્હાં તો દીઠી દષ્ટે ભવોભવની ભૂલ એ;
પ્રાર્થનાના સાધુશબ્દે પ્રાર્થિયું રામભદ્રને:
'ભૂલ છે ભાગ્યની મ્હારા, સાંધો પાજ, ભવેશ્વર!'
'હવે પાછી બીજી ભૂલ મા કરો' રામજી વદ્યા.
'ખંડ ખંડ છે આભાસ, રામસેતુ અખંડ છે;
અનેકોમાં એક જેવો મણિમાં મણિમાળ શો.
દ્વીપાન્તરે ભિન્નાભિન્ન, જલાન્તરે અભિન્ન છે.

માહરો છે આર્યાવર્ત, પુલસ્ત્યપુર માહરું;
નહિ વિચ્છેદ છેદે કો, રામસેતુ સનાતન.
લંકાગઢથી લંકેશઃ નિત્યશા આવજો-જજો.'
નિત્યે સંધ્યાએ સંધ્યાએ ત્ય્હારથી એ ચિરંજીવ
અહીં રાજેશ્વર-તીર્થે આવે છે નિત્ય દર્શને.
દ્વીપે દ્વીપે પાય પાડી, ખંડે ખંડે અખંડમાં.'
ફુવારાધાર શી વર્ષો વાગ્ધારાઓ મહન્તજી.
યુગોની એ યુગવાર્તા સુણી ભાભી-નણંદબા
રમન્તાં ભવ્યતા-ભાવે પાજને નીરખી રહ્યાં.
હૈયાના હાર શો દીઠો, દ્વીપહાર અખંડ એ;
ગૂંથતો વન લંકાનાં ગૂંથતો લોક લોકને;
આજેયે ત્ય્હાં ઊડે જાણે રશ્મિઓ રામસીતના.
'જોડે મન્દાકિની જેવા ઘાટ ઘાટ ક્ષિતિજના,
મહર્ષિના મહામન્ત્રો બોલે આભલલેહને,
દ્વૈતમાં રામસીતાનાં વ્હેતાં અદ્વૈતના સમો,
અનેકોમાં એકઃ એવો સોહન્તો રામસેતુ છે.
ભાખે છે ભાભલ! મ્હારા ભાઈ અદ્ભુત એહવું.
તોફ્હેશોકય્હાંથીઆવ્યાંઆમોતીડાંચન્દ્રબિન્દુડાં?
અમારે દ્વારિકાઘાટે વાવવાં છે તટે તટે.'
પૌલસ્ત્ય-પુરોહિતને પ્રાજ્ઞ રાજેશ્વરી પૂછે.
'શોક ને હર્ષની વાર્તા નૃલોકે છે સનાતન;
એ સનાતને સત્યનાં છે મોતી અશ્રુબિન્દુઓ.

વાવજો દ્વારિકાઆરે, થશે આરા અલૌલિક.
અમારા ગોત્રપુરુષે, ભાવિના જોષ જોઇને,
ભાખ્યું'તું દશાનનને સીતાદેને વને પૂર્વે.
'પરસ્ત્રીનો મોહ ત્હારો આ છે આયુષ્યનો અરિ.
લૂંટી પંચવટી-લક્ષ્મી પૂરી અશોકવાડીમાં;
પુણ્ય પરવાર્યાં ત્હારાં, પાપ-પ્રારબ્ધ પાંગર્યાં.
ભાગ્ય ત્હારાં ભુલાવે છે, ભવોભવની ભૂલ છે;
ત્હોયે છેલ્લુ શું, લંકેશ! સુણી લે હિતવેણુ આ.
પડશે ત્હારી પૃથ્વીમાં સતીનાં અશ્રુઓ ઉન્હાં,
તો અંગારા થઈ એહ પૃથ્વી ત્હારી પ્રજાળશે.
સુગોજૂની ઘોરંઘોર તે તિથિથી દશાનને
વીણી વીણી સતીઅશ્રુ નખાવ્યાં અહીં સાગરે,
જાણ્યું બે સાગરો ધાતા ઘંટી શા દળી નાખશે.
સાગરોએ અશ્રુ ઠાર્યાં, ચન્દ્રે ચન્દની સંભરી;
નારીજગે ધર્યાં હૈયે સતીનાં એહ અશ્રુઓ.
દેવીઓ! દ્વારિકાઘાટે વાવજો સતી-અશ્રુ આ;
ફાલશે સતીનો ફાલ, ઝિલાશે અર્થમર્મ એ.'
પાજના પલ્લવો વીણી, ઓળંગી નિધિ અદ્ધર,
આવ્યા ત્ય્હાં સાગરમાંથી સૌમ્ય સાગરિયા હરિઃ
સ્કન્ધે મોતીભરી ઝોળી, મસ્તકે ભાર મોતીનો.
ભદ્રા રાજી ગયાં સ્હામાં, મહન્તે કર જોડિયા;
વન્દી પ્રણમીને પૂછ્યું 'પાળમાં શૂમી આવિયા?'

'ગુફાઓ કેટલી આપે પાજપાંખે છુપાવી છે?
ઊંડી, ગહરી, ગંભીરી, આભનાં ગહ્વરો સમી,
હૈયામાં ઊર્મિ-હૈયાના, એવા ઊર્મિ ઘૂમે મહીં.'
શ્રીહરિએ પૂછ્યો પ્રશ્ન મહાભાવ મહન્તને.

'કરતી'તી આજે વાતો સમીરણો શું આભ શું;
દ્વીપે દ્વીપે વસે છે શું મન્ત્રદ્રષ્ટા મહર્ષિઓ?
મન્ત્રોચ્ચારો સાંભળ્યા મ્હેં સેતુના દ્વીપદ્વીપના;
કો કરે જગની વાતો, કો બ્રહ્મોચ્ચાર બ્રહ્મનો.
નવાં ઉપનિષદો શી વહે વાગીશ્વરી ત્યહાં;
આત્મપાંખે ઘૂમી જેને બ્રહ્માંડે બ્રહ્મમાં ઢળે.
સુભદ્રા! એક તો ત્હારું, ત્હમારુ એક, રુક્મિણી!
કીકીના થઇને કુંભ વસ્યાં છે મુજ નેત્રમાં.'
'હરિ! એ અમને ભાખો, સુણ્યાં જે ઉપનિષદો;
પાજનાં ગુહ્યના ગુહ્ય આપો એ લોકલોકને.'
બ્હેનડે ભાભીએ ભાખ્યાં સ્વાર્થ-પરાર્થ સંકુલ.
'તો પૂર્ણિમા કરો આંહી થૈ મ્હેમાન મહન્તનાં;
રમન્તા રામેશ્વરનાં, સતીનાં, રામભદ્રનાં
બંનેયે કુલદેવીને હસીને હરિએ કહ્યું.
'એવાંક્યહાંથીઅહોભાગ્ય?'મહન્તજીધૂણીઊઠ્યા;
ક્યહાંથી રામસીતાનેત્યહાં મ્હેમાનો રામ ને સીતા?
વનેવનથી લાવીને રોપીશું નાળિયેરીઓ;
લીલાં, હિન્ડોલ ડોલંતાં તોરણો નાળિયેરનાં;

રચીશું છાઇને છાજ   માંડવડો મનોહરો;
સિન્ધુનાથી અધિકો   પડઘે વગડાવશું.
બોલજો પાજના મન્ત્રો ભાખજો ઉપનિષદો;
સીતા ને રામના નામે તરે છે પથ્થરોય'તે.'

એ સાયંઆરતી વેળા  મહન્તે પાડી હાકલ;
'થશે અહીં બ્રહ્મયજ્ઞ,   પાર્થિવેશ્વર-પૂજન;
ભાખશે બ્રહ્મમન્ત્રો શાં   શ્રીહરિ ઉપનિષદો.
રામેશ્વરે રામોત્સવ   ઊજવાશે અભિનવ;
સ્હોશે સાગરની પાળે   હરિને ઘેર શ્રીહરિ.
આવજો, પુરનાં લોક! લાવજો   વનલોકને;
યુગનાં આથમ્યાં આછાં પાછાં પુણ્ય પ્રફુલ્લશે.'

વળી તરંગે કીધ પાર્થિવેશ્વરો,
વળી દીપી તારકદીપમાલિકા;
વળી થઇ સાન્ધ્ય સુઘોષ આરતી;
આવ્યા વળી દર્શનમાં વિભીષણ,
ને ત્ય્હાં મહન્તે વગડાવિયો પડો.

-

## અધ્યાય ૧૪ મો · નારદાગમન

અખંડ આહ્લાદક વાગતી વીણા,
બ્રહ્માંડ જેને હતું બ્રહ્મરન્ધ્ર શું;
જિહ્વા જપે કીર્તનને અહર્નિશે:
સ્વયં હરિ જ્યહાં કરતા કથા, ત્યહાં
દેવર્ષિ આવ્યા નભમાંથી નારદ.

ને પછી બીજી સંધ્યાએ સન્ધ્યાની આરતી પછી
હરિ ભરી સભા મધ્યે કરે યજ્ઞવિચારણા.
આવતા બ્રહ્મોત્સવની ઉપનિષદ-યોગની.
સાગરોર્મિ સમી સૌની ઘેલી હૈયોર્મિઓ છલે;
ઊભી જલોર્મિના ઝુંડે સુણે વાતો ચિરંજીવ.
યોગીઓ યોગપગલાં સાંભળે પૃથ્વી-આવતાં;
તપેશ્વરો નિહાળે કે જગતે તપ પાંગરે.
ગ્રીષ્મના એહ ધર્માન્તે વર્ષાગમન સૌ જુએ,
ગુહ્યના માર્ગ ખોલન્તો શ્રીહરિ યજ્ઞ માંડતા;
હજી તો પાંપણો માત્ર જતી અગમ્ય-દર્શને.
વાગ્યા ત્ય્હાં સૂર વીણાના યજ્ઞસભાની સીમમાં;
જાણે સરિતાની સેરો ગુંજતી કાંઇ સાગરે.
હરિએ પારખી વાણા ગાજતી જે ત્રિલોકમાં;
'ભદ્રે! નારદજી આવ્યા દેવસંદેશ લેઈ કો.'
વન સમી સભા ઊઠી દેખી દેવર્ષિ નારદ.
પ્રેરણાને પાય ધાતો પાર્થ સત્કારણે ગયો;
અર્ધે માર્ગે મળ્યા યોગી યોગ-આરૂઢ ઉદ્ધવ.
દ્વારિકા-દેવીઓ વન્દી, વીણા વાતા ઊભા મુનિ.
હસ્યા મળ્યે દ્દષ્ટોદ્દષ્ટ આનન્દઘન શ્રીહરિ;
એ વીણાના તાર સાધે એકતાર ત્રિલોકનો;
તેથી ત્રિલોકકુંજોમાં ઘૂમતા રમતા ઋષિ.
ઊઠ્યા હરિ, દીધી માંઈ; ત્ય્હારે વાતી વીણા શમી.

'આવો, આનન્દ છે; આવ્યા દ્વારિકાથકી, સ્વર્ગથી?
દેવો સહુ શાતામાં છે બ્રહ્માનંદે ભર્યા–છલ્યા?'
હરિએ હેતના શબ્દે એમ માર્ગકથા પૂછી;
'પધારો ત્હમ વીણાએ ભરાશે ભક્તિસાગર.'
'વર્ણું શું વીતકો સ્વામી! કહું શી માર્ગની કથા?
દીઠા, આનન્દ વર્ત્યો, ને ઊતર્યો થાક પન્થનો.
આવું જગત-છેડલેથી, દ્વારિકાતીર્થથી, હરિ!
મોતીના મંજુલા બોલે દ્વારિકાપુત્રી ત્ય્હાં વદ્યાં.
'હરિને છે સ્નેહસ્વર્ગ દ્વારિકા પૃથ્વીઘાટનું,
તો તો કહો સમાચારો યદુના યદુપુરના;'
દેવર્ષિ નાખી નિઃશ્વાસ થાકયા-હાર્યા સમા વદ્યાઃ
'શાતામાં છે, સંભારે છે, સમગ્ર યદુમંડળ;
અહર્નિશ આનન્દે છે સાક્ષાત્ ત્ય્હાં હરિ-દર્શને.
દ્વારિકા-વાસીને દીધાં હરિએ દિવ્ય ચક્ષુઓ;
ને પેખે છે નથી એને, પેખે છે આભપારનું.
અગમ્યના પેખન્દાએ મ્હને ઘેલો ગણ્યો ત્યહાં.'
'કોણ કહે ત્હમને ઘેલા? હશે એ જગઘેલડા;'
રાજેશ્વરી રાજભાવે ઉચ્ચર્યાં રાજગૌરવે.
'વિરહ ના સહેવાયો તે દર્શને દ્વારિકા ગયો;
ચાલું તો વાગતા કાંટા, સ્વર્ગાનન્દો શરો થયા.
દ્વારિકાએ ગણ્યો ઘેલો; હા, હું છું હરિઘેલડો.
વીણા વાતો, ઘૂમતો, ને પૂછતો 'શ્રીહરિ કય્હાં?'

હતાં મૌની મુનિ જેવાં સાગર હરિ-મંદિર.
પૂછ્યું હરિ! પછી જૈને યાદવોને યદુપુરે;
આનન્દે સાંભળે વીણા, પ્રશ્ન એ સાંભળ્યે હસે.
'આ રહ્યા શ્રીહરિ ચોકે, ઝરૂખે આ ઝૂલે હરિ;
શેરીમાં રમતા ભાળ્યા; આ રહ્યા; હમણાં હતા.
દિશે દિશે અમો દેખું ન દેખોજી ત્હમે; શું એ!'
દ્વારિકાનાં નરનાર એવું એવું કહી હસે
દેવોના દેશ ત્યાગેથી દેવર્ષિ ઘેલડા થયા;
મારે એવાં બોલવાણ આપ યદુકુમારનાં.
એમની આંખડી ભાળે ન ભાળે મ્હારી આંખડી;
હતું ગૌરવ એ સોનું? કે મ્હારો ગર્વ? શ્રીહરિ.'
સાન્ત્વના ઉરને દેતા; હરિને નેણલે પીતા,
દેવર્ષિએ વીણા વાઇ સભા મધ્યે ઊભા ઊભા.
રુક્મિણી શું, સુભદ્રાશું, ભારતી ભવલેહ શું,
યોગીશું, યોગિનીશું ને પાર્થ-ઊદ્ધવ-સંઘશું,
નેહને નેણલે ન્હાળી વર્ષ્યાં વાત્સલ્ય શ્રીહરિઃ
'પ્રજ્ઞાપ્રકુલ્યા, મેધાવી, બ્રહ્મજ્ઞ બ્રહ્મલોકના,
દેવર્ષિ! છો જગતશાણા, તિલક છો ત્રિલોકના.
કહે જે ત્હમને ઘેલા એહ સૌ ઘેલડાં હશે,
સ્વમૂર્તિ ત્હમમાં પેખે, પરાવર્તન છે જગત.
દેવર્ષિ! હરિઘેલાંને પુરે ત્હમે ગયા હતા;
પ્રત્યેક દ્વારિકાવાસી, મુનિ, છે હરિઘેલડો.

નેજ્યહાંજ્યહાંહરિઘેલાંછે, ત્યહાંત્યહાંછેમમદ્વારિકા.
ગંગા કે જમનાઘાટે, દ્વારિકા સાગરે નથી;
કે નથી દ્વારિકા સ્વર્ગે; દ્વારિકા પ્રેમભક્તિમાં.
જ્યહાંજ્યહાંમ્હારીપ્રેમભક્તિ,ત્યહાંત્યહાંછેમુજદ્વારિકા.'
સંઘે કીધો ' જયોચ્ચાર પંચેન્દ્રિયોથી પંચધા;
અક્કેક એ જયોચ્ચારે બે-બે દિશા વિડારીઓ.

'અને એયે હતા સાચા, દ્વારિકાવાસી માહરા;
દેવર્ષિ! વિહ્વળ પેખે છે અદીઠાંને અહર્નિશ.

સુભદ્રા! શાણી છો; લેશે માઠું લગાડતી નહિ;
દ્વારિકામાં દેવકીજી, પેખે એ તું ન પેખતી.

'આ રહ્યો માહરો કૃષ્ણ, આ વાડીમાં રમન્ત આ;
આ રહ્યો સાગરે ન્હાતો, સુધર્મા માંહી મ્હોડવી :'
વિહ્વળી માત પેખે છે પરાગે ફૂલડે મહને.
નથી તું પેખતી એવું ન એ રાજેશ્વરી જુએ.
નથી દોષ ત્હમારો એ, દોષ સંજોગજોગનો;
વિશ્વે અગમ્ય પેખંદી દેવર્ષિ! વિહ્વળઆંખડી.

ચૌદ વર્ષો રહ્યા સંગે લક્ષ્મણ બ્રહ્મચારીજી;
વનોમાં સાગરે, ઘાટે વીતાવ્યાં વનવાસમાં.

ઓછી આરાધના, ઓછાં ન્હોતાં તપ તપસ્વીનાં.
અને ભરત વને ત્યહાં સેવતા રામપાદુકા,
પાદુકાની કાષ્ઠરેખે કરતા રામદર્શન :
વધે-ભરત જોગી? કે લક્ષ્મણ જોગી? કો વધે?

દંડકે દંપતી-તીર્થે પરમાનન્દનું હતું.
પંચ વડલે સોહતી પંચવટી સુહાગિણી;
ગોદાવરી વહે જાણે સરિતા સ્નેહની વહે.
અને અશોક-વાડીમાં એક અશોક-છાંયડે
ઝરતા વિહના સૂર્યો તાપ-સંતાપ વિહના;
અનિલે અનિલે, આભે આભે, અન્તર અન્તરે.
અકેકા શ્વાસ-ઉચ્છ્વાસે યજ્ઞ શી અગ્નિઝાળમાં,
કરે સ્નેહસમાધિમાં જાનકી રામદર્શન.
પંચ વડલા, દેવર્ષિ! એક અશોક શું થશે?
સાયુજ્યમાં શાન્તિ છે, ને યજ્ઞની ઝાળ વિહમાં;
યજ્ઞના અગ્નિહોત્રી છો, તપે તપો તપસ્વીઓ!
ચક્ષુ છે જગનાં બંને, એકેયે ફોડવાં નથી;
પારખજો દષ્ટિપલ્લાં, પ્રીછજો ભાવ ભાવના.
વ્રજયોગિનીને પૂછો વિહ તો પ્રેમભક્તિના.'
'યોગિની વિહવર્ણી, ને ન વિહીં હરિ! હું હતો?'
દેવર્ષિ બોલીઆ બોલ; રાજ્ઞીનો પડઘો પડ્યો.
'વ્રજયોગિની વિહીં છે, વિહીં દેવર્ષિ! આપ છો;
દેવર્ષિ વિહગર્વીલા, યોગિની વિહગૌરવી.'
પછી સમન્વય કીધો હરિએ અતિકૂટનો:
'ન હોયે ત્હારી શું વાદ, દલીલો ન્હોય દેવ શું;
છાંડો ઝાઝી મીમાંસા એ વિહની, પ્રેમભક્તિની.
હૈયાને ખોલશો જોવા, હૈયું બન્ધ પડી જશે;

મીમાંસા મ્હાલતા કૈં કૈં ભૂલે છે સત્ત્વશોધન.
ના મીમાંસા ત્હમારે આ; કીર્તનો ગાવ, કીર્તનો.'

દિશાઓ સુણતી ઊભી, થંભી વહંતી રાત્રિયે;
વીણા દેવર્ષિ ગુંજારે એમાં બ્રહ્માંડ ગુંજતું;
આત્મહરણની ગાઇ નારદે નારદી કથા.

મ્હારો આતમ હર્યો છે હરિએ રે,
જગતવાના ઝુંડમાં.
ઉરને સરોવરે નીર ઊભરાતાં: મારું હૃદય હર્યું છે હરિએ રે!
જગતવાના ઝુંડમાં.
પાંપણ પાંપણ, એનાં અંજન અંજાયાં મ્હારાં નયન હર્યાં છે હરિએ રે!
જગતવાના ઝુંડમાં.
ફૂલડે ફૂલડે એની પગલી પડી'તી; મ્હારા પરિમળ હર્યા છે હરિએ રે!

જગતવાના ઝુંડમાં; જગતવાના ઝુંડમાં
મ્હારો આતમ – મ્હારો આતમ.

યદુપુરીનાં હરિધામ નીરખિયાં,
ને યાદવે કો હરિઘેલુડા ગણ્યા;
દેવર્ષિ લૈને પછી દેવપ્રેરણા
આવ્યા સૂની સાગરપાજ શોધતા,
દ્વારામતી માંહી દીઠા ન એ હરિઃ

અધ્યાય ૧૫ મો · યજ્ઞારમ્ભ

ને આર્ષભાવે પરિશુદ્ધવા જગત્
ત્હાં હોમ માંડે હરિ બ્રહ્મયજ્ઞનો;
હોમાય અક્કેક જ માંહી ઈન્ધન,
અક્કેક જ્વાળા ઊછળન્તી જ્ઞાનની.
હરિ થયા'તા જગઅગ્નિહોત્રી ત્હાં.

એ પ્રભાતે ઊઠી વ્હેલી સૌમ્યમૂર્તિ સરસ્વતી,
પ્રભાતની લહરી શી ઘાટે ઘાટે ઘૂમી વળી,
પાજમાં પાળમાં નીરે પ્રાતઃની પ્રેરણા સમી.
હતું એક છેલ્લું વેલ્લું શૃંગ ભૂશિરને શિરે;
ઉપર ઝાડનું ઝુંડ શૃંગના છોગલા સમું;
પૃથ્વી–સાગરથી ઊંચું, ઊંચું ઊભાં વનોથીયે;
આરતીની જ્યોતિઓમાં જેવી મધ્ય શિખા ઊંચી.
ન્હાળે એ પાજના દ્વીપો, ન્હાળે સિંહલપાર એ;
ન્હાળે પાલવ પૃથ્વીનો આર્યાવર્ત ઢળી જતો.
સુવેણી પુત્રના જેવું હતું એ શૃંગ ઝુંડનું.
પદ્મા સમી વિરાજી ત્હાં પદ્માસને સરસ્વતી;
પ્રાતઃસંધ્યાની દૃષ્ટિથી પેખે પ્રદેશ પાથર્યો,
શારદાએ કીધી સન્ધ્યા ને સન્ધ્યાભાવ વાવિયા.
વીણી આથમતા તારા રોપ્યા સાગરક્યારીએ;
વનેવને કુંજકુંજે રાશિ — નક્ષત્ર વાવિયાં.
આંખડીનાં અમી સીંચ્યાં હૈયાના ભાવ ઢોળિયા;

પ્રેરણાની પ્રભા જેવી પૂરી માંહી જગતપ્રભા.
તપ ભક્તિ દાન જ્ઞાન શીલ સતીત્વ પુણ્યનાં,
કવિતા ને બ્રહ્મભાવ કયારે કયારે ઊગી ઊભાં.
સૂર્યનાં કિરણો જેવાં પ્રોવાયે છે કણેકણે,
વાયુની લહરી જેવી વહે પલ્લવ પલ્લવે.
એવાં પ્રોયાં ભારતીએ રશ્મિઓથી અણુ અણુ.
અને શુદ્ધોદકો શુદ્ધ, આણીને અગ્નિતીર્થનાં,
સતીની અગ્નિશુદ્ધિનાં, છાંટી શુદ્ધ કીધી ધરા.
કલિના પડછાયાની છાયાઓ ધોઈ કો પડી.
મહાનુભાવ મહન્તે ત્ય્હાં મનોભાવ શો મહત્
રચ્યો હતો વ્યોમછાયે માંડવડો મનોહર.
ગ્રામ્યલોકે પુરલોકે ધારી મહન્તની ધુરા;
પવને પાવન કીધો, સાગરે કીધ શીતલ.
ત્ય્હાં તો ચોઘડિયાં વાગ્યાં મંદિરનાં મહન્તનાં;
જગાડયાં શૃંગનાં ઝુંડો; જગાડયું પારનું જગત્.
વનોમાં પર્વતોમાં એ વાગ્યાં લંકાગઢે જઈ;
કહે સૌને 'શ્રીહરિના પધારો બ્રહ્મયજ્ઞમાં.'
ભારતી એ શબ્દઘોષે પૂરતી બ્રહ્મભાવના.
પાર્થ ને ઉદ્ધવ આવ્યા, લાવ્યા વનવિભૂતિઓ;
ભવ્ય કો ભાવના જેવું સોહાવ્યુ વ્યાસપીઠને.
પ્રભાત શી પ્રભા પૂરી યોગની યોગીમંડળે;
હૈયાનાં ગીતની ગીતા ઢાળી ગઈ મજ્યોગિની.

ફૂલડે ફૂલડે છાયો સંધે ત્ય્હાં આવી મંડપ.
ભદ્રા-રાજેશ્વરી આવ્યાં, એ ક્ષણે સૂર્ય ઊગિયો;
ખોબલે ખોબલે લૈને સૂર્યભર્ગો વધાવિયો.
દેવોના વિશ્વકર્માએ દેવવર્ણો સુહાવિયો.
ચાલતા શૃંગના જેવા, હાથીડા કેરી જોડ શા,
ટ્હેલતા ટ્હેલતા આવ્યા નારદ ને હરિવર;
મ્હાલતા મેઘલપાયે બ્રહ્મના ભાવદ્રાવથી
સજાતો એ સમારંભ ન્ય્હાળીને ભાખ્યું નારદેઃ
'દેવોમાં એક છે આવો માંડવો હરિભાવનો;
દેવ-દેવાંગનાઓ ત્ય્હાં કરે છે હરિકીર્તન.'
હરિ હસ્યા ગેબી હાસ્યે ગેબીનાં દ્વાર ખોલતા;
ગેબમાંથી ગૂઢ આવી ઊતર્યું એહ મંડપે.
મહન્તનો પડો વાગ્યો મધ્યાહ્નને વિશ્વભોગનો;
જમ્યાં માનવનાં વૃન્દો રામ મહન્તના મઠે.
કરતાં કરતાં એમ ધર્મ્યનો દિન આથમ્યો;
આવી સોહામણી સન્ધ્યા સોરંગી દેવઓઢણે.
પાળમાં રામેશ્વરની સન્ધ્યાની આરતી થઈ;
હજારો તારલાઓની પ્રગટી દીપમાલિકા.
દીપે દીપે દેવ આવ્યા ઊતર્યા રશ્મિ રશ્મિએ;
તરંગ તરંગે જૈને વિરાજ્યા નિધિને નીરે;
ક્ષીરસાગરના ભાવે જળહિન્ડોલ ડોલતા.
ઘટાને ઝુંડ બેઠા'તા ચિરંજીવ વિભીષણ.

કાન્ત કન્યાકુમારીની, મ્હેકન્તા મલયાદ્રિની
દૈવી અશોકવનની મળી માનવ – મેદની.
ભાવલીનાં નરનારી સોહે ભાવે મુમુક્ષુના,
અકેકનાં નેત્રનેત્રે આ લોક પરલોકનાં
આરઝૂ ને તમન્નાના અગારા ઝગતા હતા.
શ્રીહરિ ત્યાં વિરાજ્યા'તા સર્વતોભદ્ર આસને;
મંડપ મધ્ય સોહાતા સૂર્ય શા સૂર્યમંડળે.
યોગીએ પાય ધોયા, ને યોગિની કીધ ચન્દ્રક.
અમ્ભોધિના ઘોષ જેવા ભવ્ય ભારુંડ ઘોષથી
ભારુંડ મુનિએ ભાવે, ગાયો ભારુંડ-સામને.
માધુર્યો પૃથ્વીનાં વીણી કંઠમાં કોકિલા પૂરી,
ઋષિકાનનકલ્લોલે ભણી ગાયત્રી ભારતી.
ને દેવોના દેવર્ષિએ વાઇને દેવની વીણા,
દેવકંઠે દેવશબ્દે દેવીની ગાઈ ત્હાં ગીતા;
અષ્ટાક્ષરી અષ્ટાધ્યાયી: श्रीकृष्णः शरणं मम.
એ રણુકન્તા રણુકા જગાડ્યા જે ઉરે ઉરે.
ઉદ્ધવે આચાર્ય થૈને પ્રગટ્યો વહ્નિ સ્વર્ગનો
ભદ્રા-રાજ્ઞી હવિ હોમે, ભારતી ઇન્ધનો પૂરે.
આદરે સીંચતા આજ્ય ત્હાં ભારુંડ મુનિવર.
પૂર્ણિમાની ભરતી શા પરીખાને છલી જતા
ના સમાયા સાધુઝુંડે; અદૃશ્યે અધિકા હતા.
આહ્લાદે હરિના સન્તો, કલિઅંધાર કમ્પતા.

મેઘ શા ગીઠડા શબ્દે, ધીર આનંદ-કંઠથી,
યજ્ઞના અગ્નિની જ્યોતે, માંડી હરિવરે કથા.
સાંભળો ને સ્મરો આજે યોગીઓ ને યુગોયુગો.
'ભોસાધુસાધ્વીઓ!સન્તો!મહન્તો!સોમુમુક્ષુ છો;
મહા માનવતા કેરાં, પુણ્યનાં બ્રહ્મભાવનાં.
દિશેદિશેથી આવ્યાં છો અતિથિ બ્રહ્મયજ્ઞનાં.'
કહે કથા પાંખે લૈ જે અનિલો અમરેશને;
ગુફાઓ શા કાન માંડી સાંભળતો હિમાલય.
ને અખિલ આર્યાવર્તે વહે વાર્તા સમીરણો;
કરે ક્ષિતિજની પાર ગોપિ કૈં દિનરાત્રિ શું,
કથા ભવના ભેદોની કહે હરિ સ્વયંમુખે;
ગાય કલ્યાણની ગાથા ત્ય્હાં વિશ્વંભર વિશ્વની.
દ્વારિકે પડઘા પાડે, તરંગાવળ સિન્ધુની.
સુણીને હરિની વાર્તા થતા તેજસ્વી તારલા;
સુણીને ચમકે ચારુ ગોત્રપુરુષ ચન્દ્રમા.
જળમૃદુ હૈયાદેશે ઝીલી એહ હરિકથા
તરન્તી તરંગરંગે દે દેશેદેશ સાગર.
'મુમુક્ષુ! બ્રહ્મયજ્ઞે આ આવ્યાં છો બ્રહ્મભાવથી;
આયુષ્ય-વાડીમાં એહ પોષજો પાંગરાવજો!
ન્હાળો પણે અગ્નિતીર્થે સીતા સતીની શુદ્ધિનું;
ધોઈ લંકેશની દૃષ્ટિ સતીને પરિશુદ્ધિયાં.
અગ્નિ એ રામેશ્વરનો સૌનેયે પરિશુદ્ધજો!

અગ્નિતીર્થે સીતાશુદ્ધિ એ છે તપ તપસ્વિનાં;
રામસીતાનું દામ્પત્ય યોગીના એહ યોગ છે.
એહ છે સારનો સાર, સર્વસાર શ્રુતિસ્મૃતિ;
હૈયે સંગ્રહી મેધામાં સંચજો સ્થિતપ્રજ્ઞ સૌ.
શ્લોકાર્ધેયે નહીં, સન્તો! અર્ધાર્ધેયે નહીં યતિ!
એક શબ્દે, એક ભાવે, એક આદેશ માહરો;
'પ્રેમભક્તિ' 'પ્રેમભક્તિ' ઊર્ધ્વબાહુ કહે હરિ.
દિશેદિશે એહ શબ્દો ઝાંઝો ઝંકારતા ગયા;
સંચર્યા ઊડતા આભે દિશા પાર દિગન્તમાં.
'બ્રહ્મે માંડ્યો બ્રહ્મયજ્ઞ' બ્રહ્માંડે જાણ એ થયું.
બ્રહ્માંડ આ બ્રહ્મ કેરો અખંડ અગ્નિહોત્ર છે.
જગનાં દર્શનો શાસ્ત્રો કવિતા, કાળની વહી,
બ્રહ્મ-બ્રહ્માંડના ભાવો, પરમાનંદ – પ્રેરણા.
હરિએ શબ્દમાં એક સંકેલ્યુ 'પ્રેમભક્તિ'માં.

અગમ્યને અન્તર્ગમ્ય ત્હાં કરી,
અગોચરોને કરી બુદ્ધિગોચર,
દશેન્દ્રિયોને પરિશુદ્ધવા પછી
કહ્યાં હરિએ શ્રી દશોપનિષદો;
દશે દિશાના દશ માર્ગ દાખતાં.

## અધ્યાય ૧૬ મો · બ્રહ્મયજ્ઞ : જીવનોપનિષદ

ને પછી ઉદધિપાજના તટોમાં,
સિન્ધુનાં જળ અફાટ સન્મુખે એ,
શુભ્રજ્યોત દશ પારખી તિથિઓ,
રહાંજ રહાંજ ઉપનિષદો કથીને,
બ્રહ્મયજ્ઞ હરિએ કીધો મહત્ ત્ય્હાં.

સાંજના પડછાયાની નીતરી મધુરી પ્રભા;
અને અગમ્ય દેશેથી આવી સન્ધ્યા અગમ્યિણી;

તીરમાં સાગરે ઢાળ્યાં તેજ ગમ્ય અગમ્યનાં.
મીઠડું મીઠડું બોલે સન્ધ્યાને સાન્ધ્ય સિન્ધુ ત્ય્હાં;

દેવર્ષિએ દેવવીણા વગાડી વિશ્વગાજતી;
ને ધણના ધણપાળ ન્હોતર્યાં ધણ પાળવા.

તરંગાવળ છોળન્તો હરિનો સંઘ ઊલટ્યો;
રાસના' ઘૂમણે ઘૂમી વિશ્વ ઝિલણિયું ઝીલ્યું

બ્રહ્મધનુષ્યટંકારે વાગે દેવર્ષિની વીણા.
એકદષ્ટ હતો સિન્ધુ, એકશ્રોત જ આભલ;
એકમન્ત્ર હતો રાસ, એક-ભાવ હરિસભા.

હો હરિ! આવો મહાવને આવો;
અમુલખ લઈએ જીવનનો લ્હાવો.

હો હરિ! ઊગિયો અવસર મીઠડો;
જીવનરસ રેલાતો જગે દીઠડો.

હો હરિ! આવો તો આંખડીમાં પૂરું;
કરું નિત્યદર્શન એ અધૂરું મધુરું.
હો હરિ! સાગર છો, થાવ સાગરા;
જીવન જોગવવું - છે નટનાગરા!
હો હરિ! આવો હમ ધણને સંભાળો;
હરિ! બ્રહ્મતીર્થના વહેણમાં વાળો;
હરિ! નવવ્રજના વહેણમાં વાળો
હરિ! વેણુ વાય છે રે! હો! વનમાં.

આવી અનિલની લ્હેરો, શબ્દ લૈ ગૈ દિશે દિશે;
ઢાળે ક્ષિતિજને ખોળે તરંગાવળ સિન્ધુની.
શમ્યા નારદશબ્દો એ હૈયાહૈયાની કુંજમાં;
અંજાણી આંખડલીમાં પ્રભા એ ગીતમર્મની.

પછી ત્ય્હાં મેહુલશબ્દે ભદ્ર મંત્ર ભણ્યા હરિ.

હરિ ૐ तत्सत्

જીવન જાગે છે જગત્‌જ્યોત જ્વલન્ત,
યજ્ઞ પ્રગટે છે ભાસ્વત્‌જ્યોત ભવ્ય;
અગ્નિ ઊતરે છે આર્ષ વિશ્વભદ્ર,
સૂર્ય પધારે છે ઉજ્જ્વળો લોકલોકે.

આરોહી શબ્દમન્ત્રોને યુગયુગાન્તરો વીંધી,
બ્રહ્મ ને બ્રહ્માંડ કેરી આત્મ ને પરમાત્મની.
શ્રી હરિએ કથા માંડી નવ-અગમ્યવાદની.
"હતો એક વટેમાર્ગુ, માર્ગભૂલ્યા સમો ભમે;

અને મુમુક્ષુની આંખે પાંદડાં શોધતો વને
ઝૂમખે ઝૂમખે ન્હાળે ને પેખે કોઈ પાંદડું.
'હસો, વા ઉપહાસો આ, મહારાજ! મહાજનો!
'વનમાં પાંદડાં શોધે કો વટેમાર્ગુ વાટનો!'
'કશી અવળવાણી આ? જ્ઞાનીનો જ્ઞાનઘોષ શો?
વિસ્તારો એ અર્થમર્મ અમારી બુદ્ધિ પાંગળી.'
ઉદ્ધવે પડકાર્યા ત્હાં પહેલ્લે પગલે હરિ.
હસ્યા હરિ; જગત્ જોયુ; જોયુ ઉદ્ધવભાલમાં;
આલોચીને વિલોકીને મહાસત્ય વદ્યા હરિ;
'ઉદ્ધવજી! ખરુ કહો છો; પ્રશ્ન એ સર્વકાલનો.
વન શોધે વટેમાર્ગુ પાંદડાં વાટમાં જતાં,
એ તે કેવો વટેમાર્ગુ? એ તે કેવું હશે વન?
ઓધા! સો એ જગત્ જેવું; એ હતો જગનો જન.
છલકે છે જગત જ્ઞાને, ભર્યું છે બ્રહ્મથી જગત;
એ જગે જ્ઞાન ને બ્રહ્મ શોધે છે જગનાં જનો;
જેમ પેલો વટેમાર્ગુ પાંદડાં શોધતો વને.
એવી અવળવાણી આ, જગત્-જગતજનો સમી.''
હંસ શા નિર્મલ નેહે, હંસ શા કલબોલથી,
હંસ શા મીઠડા નાદે શ્રી હરિએ કથા કહી.
હસાવી હુલસાવીને જ્ઞાનના જ્ઞાનયોગીએ
વને ધણુ ચારે એમ, ચરાવ્યાં જ્ઞાનઅર્ભકો;
નીર્યા મન્ત્રો, અર્થ પાયા, ધર્મમર્મ પ્રકાશીને.

જીવનોપનિષત્

પિતા સમા મહાગિરિ – હૈયેથી
માતા સરિખી મહાપુષ્કરણીમાંથી,
સેર સરી હતી જળરેખ જેવડી,
અનન્તના આંગણુને સુહાવતી.
એ સેર ચાલી પછી આયુષ્ય-પન્થે,
ઝરણું થયું કોક કોટેશ્વરે એ;
ઝરમર મન્ત્રો ગૂઢ ગાતું ઝરન્તું,
ને નિર્ઝરતું નેહની નીરધારા.
એ ઝરણાની થઈ હલેતી બાળા,
સેરે રમન્તી સરિતા સરસ્વતી;
આછાં ઊડન્તા આયુષ્ય – ઓઢણે
પ્રફુલ્લતી કળી શી એ કુમારિકા.
તરંગરંગે કૂદડી ફરે જગે,
જળે ભરી પ્રફુલ્લે સંહસ્રપાંખડી
સંસારમાં વહે પરાગ ઢોળતી
ભાગીરથી કો ઘૂમતી ગોત્રતારિણી.
સીમા ઉલ્લંઘી સાગરમાં વહી જતી
ગંગા પછી સાગરમાં સમાય છે;
પ્રીછાય અર્થ સાગરમન્ત્રનો ને,
પ્રીછાય તો અર્થ ભવાબ્ધિ મન્ત્રનો.
સેર, ઝરણું, સરિતા, ભાગીરથી,

ગંગાસાગર ગાજતો ગૂઢ મન્ત્રોઃ
આયુષ્યની ગંગ અખંડવાહિની;
દ્રષ્ટા સહુને જગત્યાં જગત્ત કહે છે.
પાણી પાયે વિશ્વ કરે ફળદ્રુપ,
ને વહ્નિ પેરે પ્રજળે જલાવે;
વાધે પછીથી વનનાં મહાવનો;
શતધા ગુણાયે સંસાર એમ.
ફાલે ખીલે સંસારની સોમવલ્લી,
ફાલે ખીલે અમરોની અમરવલ્લી;
એ વલ્લીઓનાં વલયો વીંટાયે,
સૌભાગ્યકંકણ સમ વિશ્વવિટપે,
સૌ વિશ્વ છે આપ-લેની જ વાડી;
વાવ્યુ લણવાને છે સંસારક્ષેત્ર.
હરશો ત્હમે કો પરપત્નીને કદી,
હરશે કદીકે ત્હમ પત્નીનેય કો.
સંસાર કેરાં પુષ્પો છે જ પુણ્યો;
કાંટા નહિ, પુષ્પ વેરો પન્થપન્થે;
આયુષ્યના શતદલ પદ્મની તો,
સંસાર ભરી વહશે જ સૌરભો.
પુરુષ છે ચન્દન-વૃક્ષ વિશ્વનું,
ને નારી છે મલ્લિકાની વેલડી;
હૈયે ધરો સૌરભી પુષ્પમાળા,

ચન્દન – અર્ચાને ભાગ્યે વધાવો.
પુરુષ છે પ્રાક્રમી સૂર્યજ્યોત,
ને નારી છે ચન્દ્રિકાનું ચંદન;
એ સૂર્યજ્યોત ચન્દ્રિકાચારુતાથી.
અહર્નિશા ઊજળી કરો સદા.
 મ્હાડો, ખીણો, ઘાટીઓ ઘાટઘાટની,
વનો, અરણ્યો, વગડાય આવશે;
કોતર કારમાં, નદીઓ મહાનદો:
સંસારમાં સંચરજો સિંહ થૈને.
પ્રફુલ્લાયે તો પુષ્પ સમા પ્રફુલ્લજો,
મ્હોરાયે તો મ્હોરજો આંબલા સમા;
ગન્ધાશો મા, ગન્દાયે થશો મા;
નિર્મળ રૂહેજો, સત્ત્વશુદ્ધ, જ્યોતિવંતા.
કુરંગ માતંગ પતંગ ભૃંગ પશુની છે?
કે માનવ કેરી પૃથ્વી?
મેધા પ્રજ્ઞા કવિતા મનીષાળા
માનવલોકે માનવી થૈ રહેજો.
નથી પશુલોક, મનુલોક છે આ.
ન પાતાળ, ન સ્વર્ગ, મનુલોક આ છે;
દેવ ન થવાયે, ત્હોય પશુ થતા ના;
દેવ ન થવાયે ત્હોય માનવી થજો.

આયુષ્યની પાંખ ઉઘાડનારો,
હેવો કેશ અમૃતરસની છાયા,
સોમવલ્લીનો સોમ—સોમ સુરા નથી;
ધારી એહ આલોકે વિહર, માનવી!
પુરુષાર્થ—ઉપાર્જ્યું માણવા જગે,
પ્રારબ્ધ—પામ્યુ ભોગવવા જ પુણ્યે,
આયુષ્યનાં આજ્ય ને યજ્ઞ—અગ્નિ
ધારી એહ આ લોકે વિહર માનવી!
ઝંઝાનિલોમાં જયંમ પ્હાડ ઊભે,
ખડકો ઊભે છે જયમ સાગરોર્મિમાં;
એ જ બ્રાહ્મી સ્થિતિ બ્રાહ્મણ કેરી બ્રહ્મે;
ધારી એહ આ લોકે વિહર, માનવી!
કોકે પૂછ્યું: જીવન એહ શું છે;
કહે ઋષિ: જીવતો એ ને પૂછે.
જીવતો ન પૂછે, મૂવેલો પૂછે નહિ;
સંસાર-પન્થે એ મિથ્યા પ્રશ્ન શાને?
કોકે પૂછ્યું: જીવન સૌ જીવે છે;
ચાલે છે પૃથ્વી બેપગાં-ચોપગાંયે;
સર્વવ્યાપી ચાલવું સર્વગામી:
કો જાણે છે ચાલવું એહ શું છે?
ઋષિ કહે: પાય છે, પન્થ છે ત્ય્હાં;
ઋષિ કહે: દૃષ્ટિ છે, ત્ય્હાં દર્શન.

૨

કોએ પૂછ્યું: શા અર્થ છે જ જીવન?
ઋષિ કહે: શા અર્થ પુષ્પ ખીલે?

કોએ પૂછ્યું: ખીલી કરમાય છે કાં?
ઋષિ કહે: ખીલી કરમાઓ છો કાં?

કોકે પૂછ્યું: જગતે મૃત્યુ શું છે?
ઋષિ કહે: વાર્ધક્ય જરા પછીનું.

કોકે પૂછ્યું: ત્હાંથી ક્ય્હાં જવાયે?
ઋષિ કહે: આયુષ્યની પાળપાર.

અનન્ત અન્ત જેનો નથી તે;
મૃત્યુ નથી જ્હાં, અમૃતલોક એ છે;

મનુવંશ મૃત્યુલોકને તરીને
દેવો કેરા અમૃતલોકમાં જતો.

અદીઠ વાયુ વહે મહાવનોમાં;
આચ્છાદે આભલી, ને હોલવે સૂર્યને;

પેખાય ના, અરણીમાં અગ્નિ ભર્યો છે;
ન બુઝાય જીવનદીપ મૃત્યુ છાવર્યે.

આકાશના છેડલાથી છેડલે જતાં,
વિશ્વ–વહન્તાં, યજ્ઞને પુકારતાં,

કુંકુમ પાય કુંકુમો ઉપાનાં—
ધારી એક આલોકે વિહર આત્મા!

આયુષ્યની પાંખ ઉઘાડનારો,
દેવો કેરા અમૃતરસની છાયા,

સોમવલ્લીનો સોમ – સોમ સુરા નથી;
ધારી એહ આલોકે વિહર, માનવી!

પુરુષાર્થ – ઉપાર્જ્યું માણવા જગે,
પ્રારબ્ધ – પાર્જ્યુ ભોગવવા જ પુણ્યે,

આયુષ્યનાં આજ્ય ને યજ્ઞ – અગ્નિ
ધારી એહ આ લોકે વિહર માનવી!

ઝંઝાનિલોમાં જ્યમ પ્હાડ ઊભે,
ખડકો ઊભે છે જ્યમ સાગરોર્મિમાં;

એ જ બ્રાહ્મી સ્થિતિ બ્રાહ્મણ કેરી બ્રહ્મે;
ધારી એહ આ લોકે વિહર, માનવી!

કોકે પૂછ્યું: જીવન એહ શું છે;
કહે ઋષિ: જીવતો એ ન પૂછે.

જીવતો ન પૂછે, મૂવેલો પૂછે નહિ;
સંસાર-પન્થે એ મિથ્યા પ્રશ્ન શાને?

કોકે પૂછ્યું: જીવન સૌ જીવે છે;
ચાલે છે પૃથ્વી બેપગાં–ચોપગાંયે;

સર્વવ્યાપી ચાલવું સર્વગામી:
કો જાણે છે ચાલવું એહ શું છે?

ઋષિ કહે: પાય છે, પન્થ છે ત્યહાં;
ઋષિ કહે: દૃષ્ટિ છે, ત્યહાં દર્શન.

ભૂલા પડો, ભટકો, આથડો, છતાં
પાયો પડે છે પગદંડી–પન્થમાં.
સ્હમજ્યે–ન સ્હમજ્યે સૌયે જીવે છે,
સ્હમજ્યે–ન સ્હમજ્યે સૌયે ચાલતા;
સ્હમજ્યે–ન સ્હમજ્યે બોલે સહુએ;
સ્હમજી જીવે, ચાલે, બોલે, ધન્ય એને.
પૃથ્વીમાર્ગો પાય છે ચાલવાને,
વાગીશ્વરી શી જીભ છે બોલવાને;
આકાશપન્થે પાંખ છે ઊડવાને:
અમોલ મોલુ જીવન છે જીવવાને.
દિગન્ત છે કર્મ – અકર્મદેશ આ,
ભાગ્યે ભરેલી ધર્મ–અધર્મની ભૂમિ;
ધર્મે જીવો, કર્મે જીવો, જગત્ જીતો
ને પુણ્યમાર્ગે પ્રારબ્ધ ભોગવો.
સદા ભરાતો સાગર છે ભરેલો,
યુગો યુગોથી આભલ છે ચિરંજીવ;
અલ્પાયુષી અધૂરા માનવી હશે,
ભરી ભરી પૃથ્વી નથી અધૂરી.
અન્ધાર છે, તેજ છે, પુણ્યપાપ છે;
વસ્તુ છે પડછાયા છે પૃથ્વીમાં;
પાપ લેશો, છાયા લેશો, કે અન્ધારને?
પ્રભા ને પુણ્ય લીધે વસ્તુ પામશો.

૩

જુઓ, જગન્નાથ જગે પ્રકાશે;
સુણો, ઊભો બ્રહ્મ બોલાવતો પણે;
આયુષ્ય છે સંસાર તરવાને;
જીવન છે બ્રહ્મતીર્થે જવાને.

સાગર તર્યો કોણ નૌકા વિહોણો?
સંસાર તર્યો કોણ ગૃહિણી વિહોણો?

બ્રહ્માંડને મ્હેલ પ્રકૃતિ-બ્રહ્મ:
એવાં આશ્રમમાતા આશ્રમપિતા સુહાય.

સપ્ત-મુખો અશ્વ, અરુણ સારથી,
વસંતવર્ણા મહાસ્વપ્નો ઉષાના,

વેરે પન્થે પુષ્પો ને પરિમળો,
એવો ધપાવો સંસારનો રથ.

માળી લાવે બ્રહ્મની પુષ્પમાળા,
માળણ લાવે બ્રહ્મપુષ્પો પ્રફુલ્લ્યાં;
લાવી લાવી બ્રહ્મહૈયે ધરાવે,
એવાં ધરાવો (સમર્પો) જીવન બ્રહ્મફૂલડાં.

સૌભાગ્યની કંકણજ્યોત સ્હોતી
ઋષિપત્ની છે જનની આશ્રમની;

મહર્ષિની યે પ્રેરણા પૃથ્વીલોકે;
એવું જીવન પ્રેરણાપ્રેર્યું જીવનો.

કુંકુમના ચન્દ્રક કીધ સાળુડે,
ને ચન્દમે ચન્દનકોર બાંધી,
કસ્તૂરી કેરા મહીં પૂરિયા ગલો:
સંસારે સાળુડે એ ઋષિપત્ની ચોહે.
'કલ્યાણ' કહેતો વિશ્વકલ્યાણકર્ત્રી,
શાપ ભણે તો મહંકાળ આંખડી શી;
સૃજન-પ્રલયની શું ધાત્રી–વિધાત્રી!
ઋષિપત્ની જેવી જીવનજ્યોત જલાવો;
ઋષિપત્નીની પત્ની પ્રભાપ્રભાળાં,
જને વને જતી સિંહણી સમી,
ઋષિપત્ની દીર્ઘજ્યોત સૌભાગ્ય શી,
જગે ભોગવલો જીવન દીર્ઘજ્યોત.
આ બન્ધન છે? કે છે મુક્તિદ્વાર?
આ બન્ધન? કે પાંખ પ્રોત્સાહનો છે?
આ મૃત્યુલોક? કે અમૃતલોક-પ્રાપ્તિ?
આ કર્મલોકે યોગઃ કર્મસુ કૌશલમ્.
પૃથ્વી કેરા પાર્થિવ જે અણુઅણુ,
સોનાં રૂપાં પથ્થરોના કણેકણો,
એ માંહીથી જ્ઞાનનો સોમ સારવે;
એહ જગે છે બુદ્ધિશાળીની બુદ્ધિ.
પ્રબુદ્ધના બ્રહ્મરન્ધ્રે વસેલી,
ને સાન્તમાં નીર્ખતી મહાસત્યો,

બુદ્ધિવણો માંહીથી સોમ સારવે;
એહ જગે છે મેધાવી કેરી મેધા.
અવની કેરા અચળાચળે વહે,
ચળાચળે પારખે અચળો ને,
અધ્રુવમાંથી ધ્રુવ મન્ત્ર સારવે;
એહ જગે છે પ્રજ્ઞા પ્રાજ્ઞ કેરી.
હૈયે ભર્યો ભૂત, આંખમાં વર્તમાન,
ભવિષ્ય ભાળે આત્મ ત્રિકાળવેત્તા,
ને ધ્રુવપારે ભાવિનાં ભાગ્ય વાંચે;
એહ જગે છે કવિની ક્રાન્તદૃષ્ટિ.
વાયુ ઘૂમે, મેઘ ગાજે, સિન્ધુ ઊછળે,
સૌંદર્ય સોહે ભભૂકે ભવ્ય અદ્ભુત;
નિત્ય વહે એકદ્રષ્ટા એક પન્થે;
જીવન કેરો એહ છે વિશ્વધર્મ.
એ પન્થ છે શાશ્વત બ્રહ્મતીર્થનો,
બ્રાહ્મણસુતો બ્રહ્મમુમુક્ષુઓનો;
કલ્યાણકારી, પુણ્યાળુ, ઊર્ધ્વગામી,
જગતવાસીનો જીવનપંથ એહ.
આનન્દતાં આનંદાવતાં સદા,
કલ્યાણ વાવી કલ્યાણ વીણન્તાં
બ્રહ્માંડમાં બ્રહ્મને બહલાવતાં,
જાજ્વલ્યમાં જોગવજો જીવન જગે.

ઘેરાં, ગંભીરાં, પાણીનાં વનો શાં,
ઘૂમરી ખાતાં વહતાં વારિપૂરે;
ગંગાઘાટે ભાસ્વતી ભવ્ય લેખડે
યજ્ઞ થતો’તો ષટ્ માસનો મહત.
બુદ્ધો, પ્રબુદ્ધો, મેધાહેમાદ્રિઓ,
મનીષી, મહર્ષિ, પૃથ્વી શી મહર્ષિણી
જીવન્ત શાસ્ત્રો મૂર્તિમન્ત ધર્મમન્ત્રો
મળ્યાં હતાં ગૌરવી ગંગઘાટમાં.
ઇન્ધન જલે જ્વાળાજ્યોત પ્રજ્વળે,
ભાસ્કર સમા ઊઠે યજ્ઞભભૂકા;
જતાં હતાં દેવલોમે – એહ પાર,
પડઘા પાડે ત્યહાં વિશ્વવાંચ્છનાના.
આચાર્યની ચક્ષુજ્યોત શી શુભ્રા,
ને આજ્યની પ્રેરણા શી પ્રભાળી,
ને દેવના દૈવતવન્ત સર્વસ્હોતી,
મહર્ષિએ મહામાનવતા વહાવીઃ
મનીષી મેધાવી! બ્રહ્મજ્ઞ બ્રહ્મણો;
બ્રહ્મપિપાસુ ઋષિઓ! મહર્ષિઓ
અબ્રહ્મણ્યેયે બ્રહ્મસંબંધ બાંધતો,
આ યજ્ઞ જેવો જીવનયજ્ઞ માણજો.
આયુષ્ય છે આતમ માણવાને,
સદ્ધર્મથી કર્મભૂમિ ખેડવાને;

જગતકુંજે જીવનં છે જીવવાને:
અશાશ્વતે શાશ્વતં એક એહ છે.

જેવી પ્રભાળી પ્રભાતની પ્રભા,
જેવી પ્રભાતે મીઠડી વાયુલ્હેરો,
પુષ્પે પુષ્પે શુદ્ધ જેવી સુગન્ધો;
જીવને જીવને પમરો એ પરાગો.

મૃત્યુપરા, પાપપરા, સુધાપ્રદા,
ધીમન્ત શ્રીમન્ત સૌંદર્યવન્તા,
સાત્ત્વિક, નિર્મળા, બ્રહ્મપ્રેરણા શા
થૈ, પૃથ્વી કરજો પરાગપ્રફુલ્લતી.

અન્ધારમાંયે જ્યોત થૈ દોરનારો,
અવાટમાંયે વાટને દાખવનારો,
ધ્રુવતારલો જેહ સંસારસાગરે;
એવું જીવન છે વિશ્વજીત-યજ્ઞ.

પ્રભાતની વિસ્તરતી પ્રભા સમો,
જગે ઝીલન્તા સુભાગીના ભાગ્ય જેવો,
મહાપ્રભાળો પ્રોજ્જ્વળે વર્તમાનને,
એવો, જીવન છે વિશ્વજીત-યજ્ઞ.

પ્રવૃત્તિ – પાંખો પ્રગટાવનારો,
પુરુષાર્થની પ્રેરણા, ભર્ગવન્તો,
સુભાગ્યના સવિતા સમોવડો,
એવો જીવન છે વિશ્વજીત-યજ્ઞ.

આજ પછી છે ઊંજળી કાલ કાલે;
નિર્માણના નિશ્ચળ વિશ્વમન્ત્ર શો,
સર્વસ્વ સમર્પણ આત્મહોમનો,
એવો; જીવન છે વિશ્વજીત યજ્ઞ.
પવિત્ર ને પાવન, શુદ્ધ સાત્ત્વિક,
સદાચારનો, સંયમનો જ શીલનો,
આનન્દતો ઊડતો, ને સદોદિત,
બ્રહ્માગ્નિનો જીવન એહ યજ્ઞ છે.
નિર્મળા પ્રોજ્જ્વળા પ્રચંડ અગ્નિનો,
ક્ષણેક્ષણે જળતાં ઇન્ધનોનો,
આયુષ્યના ભાસ્કર શો ભભૂકતો,
બ્રહ્માગ્નિનો જીવન એહ યજ્ઞ છે.
ધર્મદા, કર્મદા, ચારે અર્થનો પિતા,
આયુષ્યદાતા, બલદા, કલ્યાણદા,
ને દેવભૂમિ કેરી પાજ બાંધતો,
બ્રહ્માગ્નિનો જીવન એહ યજ્ઞ છે.
લોકેલોકે મહીમહીમાં સુહાવતો,
જીવાત્મામાં પરમાત્મ ઉતારતો,
મૃત્યુલોકે અમૃતલોક લાવતો,
બ્રહ્માગ્નિનો જીવન એહ યજ્ઞ છે.
પૃથ્વી-પ્રબુદ્ધો થાવ મેધાવીઓ મહા!
મેધાવીઓ હો સ્થિતપ્રજ્ઞ પ્રજ્ઞાળુઓ!

ને સ્થિતપ્રજ્ઞો ' થજો ક્રાન્તદ્રષ્ટા!
જીવન જગો જાજ્વલ્યવંતું જ્વલન્તું.

મહામતિ મનુહંસે ઝીલ્યા હંસલ મન્ત્ર એ.
કથાનો સારવ્યો સાર, ભદ્રમન્ત્ર ભણ્યા હરિ;

આવ્યાં નીચે ઊંચાં આભ, ગોરજી ઝુંડની ઘટા.
જીવન્મંત્રો સુણ્યા આજે, જીવે છે સહુ જન્મથી.

પછી વીણા વગાડીને ડોલાવી શબ્દડોલન,
બ્રહ્મરસ – પિપાસુમાં મચાવી ધૂન નારદે.
હર્ષે ઝીલે, ઝિલાવે, ને પલટા લે પળેપળે;
ઘૂંટી ઘૂંટાવીને પાય, બ્રહ્મરસ રસર્ષિ ત્ય્હાં.

હરિરસરસિયાં હો નરનાર!
બ્રહ્મરસ માણજો, બ્રહ્મકુમાર!

સન્ધ્યા સલૂણી નીતરી ગઇ હતી,
ને સૂર્યજ્યોત્સ્ના નભમાં ઢળી હતી;

અગમ્યનાં આંગણમાં વિધાત્રી શાં
થાતા હતા પાવલ વિશ્વરાત્રિના.

અધ્યાય ૧૭ મો · બ્રહ્મયજ્ઞ, ज्ञानविज्ञानोपनिषद

પ્રશાન્ત એ સાગર પાથર્યો હતો,
પ્રશાન્ત પોઢી'તી પ્રભાતની પ્રભા;
ક્ષિતિજ બાંધી ઊભી આભઝાલરો.
ગુફાગુફામાં ગૂઢ ગુંજતાં; ત્યહાં
ગેહૂક્યો ગુફામાંથી પ્રભાતગોરલો.

પ્હાડને સીમ પૃથ્વીની, પૃથ્વીને સીમ સિન્ધુની
સિન્ધુને આભની સીમા, આભને છે અનન્તની.

વર્તુળોનાં વર્તુળોને મહાવર્તુળ બ્રહ્મનું.
પછી પાછી પડી જ્હાંજ ઘૂમતી વિશ્વવર્તુળે;

એનો એ જ સમારંભ સેતુના ઘાટમાં મળ્યો.
સાગર, આભ, બ્રહ્માંડો, હરિની આંખમાં ઊભાં.

બ્રહ્માંડે ના સમાયે ને વહે પર દશાંગુલ;
પ્રાગવડને પાંદડે અણુમાં એહ પોઢતો.
અણુનુંયે અણુ એ, ને એહ છે મહત્તાં મહત્.

વગાડી બ્રહ્મવીણાને, મીઠા મોતીઝરા સ્વરે,
પછી શારદાએ વિશ્વ હિંચોળ્યું પ્રેમપારણે.

હો! પ્રેમનાં પારણિયાં,
હરિ ઝૂલે ઝૂલે ને ઝુલાવે
હો! પ્રેમનાં પારણિયાં.

જુગજુગના જોગંદર
ઝૂલણ ઝૂલે જગપારણિયાં;

હરિ કાળને હિન્ડોળે ડોલાવે,
હો! પ્રેમનાં પારણિયાં.

લોકલોકને હુલાવતા સાગર પડ્યા, જગપારણિયાં;
બ્રહ્મ બ્રહ્મનાં બાળને હુલાવે,
હો! પ્રેમનાં પારણિયાં.

હરિ નયણેથી નેહનાં ઝરણાં ઝરે, જગપારણિયાં;
હરિ મલપન્તી માત સમા આવે,
હો! પ્રેમનાં પારણિયાં.

હરિ ૐ તત્સત્: ભૂતાવળ શો ભૂત, વાયુ શો વર્તમાન,
વણખેડેલો વિસ્તરે છે ભવિષ્ય;
મહેકાળનું, ગમ્ય અગમ્ય કેરું કલ્યાણકારી જ્ઞાન ઘો જ્ઞાનસ્વામી.
પછી પ્રલંબાવી આલે નાખે કેકાવલિ હરિ.

## ૨, ज्ञानविज्ञानोपनिषत्

### ૧

હતો પ્રહર જ્ઞાનનો ને કથાનો;
હતો અનધ્યાય વિજ્ઞાનપર્વનો;

ક્ષિતિજ-આરે સંધ્યા ઊભી હતી;
ધીમેધીમે સ્હાંજ જતી'તી પશ્ચિમે.

ગૌ ચારવા બ્રહ્મચારી ગયા હતા;
ઋષિ ગયા'તા આશ્રમબાળ સંગે;

મધ્યાહ્નોત્તર, નમ્યે મધ્યાહ્નસૂર્યે,
ધેનુધણો સરે પાણી પીતાં'તાં.

હાથે ગેડી, ઝોળી માંહી દડુલો;
દોટાવતા સરપાળે બ્રહ્મચારી.

માથે ઈંઢાણી, ને મહીં ઘડુલો,
પાણી વહન્તી આશ્રમ-બાલિકાઓ.

આવી છલન્તી છોળ સરોમ કેરી,
મધ્ય જળે ગૈ ઈંઢાણી લેઈને;
લ્હેરે લ્હેરે લ્હેરતો એ દડુલો,
બેઠો જઈને ઈંઢાણી–પરીધે.

બ્રહ્માંડની અંજલિ એક જેવું,
આકાશનો કટકો એક શામળો,
હેલન્તું હેલન્તું એવું સુહાતું
ભર્યું ભર્યું છલકન્તું સરોવર.

તરંગ કેરે હિન્ડોલ ડોલતો,
ઊંડાં નીરે ભીતર માંહી નીર્ખતો;
દીઠો ઋષિએ જળમાં દડુલો,
સારંગ જેવો નાવડીમાં ઊભેલો.

'જુઓ અહો! આશ્રમબાળબાળા!
બેઠો દડુલો ઈંઢાણી – પરીધે;
ઊંડાં જળોનાં જ ઊંડાણ માંહી.
નીચે નિહાળે, બોલતો મૂકવાણે.'

લ્હેરાતાં ત્ય્હાં લ્હેરિયાં આવતાં'તાં,
પાછાં આવે આથડી પાળપાણી;
સરોર્મિમાં ઈંઢાણી માથે દડુલો
ત્ય્હાં પદ્મ જેવો જળે ઝૂલતો હતો.

સોનાઘેર્યું રત્ન જેવું કર્ણફૂલે,
જેવો શશીના કુંડળમાં શશી છે;

પાળ – ઘેરાવે સરવારિ જેહવું:
એવો દડુલો વારિમાં સીમબાંધ્યો.

સીમા-બાંધ્યા સ્થિતપ્રજ્ઞ સ્થિર છે,
એવી સીમાઓ પ્રજ્ઞાની પાંખને;

આભ અનન્તાં, હોય એનેય આરા;
સીમાબાધ્યુ સર્વ બ્રહ્માંડવાસી.

અગણ્ય તારા ગણશે જ કોણ?
અસીમ અણુનો સંખ્યાંક કરવાં છે?

મન-મેધાને ઘેરતી એમ સીમા:
વિજ્ઞાન બાંધે જ્ઞાન કેરી પરીખા.

સમસ્ત આ સોહન્તું સૂર્યમંડળ,
એથીય વિશાળુ બ્રહ્માંડ-મંડળ;

સૌને સીમાઓ છે કાલાવકાશની;
સીમાપરો છે પરબ્રહ્મ એક.

અજ્ઞાન ને જ્ઞાન, વિજ્ઞાન સૂક્ષ્મ,
સૌને પડી છે ઘેરતી પાંખપાળો;

આનન્દતાં આ મત્સ્યો તરે-રમે,
તરે – રમે એ સરતીરની મહીં.

જ્ઞાનની વિશ્વવિશાળ પરીખા
વિજ્ઞાને ઘેરી ફરતા દુર્ગ જેવી;

એ મેધાપાળ ભેદી ના પાર જાયે
મન, વાણી, કે મહામેધાય કોની.'

ધીમેધીમે સ્હાંજ જતી'તી પશ્ચિમે,
ક્ષિતિજ-આરે સન્ધ્યા ઊભી હતી;
હતો અનધ્યાય વિજ્ઞાન-પર્વનો,
પ્રહર હતો જ્ઞાનનો ને કથાનો.

૨

વનેથી સૌ ગોધણ આશ્રમે વળ્યાં,
ને આવિયાં આશ્રમે બાળબાળા;
ગૌ દોહી પાયાં શેડકઢાં જ દૂધ,
એ દૂધમાં બ્રહ્મચર્યભાવ પાયા.

વિશાળ, ઘેરી, સર જેવી ગાઢ,
છાયા હતી પારસ–પીપળાની;
ઓટો કીધો'તો માટીના ઓપ ઓપી;
હતું ઋષિનું એ વડું સ્હાંજ-સ્થાન.

ઓટે ઋષિ, પાયમાં બ્રહ્મચારીઓ;
ચરે રમે ધેનુઓ એ વૃન્દપાર;
પિપ્પળપત્રે ચમકે રેખાવળો,
રેખાવળોમાં કોરિયા મૂક મન્ત્રો.

મુખે સ્મિતો, ને ગાંભીર્ય સ્મિતમાં,
અંગે ઉપરણો નિર્મળો અગ્નિવર્ણો;
સન્ધ્યા સલૂણી આવતી'તી સુહાતી,
સન્ધ્યા સમી મહાવાતો થતી'તી.

'હો ! બ્રહ્મચારી ! બ્રહ્મચારિણીઓ !
આવો, સુણો આશ્રમઅર્ભકો સહુ;
મ્હેણે વત્સવત્સા કોડે રમે છે,
રમજો એવા જ્ઞાનપટે વિશાળા.
ને ખોજી ખોજી ભેદ જ્ઞાનનાયે
રમજો જૈને વિજ્ઞાન-વાડીઓમાં.
ખીલે વસન્તે જ, વસન્ત-પુષ્પો,
પરોક્ષ, પ્રત્યક્ષ, પૃથ્વીની પાંખ જેવા,
જ્ઞાન વિજ્ઞાને ધર્મ એ છે ત્હમારો.
અનુભવો, ને અનુમાન, આર્ષઃ
સહુ પગથારો જ્ઞાનમંદિર કેરા
ચ્હડજો, જજો મન્દિરે દેવદર્શને.
સીમાવન્તી જ્ઞાનની વાડીઓ છે,
એ સીમોમાં વર્ષતાં તેજ તેજ;
પૃથ્વીમાંથી પ્રગટે ઓષધિઓ,
સો જ્ઞાન એવું શ્રદ્ધા-જન્મિયુ છે.
માનવદેહે પંચ કર્મેન્દ્રિયો છે,
માનવદેહે પંચ જ્ઞાનેન્દ્રિયો છે;
અને વહે છે પૂર સો વિશ્વજ્ઞાનનાં
જ્ઞાનેન્દ્રિયોના જ્ઞાનતન્તુએ થઈ.
મહીંથી બુદ્ધિ તારવી તારવી લે,
મેધા લહે છે મહીંથી ચાળીચાળી;

એહ કણોને આપ ચૈતન્ય કેરા
અર્પાયે, એ થાય છે જ્ઞાનબીજ.
એ બીજ બોઇ આતમ ભોમકામાં
પ્રેરણાપ્રેર્યાં નિર્મળાં પાય પાણી;
ત્‍હારે પ્રફુલ્લે પાંખડી-પાંખડીએ,
ત્‍હારે વહે વિશ્વે દૈવી સુગન્ધો.'
મયૂરી શી, લાડકી વાછડી સમી,
હતી ઋષિની અરુણા ઉરપાંખડી;
અરુણરશ્મિ શી અરુણા પ્રશ્ન પૂછે:
'શ્રદ્ધામાંથી જન્મિયુ જ્ઞાન શી વિધે?
અમારી શ્રદ્ધા, પિતા! કરો દૃઢ.'
હસ્યા ઋષિજી મૃદુ મન્દ હાસ્યે,
અને પછી ઉચ્ચર્યા વિશ્વવેણ:
'અરુણા! જેવી મુજમાં ત્‍હારી શ્રદ્ધા,
એવી શ્રદ્ધા સૌની જ્ઞાનેન્દ્રિયોમાં.
જ્ઞાનકણો દેતી જ્ઞાનેન્દ્રિયો ને,
માને સૌયે સનાતન સત્યવાદી;
વાગીશ્વરી સત્ય વદે મુજ ભાવો,
ત્‍હારા કર્ણો સત્ય સુણે: સો, એ શ્રદ્ધા.
આવ્યાં છો આ આશ્રમે જ્ઞાન પામવા,
અને અહીંથી જ્ઞાન પામી જશો સૌ;
હું ને ત્‍હમે-સૌ જગ છે પૂર્ણ શ્રદ્ધા;

શ્રદ્ધાસૂનું તો અણુયે નથી કો,
એકલથંભો શ્રદ્ધાસ્તંભ ઝીલે જગત્.

૬

વળી ઊગ્યો સૂર્ય, ને આથમ્યો વળી;
વળી પડી સ્હાંજ, સન્ધ્યા સોહામણી.
વળી ધેનુ ચારી વળ્યા બ્રહ્મચારીઓ,
વળી મળી પારસપીપળે મંડળી.
ઊઠી અરુણા વીજવેલ જેવી;
બાળબાળામાં બાળકી અગ્રજ એ;
બોલે જાણે મીઠડાબોલી મોરલી,
પૂછે પિતાને પુષ્પપરાગ-વેણથી :
'જ્ઞેય કહે છે કો, કોક અજ્ઞેય કહે છે;
જ્ઞાનપરો, કહે છે કોક ફટ;
જ્ઞાનપિતા છો, જ્ઞાનભંડાર પૃથ્વીના;
અમ અર્ભકોની શંકા નિવારો.'
'અરુણા! ત્હારો નિત્યપ્રશ્ન સર્વપ્રશ્ન;
વૃદ્ધો પૂછે છે, યુવક-યુવતી પૂછે.
વાટે ઘાટે ચોક ચૌટે વનોમાં
મુમુક્ષુ-વૃન્દો પૂછે જ્ઞાનેન્દ્રિયવંતાં.
જ્ઞાનજનની શાશ્વત છે જ શ્રદ્ધા,
ને જ્ઞાન છે વેદમન્ત્રોનું દૂધ;

બ્રહ્માએ એ અમૃત દીધ જગતને,
પીતો પીતો મર્ત્ય થાયે અમર્ત્ય.
છે સર્વથા જ્ઞાન ઇન્દ્રિયગમ્ય,
ઇન્દ્રિય-પરાને કહે છે અગમ્ય;
આ ગમ્ય સર્વે છે બ્રહ્મમંદિર,
અગમ્ય છે બ્રહ્મમંદિરનો ધ્વજ.
સ્થૂલના ઢગલા છે સર્વેય ગમ્ય,
અગમ્ય છે સૂક્ષ્મ, ને સૂક્ષ્મ સૂક્ષ્મથી;
ગમ્યે રમે છે ઇન્દ્રિયવાસી સર્વે,
રમે અગમ્યે જ અગમ્યવાદીઓ.
અગમ્યના આગણમાં રમે છે,
જતિ સતી યોગી મહાનુભાવો;
પૃથ્વી પૃથા છે ગમ્યની વાડીઓ સૌ;
અગમ્ય ઉદ્યાનો આકાશ-પાતળાં.
સમગ્ર વિશ્વે ગમ્ય છે બુદ્ધિગમ્ય,
શ્રદ્ધાગમ્ય છે વિશ્વપરું અગમ્ય;
સૂક્ષ્મે જજો સ્થૂળના પંથ ખોડી
જજો અગમ્યે ગમ્યની કેડી કેડે.
બુદ્ધિજ્ઞેય ગમ્યનાં છે વનો સૌ,
અગમ્ય આભો શ્રદ્ધાજ્ઞેય જાણજો;
મહાવિશાળો ગમ્ય છે વર્તમાન,
એથી વિશાળો ભવિષ્ય છે અગમ્ય.

ગિરિશૃંગ પેખે અરુણા! ત્હારી આંખડી,
ને વૃક્ષકેન્દ્રે ન કોક આંખ પેખે;

તું કૂદે છે ધોધના ધોધવાઓ,
ને કો રમે તીરનાં લ્હેરિયાંમાં.

જ્ઞાનપરું જે માનવસીમ પાર,
મેધાની પાંખો પ્હોંચતી ના જ્યહીંયે;

નિર્માણ જેવું, થયે જાણવાનું જે,
વિજ્ઞાનવેત્તા એહને કૂટ કહે છે.

જ્ઞાનપરાને જ્ઞાનીઓ પ્રીછશે કો?
જ્ઞાનપરાને જ્ઞાની પ્રીછાવશે કો?

અજ્ઞેય નથી, ત્હોય જ્ઞાનપરો એ;
સૌ જ્ઞાનનું જ્ઞાન, જ્ઞાન અજ્ઞાનનું એ.

જગત્‌સીમા જેવી છે માનવીસીમા,
જગતસીમા સમી છે બુદ્ધિને સીમા;

સીમાપરા હદ-બેહદમાં જઇને
ગમ્ય વિહારી! વિહરો અગમ્યમાં.

મયંક આ વ્યોમમણિ સુહાગિયો
નાખે અગમ્યે ચન્દ્રિકાના ઉછાળા;

ઉછાળો એવા યાત્રીઓ થૈ અનન્તના,
ગમ્ય તરીને મ્હેરામણે અગમ્યના.'

૪

વળી ઊગ્યો, ને વળી સૂર્ય આથમ્યો;
વળી વળ્યાં વનમાંથી ગોધણો;
વ્યોમે ખીલતી'તી સન્ધ્યાની લાલિમા,
હતી ઋષિની જ્ઞાનવિજ્ઞાન-પર્વણી.

ઘટાઢળ્યો પારસપીપળો હતો,
છાયાઢળેલી હતી વસુન્ધરા;
વળી ઊઠી અરુણા ચન્દ્રપાંખડી,
વળી પૂછ્યો પ્રશ્ન ત્યાં ચન્દ્રધારથી.

'અજ્ઞેય નથી, તો પિતા! એહ શું છે?
જ્ઞેય નથી, તો જાણવું એહ કેમ?
અનન્તમાં અણુમાં એ સમાયે;
અદ્‌ભુત એ કો જ્ઞેય-અજ્ઞેયથી પરો?'

ઋષિજીની મહાકાયા પ્રફુલ્લી,
જાણે ખીલ્યું પદ્મ સહસ્રપાંખડી;
ધીરી ધારે મેહુલો જેમ વર્ષે,
એવી ફોરી ફોરમો દેહપદ્મથી.

બ્રહ્માંડની પાંખ અજ્ઞેય નથી કો,
પૃથ્વીનું પ્યાલું પરિજ્ઞેયે નથી કો;
જ્ઞેય અજ્ઞેય પરિજ્ઞેય કેરી
ભૂલે ભણ્યાયે ભુલભુલામણીમાં.

દીઠું કદી વૃક્ષ સમગ્ર એકદષ્ટે?
મ્હારાં દીઠાં એક મીટે પીઠ-છાતી?
ને પેખે પાયતળ શીર્ષ ન્ય્હાળતો,
પાયતળ પેખન્તો ન શીર્ષ ન્ય્હાળે.
સત્-અસત્‌ના શાશ્વત પાર્શ્વ બે છે,
બંને જોવા ચક્ષુઓ બે દીધાં છે;
ર્‌હોયે વચ્ચે નાસિકા આવી ઊભે;
એવી વિધિની ઘટના વિશ્વભીણી.
તિથિ તિથિએ ચારુ આ ચન્દ્રમાની
કલા કલા પેખવાની પ્રબુદ્ધે;
માસે પ્રકાશે પૂર્ણ કલા કરીને;
ઝાંખી ન એ પરિજ્ઞેય પૂર્ણચન્દ્રની.
પેખાય ચક્ષે ચન્દ્રમાની કલા કલા,
દેખાય દષ્ટે મેઘ પાંખડી-પાંખડી;
'અણોરણીયાન્ મહતો મહીયાન્-
પ્રબુદ્ધને છે કલા જ્ઞેય સર્વે.
આકાશ આખું આંખડીમાં સમાશે,
બ્રહ્માંડ જ્યારે સમાશે જ્ઞાનઝોળીમાં;
તેજ સમાશે પર્ણકુટી મહીં જ,
ત્ય્હારે સ્હમાશે પરિજ્ઞેય આત્મમાં.
પ્રારબ્ધ દીઠાં, પૃથ્વીની લક્ષ્મી દીઠી,
છેડા નિહાળ્યા આશા-વાંછનાના;

આભ સમાયે નહિ પાંખ માંહી,
પેખે ન છેડા ભક્તિનો યોગનો કો.
ન જોયું જોશો, અણકલ્પ્યું પેખશો;
આશ્ચર્યોથી વ્યોમવાડી ભરી છે;
આશ્ચર્યોમાં મહદાશ્ચર્ય એ કે
પરિજ્ઞેય કૈં ના, કલાજ્ઞેય સર્વ.
ન્હાનુ, મ્હોટુ, સાન્ત, અનન્ત ભવ્ય:
સૌ કાળવાસી, સૌ કાળપરંચે.
આ બ્રહ્મન્ સૌ, અણુઅણુ પૃથ્વિનાંયે,
ગમ્ય-અગમ્યો: છે કલાજ્ઞેય સૌયે.
પ્રચંડ બ્રહ્માંડ, અનન્ત બ્રહ્મલીલા,
કોટિધા અણુ હેલતા હસ્તસ્થલીમાં,
વસ્તુ, છાયા, વાયુ ને સૂર્ય, ને શશી:
પડછાયા છે પરબ્રહ્મના સહુ.
વાયુકટારી થકીયે અગ્રઝીણી
બુદ્ધિકટારી છે બુદ્ધિમન્તની;
ઉઘાડજો થરેથર બ્રહ્માંડ કેરાં,
ખાણો ખીણો ખોજજો, વીણજો જજો.'
પ્રાવૃષ્ વર્ષો યથાકાળ યથાકામ!
ધાન્યછોળ છલકાવ વસુન્ધરા!
બલદા આયુદો વર્ચસ્વવર્ધમાના,
મહેન્દ્ર એવા જ્ઞાનના મેઘ વર્ષજો!

થંભી મયૂરની કેકા, થંભ્યું જ્ઞાનનું સ્તોત્ર એ;
ન થંભી આભલદેશે એક–અનેકની લીલા.
એક અનેકમાં ખેલે, ખેલે અનેક એકમાં.
ને પછી ન્હાળ્યું, બ્રહ્માંડે, બ્રહ્માંડપાર બ્રહ્મમાં.
હરિના મુખમન્ત્રોનો સારસંભાર સારવી
ઉદ્ધવે તાલીને નાદે ગજાવી બ્રહ્મધૂનને.

બ્રહ્મ છે એક, ને બ્રહ્મ છે અનેક,
અનેકની ભુલભુલામણીમાં બ્રહ્મ એક.
બ્રહ્માંડનાં ઝૂમખ ઝુંડઝુંડનાં
ઘૂમે ઘૂમે નાહક ગૂંચળાં વડાં.
ગૂંચાતી ગૂંચો વધુ ઘૂમડી ઘૂમે.
સળંગ દોરો મહીંથી ઉકેલતાં
બ્રહ્મા ભૂલ્યા બ્રહ્મવિદો ભૂલા પડ્યા.

## અધ્યાય ૧૮ મો · બ્રહ્મયજ્ઞ; સાગરોપનિષદ

અમ્ભોધિ ગાજે, નભનીર ઊછળે,
પ્રફુલ્લતાં સાગર નિજ પાંખડી;
કહે માનવીને 'મનુ ! તું મહાન થા.
મહી મહાસાગર ના થવાય તો
મનુ ! મીઠી વીરડીનો તું સ્વામી થા.

નિત્યનિત્યે વહાવે ત્યાં મીઠડી વીરડી હરિ;
ઝીલે, તરે, ને આનન્દે શ્રોતા એ અમીસ્રોતમાં.

બ્રહ્મજ્ઞાનની વ્હેતી'તી મીઠડી વીરડી વડી.
મનારે મોતીડાં મોઘાં પાકે સાગરસંગમે;
અશ્રુઓ ધોઈને મોતી સર્જે સુધાની વીરડી.
કોનાંયે અશ્રુનાં મોતી સર્જે કોણ હરિ વિના ?
જામ્યો પાછો સમારંભ, શીળી સાંજ પડી વળી;
મળ્યો માનવમેળાવો શીળા સાગરઘાટમાં.
ચન્દ્રવંશી ચન્દ્ર સ્હોતો ત્યહાં તારકવૃન્દમાં
નારદે સાગરશબ્દે ગજાવી ગૌરવી વીણા.

શેષ પર સોહે બ્રહ્મસાગરિયો,
ક્ષીરસાગર ડોલે મહાજળ ભરિયો;
ડોલે નીરે ડોલરિયોઃ
શેષ પર સોહે બ્રહ્મસાગરિયો.

પ્રલય પલટીને સૃજન ઊઘડતાં;
નીરખત નટનાગરિયોઃ
ઘૂઘવત ઘૂમરત ભરતી, ત્યમ ત્યમ
ઘૂઘવત દિલનો દરિયોઃ
શેષ પર સોહે બ્રહ્મસાગરિયો;
શેષ પર ડોલે—

હરિઃ ॐ તત્સત્ઃ તરંગ નાખો સાગર અંતરિક્ષે,
ચક્ષુ ધાવ અનન્તે અન્તરિક્ષ પાર!
સિન્ધુઘોષ સમા યજ્ઞમન્ત્ર ગાજો!
ભાવો હો સિન્ધુજળ શાં મહાજળ!

પાથર્યો સાગર નીચે, ઊંચે આભલ-સાગર,
ને એ બે સાગરો વચ્ચે ઝોલાં લે હરિસાગર.
ને હરિના હરિભક્તો ડોલે સૌ બ્રહ્મસાગરે.
આલોક્યું હરિએ વિશ્વ; વિશ્વવલ્લી એ વિસ્તરી
ઉચ્ચાર્યું સાગરશબ્દે ત્ય્હાં સાગરોપનિષદ.

३, सागरोपनिषत्

અમ્ભોધિ મધ્યે ખડક ઊભો હતો;
ઝીલે મહામોજ, ચઢતાં પૂર ખાળે;
દૃઢાસન સમાધિસ્થ મહર્ષિ જેવો
એ એકજ્યોત, સાગરના કિરીટ શો.
પદ્માસનસ્થ સમા એ મહર્ષિના
ઉછંગે હતો એક મહર્ષિ-આશ્રમ;
અમ્ભોધિની આભની મેઘની મહા
મહાનતામાં વસતા કો મહર્ષિ ત્ય્હાં.
નિત્યે નિત્યે નાવડીઓ આવતી-જતી,
નિત્યે નિત્યે ઠાલવે અન્ન ને વને.
અમીમીઠાં જળનાં હતાં સરોવરો,
મહર્ષિને જ્ઞાન સાગર સમાં હતાં.
એ જ્ઞાનમાં, સિન્ધુના એ મહાનીરે,
ન્હાય, તરે, ઊછળે બ્રહ્મચારીઓ;
જગે જતી-આવતી નાવડીઓ,
એવાં વિહરે માનવ-નાવડાં એ.

એકદા મેઘ આભલમાં ચ્હડ્યો'તો,
શામળ છાયા સાગરે પાથરી'તીઃ
આવ્યા ત્ય્હારે બ્રહ્મચારી સાગરેથી;
સાગર-અર્ધ્યા સાગરેથી શું પધાર્યો.
સિન્ધુ-ભૂશિરે ભૂશિરના સમા
હતા મહર્ષિ; જઈ ત્યાં પ્રણમીને
સાગર-પજવ્યાએ પૂછ્યું મહર્ષિનેઃ
'શાં આ મહાનીર શાને પાથર્યાં એ?'
હસ્યા મહર્ષિ, ને વદ્યા મહર્ષિઃ
'વર્ષો વીત્યાં સાગરે, હોય પ્રશ્ન આ?
તો પૂછશો કાલ જીવન શું? ને શાને?
સાગર-પ્રશ્નો પૂછો સાગરદેવને.'
કાંઠે ઊભા બ્રહ્મચારી બ્રહ્મજ્યોત
ભાવે ભણ્યા આહ્‌વાનમન્ત્ર પ્રાર્થ્યા;
ગાજન્ત સાગર પ્રચંડ ઘોષે
એથી મહાઘોષ ગાજતા બ્રહ્મચારી.
ભાસ્કરનેત્રે, આકાશી ઉત્તરીયે,
તરંગપાયે સાગરદેવ પધાર્યા.
પૂછ્યું કને જૈઃ 'સાગરિયા મહર્ષિ!
આ મેઘગોરજ્મે સંભાર્યો–સ્મર્યો કાં?
દેવ! પધારો; પ્રાર્થ્યા બ્રહ્મચારીએ;
મુમુક્ષુની જાગી મુમુક્ષુતા વડી.'

સાગરદેવે પૂછયું બ્રહ્મચારીને:
'જિજ્ઞાસુવત્સો!કહો જિજ્ઞાસા ત્હેમારી.'

'શો છે પલવટ મહાનીરનો આ?
શાને એ પાથર્યો પૃથ્વીઘેરતો?

જળદેવ છો; કહો સમુદ્રમહિમા:'
પ્રપન્ન થૈ પૂછયું બ્રહ્મચારીએ.

સંકોરી કેશાવળમી વસ્ત્રવાદળી,
અમ્ભોધિના ગુરુ શા ઊર્ધ્વબાહુ

,વધા મહાવાણુ વરુણ શાશ્વતી,
ને વિસ્તર્યો સાગરમહિમા વડો.

'સુપ્રશ્ન છે સાગરના સુમુક્ષુનો;
મુમુક્ષુ છો-જિજ્ઞાસુ છો મહાવસ્તુના;

સાગર ભણી સાગર બુદ્ધિના થશો,
સાગર-તલ્લીન થશો મહાસાગર.

સંકેલ્યું નભ, જેમ સંકેલી વસ્ત્ર લે;
પૃથ્વી ઘરાવ્યું પાટલી પાડી, સિન્ધુએ.

છલેં તરંગો વાયુમાં ઉત્તરીયના,
એવા ઊછળે સાગરના તરંગો.

મહાતરંગાવળથી મહાલતો,
ડાળો ઉછાળી ડોલતો મહાવન શો,

વત્સો! મહાસાગર વિસ્તર્યો મહદ્;
ત્હોયે મહદાકાશની સિન્ધુ-છાંયડી.

બ્રહ્મે એકદા પોપચું મટમટાવ્યું,
મહી ઢળી પલપલી નેત્રછાયા;
અવિરામ, અભિરામ ડોલન્ત, ભવ્ય,
મહાસિન્ધુ આ પૃથ્વીનું બ્રહ્મનેત્ર છે.

૨

'ગિરિઘેરેલા પાથર્યાં અભ્ર જેવા,
પૃથ્વીઘેર્યાં કૈં કૈં ઝીલસરો છે;
જળડોલન્તો, મેઘના કાંગરાળો,
જળદુર્ગ આ પૃથ્વીઘેરી પડ્યો છે.
અનિલ ગાજે કો અગમ્ય નાદે,
અગમ્ય નાદે ગાજે કો ગિરિગુફા;
જળ ઝકોરે ઝૂમખઝૂમખે ઝૂલી
ગાજે છ સિન્ધુ ગમ્ય-અગમ્ય નાદે.
મધુપ જેવો કોરે પુષ્પપાંખડી,
સમીરો જેવા કોતરે પર્વતોને,
ઝીણી ઝીણી ઢાળીને નીરધારા
સિન્ધુ વહે છે પૃથ્વીની કોર કોરતો.
ઘેરાં ગભીરાં વિન્ધ્યાટવીનાં વનોમાં
ઝુંડે ઝુંડો મળી, દોડતાં વાદળાં શાં,
જેવા મહાવેગીલા હસ્તી ધાય,
એવાં ધાયે મહાવેગ પાણીપૂર.

. આજાનબાહુ, જ્યોતંજ્વલંત જયેચ્છુ,
ગાંડીવધારી, વીરેન્દ્ર, મહારથીના-
રથો ધપે છે રણક્ષેત્રે મહાધ્વજે,
ઊછળે એવાં તુંગ તરંગછોગલાં.
કુરુક્ષેત્રને પગથાર કારમે,
પાંખડી પાંખડી ભરી અન્તરિક્ષને,
ગાજે મહાઘોષ પ્રચંડ પાંચજન્ય,
સાગર એવો પ્રેરણા પુકારતો.
જળફૂંળાં હૈયે જહાજો ઝુલાવતો,
તરંગાવળે ' તારતો-તરાવતો,
પૃથ્વીઢાળાતી દેવની દૃષ્ટિ જેવો,
સદ્‌ભાગ્ય શો, ભદ્રદા છે સમુદ્ર.
વિરાટ શી અંગલતા ઉછાળતો,
ધુણાવતો ˜ અલકો ધૂર્જટિ શી;
ભવ્ય, ભયંકર, રુદ્રમુખો, મનસ્વી,
ઝૂમે છે મહાકાળની પાંખ જેવો.
વિસ્તાર વિસ્તારી, ક્ષિતિજે ઢળન્તું,
ક્ષણે ક્ષણે ઊછળતું નમન્તું,
ગોરમ્ભતો તરંગરંગી ઘટાઘટા,
અમ્ભોનિધિ છે જળનું મહાવન.
ફણા-ફણાના ફુફવાટ ફોરતો,
ઘડી-ઘડીના ઘુઘવાટ ઘોરતો,

સહસ્રાવધિ છાંટમણિ સુહન્તો,
પૃથ્વી પડ્યો છે સાગર શેષ-ળાળ શો.
અનન્તના આરે આરે ઊભેલા,
જ્યોતિ-ઝગન્તા દીપ્તિમન્તા, લોકલોક;
લોકાન્તરો એ અન્તરિક્ષાન્તરો એ,
જોડી મહામાર્ગ જાય છે બ્રહ્મતીર્થં;
શાખા-પ્રશાખા દિશદિશ નાખતો,
ધાતો તરંગાવળે ધરિત્રીમાં,
દ્વીપો-દ્વીપો દેશ-દેશો જોડનારો,
સાગર પડ્યો છે મહામાર્ગ પૃથ્વીનો.
મહાય્હાણ શો આ દ્વીપ તો કળી છે,
વેર્યાં મહાનીરે દ્વીપનાં પુષ્પપુષ્પો;
પ્રફુલ્લ પાંખડી મહાદ્વીપોની એ.
હૈયે ધરે દીપન્ત દ્વીપમાળા.
છલે તરંગાવળ પૂર્વઘાટથી,
ઢળે જઈ પશ્ચિમઘાટપાયમાં;
મહા ઘૂમડીએ ઘૂમતા નીરકેતુ
ધુએ તરંગો પૃથ્વીના પાયપાયને.
સમાય એમાં કેટકેટલી સરિતા!
દિશેદિશે કેટકેટલા ઘાટઘાટ!
ઘાટેઘાટે કેટકેટલા દેશ ઊભા!
જાણે ઊભાં પ્રૌઢ લોકમન્દિરો.

સિન્ધુ સાંધે છે? કે પૃથ્વીને વિભાગે?
સાગરમહિમાનો એ કેન્દ્રમન્ત્ર.

વિછૂટયા સાંધે, તો ભદ્ર એ ભદ્રકર્તો;
વિભાગે, તો અભદ્ર એ અભદ્રકર્તો.

૨

મહાનુભાવીની મહાનુભાવિતા સમો,
પરમાર્થીની સપનછોળ સરીખો,

દિશાદ્રવન્તો, વર્ચસ્વી, વરેણ્ય,
ક્ષિતિજ ભરતો ઊભરાય સાગર.

પૃથ્વીની પાળો પુણ્યે પ્હલાળતો,
અણુઅણુમાંથી અમૃત સારતો,

મહર્ષિના આશ્રમ-આશ્રમે છે
બ્રહ્મભરેલો પ્રજ્ઞનો જ્ઞાનસાગર.

બ્રહ્માંડ ભરી કવિતા વહાવતો,
સોહાગવન્તી સુંદરતાય છાટતો,

મહદ્ મહાવાહી હૈયાની છોળ શો,
બ્રહ્મભરેલો પ્રજ્ઞનો ભાવસાગર.

બ્રહ્માંડ પર કલ્યાણોર્મિએ જતો,
વિરામતો બ્રહ્માનીયે બ્રહ્મગ્હેલમાં,
આનન્દવર્ણો, અનભેમાં મહાલતો,
બ્રહ્મભરેલો પ્રજ્ઞનો આત્મસાગર.

આ સૂર્ય, આ ચન્દ્ર, આ તપન્ત તારલા,
પ્રભાત, મધ્યાહ્ન,:સૌની જ્યોત ઝીલતો,
પરાર્ધ કિરણે પ્રકાશતો છે,
ભવોદધિ, ભાસ્કર શો, વિભાકર.

ઋષિપુત્રો! બ્રાહ્મણ છો, બ્રહ્મપુત્ર છો;
ચંચુ ચંચુ સાગરને પીતા મા;
અમ્ભોનિધિને અગસ્ત્યે પીધ જેવો,
એવો પીજો અંજલિમાં ભવાબ્ધિને.

સૌ અંગથી જળતારા તરે છે,
સૌ અંગથી ડુબકી-દા રમે છે;
સૌ અંગોને મન, મેધા, મનીષા:
એ સૌ સંગે તરજો સંસારને.

શ્રદ્ધા ન ધોતા, અન્ધશ્રદ્ધા જ ધોજો;
વસ્ત્ર ન ધોતા, મેલ ને ડાઘ ધોજો;
પાપ ધોજો, પ્રકૃતિ ધોજો, ભાગ્ય ધોજો;
ન ધોશો સૂર્યતેજ કે ચન્દ્રજ્યોત્સ્ના.

નથી-નથી ચારુ ચીલા પડેલા,
નથી-નથી પગદંડી પાયખેડી;
ઊડે ગરુડો જયમ વાયુલોકમાં,
એવા પન્થ પાડી સાગર ખેડવાના.

અભાગીને ભાગ્યનો પંથ દાખતા,
અકલ્યાણીનું કલ્યાણ સાધતા,

બ્રહ્માંગુલિ શા ભૂશિરે ભૂશિરે ઊભા,
દિશાભૂલ્યાંને દિશ દાખે તીર્થધ્વજો.

છલન્ત મહાવેગ જલધિજળોમાં,
ચોમેર ધસતાં મહાપૂર મધ્યે,
છે આ ખડક નિશ્ચળ ને અડોલ,
અડોલ નિશ્ચળ રૂહેજો સંસારોર્મિમાં.

મિઠ્ઠાં જળો સાગરમાંથી સારવી,
દિગન્ત ઘૂમતી ભરી વાદળીઓ,
પછી હૈયાં શતધાર વર્ષી વર્ષીને,
મિઠ્ઠી મધુરી વસુન્ધરા કરો.

આત્મા અભ્ર, ભાવ છે એવી ધારા;
દિશેદિશે કરો એ સંસારવર્ષણ.

સાગર જન્મ્યા મેઘધર્મ પાળીને,
વિશ્વે થજો બ્રહ્મચારી! વિશ્વંભર.

નથી નિશા બ્રહ્મનું આ જગત્ કે,
નથી નિશા આ બ્રહ્મભરેલ સાગર;
છે બ્રહ્મજ્યોત જ્વલંત જગત્ આ,
સાગર-લહરો છે, બ્રહ્મલહરો.

જલાવીને શાશ્વત યજ્ઞજ્યોત,
પુરુષાર્થની પ્રભા યજ્ઞ! પ્રજ્જ્વળી,
ભવાબ્ધિને અર્પશો અર્ઘ્ય, તો છે
ભવોદધિ, ભાસ્કર શો, વિશાકર.

નદી-તટો બે, સરતીર ચાર-આઠ,
અનેક છે સાગરને ઘાટઘાટ;
મહાનૌકાને સાગર એ જ પન્થ છે
એક પારેથી સ્હામે પારે જવાનો.

૪

અગાધ ઊંડાં મહાજળવન્તો
અફાટ વિસ્તારી મહાવન સમો;
મહાખીણાળો મહાતરંગાળો,
બીજા આભ જેવો સંસારસાગર.

તમસ્ જાળાં શો, મહાપ્રભ અભ્ર જેવો,
તીર્થપન્થ સમો, ભુલભુલામણી શો,
ને સર્વતોમુખ મૃત્યુ-અમૃતે ભર્યો,
કાળગુફા સમો સંસારસાગર.

પ્રોત્સાહનાં પરિબળો જમાવો,
એકલક્ષ્ય સુકાને, પ્રભપ્રેરણા એ;
ભરો સમીરો જયના શઢોમાં,
મન્થો બ્રહ્મચારી! સંસારસાગર.

જ્ઞાનસંપન્ન સાધનો - સિદ્ધિ સાધી,
પાંખો પ્રસારી ભાવનાની ઊર્ધ્વગામી.
મહાલક્ષ્યનો રેવત મધ્ય માંડી,
મન્થો ભાગ્યવન્તો! સંસાર-સાગર.

તીર્થે તીર્થે નમતો જ્યોત ઢાળે,
સિદ્ધિ-અસિદ્ધિ જોઇ તારે-ડુબાડે;
પ્રારબ્ધ વાંચે પૃથ્વીવાસીઓનાં
પ્રાક્રમ પ્રમાણે સૌને લક્ષ્મી દે એ.

પીશે સુધા, લક્ષ્મી લેશે, ચન્દ્રધાર શે;
પીશે, કહો, કો કાળકૂટનું હલાહલ?
આત્માવન્તો ભસ્મધારી જોગન્દર
અમૃત ગણી સંસારનાં ઝેર પીશે.

મહામદોન્મત્ત સાગર-મત્સ્ય જેવી
તરંગે તરંગે તરણી તરાવો;
સાત્ત્વિક મદોન્મત્ત સંસાર-મોજમાં
તરાવજો આયુષ્ય-નાવડીઓ.

મહાભૂશિરને અગ્રે વિરાજી
પ્રાતઃ અર્ધ્યે દ્યો છો ઉન્નત સૂર્યને;
હૈયાનીરે અંજલિ ભરી અર્પજો
દિશે દિશે બ્રહ્મજ્યોત બ્રહ્મને.

આંધી રહડે એહ ન મેઘઘોષણા,
ઓસરતાં જળોના જયધ્વનિ એ;
વન-આક્રન્દોયે ન મન્ત્રમહિમા,
ન સિન્ધુઘોષ ખાડીના છલબલાટો.

જ્વાળામુખીને ઘન છાંટતો નથી,
વનના દાવાનળ ન મેઘ ઠારે;

વડવાનળને સાગર ન હોલવે,
ન હોલવે કો નીર આત્મજ્યોતને.
અનસ્ત જ્યોત, વિશાળ વૈભવી,
આનંદવર્ણો, સાગરપ્રૌઢ આત્મા,
યોગી, ધરિત્રી ઘૂમતા, ચક્ષુકિરણે
ચકાવ ખાતો, રહુડે વ્યોમમંડળે.
પૃથ્વીપાટે અમ્ભોધિની ગુફાઓ,
અન્તરિક્ષલોકે યશસ્વી મેઘનીર.
સ્વર્ગ ઉદારા સુરગંગના જળોઃ
ત્રિલોકમાં માહરા ધામ એ સહુ.
ઉષા પ્રભાપાલવડે પધારે,
કે ચન્દનીચાળી સન્ધ્યા સુહાય,
ભરતી રહુડે ઓસરે ઓટ નિત્યનિત્યે,
સાગર મ્હારો હોય અનસ્ત-જ્યોત
ભર્યો-ભરાતો, હોય અખંડમાઝા;
મેઘ વર્ષે, સૂર્ય સૂકવે, હોય ભવ્ય;
ભરતી ઓટે નિત્યનો એકરૂપ,
અખંડમાઝા સ્થિતપ્રજ્ઞ: પ્રજ્ઞ ! હો.
આયુષ્યનો યજ્ઞઅગ્નિ જલાવો,
હોમો મહીં સુકૃત ઇન્ધનો વીણી;
ભારડ સામ શી સાગરઘોષણા કરો,
સંસારી ! તો આદરો સમુદ્રમન્થન.

## અધ્યાય ૧૯ મો · બ્રહ્મયજ્ઞ; બ્રહ્મલીલા ઉપનિષદ

ઝરન્તી ઝંકાર વહન્તી રાત્રિ, ને
આવન્ત આભે દિન મન્ત્ર ગુંજતો;
વિશ્વે રમન્તાં ગૂંથતાં કરે કરો,
અન્ધાર ને તેજની બ્રહ્મબેલડી
ખેલી રહી બ્રહ્મલીલા ભવોભવે.

મહાસાગરના નીરે રાત્રિ-અન્ધાર આથમ્યો;
અને આકાશ-હૈયેથી ઊતર્યાં દિનતેજ ત્ય્હાં.

અને પછી નમ્યો સૂર્ય ઘૂમીને વ્યોમમંડળે;
પૃથ્વી કેરી પામરી શી પડી સ્હાંજ પ્રભાળીની.

મળ્યો મહાસમારંભ, રામસેતુની સન્મુખે.
ભક્તવૃન્દો ઊભરાયાં, મહાસાગર-મોજ શાં;

નારદે શારદે સોહી, સોહી પાજ હરિવરે.
આભની ગેબલકોર, સાંજના સાળુડે હતી.

ભદ્રા ને પાર્થને હેરે, હસાવે, ને હરિ હસે;
વ્યોમમાં વીજળી વાય એમ લીલા કરે હરિ.

પછી ત્ય્હાં ભાવસોહાગી ભદ્ર એ ભક્તવૃંદને.
નારદે બ્રહ્મવીણામાં ન્હોતર્યાં હરિદર્શને.
મોરલો ટહુકે એમ ટહુક્યો બ્રહ્મમોરલો.

હૈયાં! હાલો હરિને હેરવા.

મેઘગૌરવે હરિ પધારતા રે!
ઊગે આભલને સીમ;
સીમના સીમાડા બહુ લાળિયા,
નયણાં! નીરખો નિઃસીમઃ
હૈયાં! હાલો હરિને હેરવા.

અંગઅંગથી ઝરે વર્ચસો રે!
વિશ્વે પમરે વસંત;
પગલી-પગલીની ઊર્ધ્વ રેખમાં
સન્ત ન્હેહાળતા અનન્તઃ
હૈયાં! હાલો હરિને હેરવા.

રત્નાકર રત્નોથી રેલતો રે!
આભ તારલે સુહાય;
હરિવરની આંખડીનાં અમૃતે
વીજ ઝબકી ઝબકી જાયઃ
હૈયાં હાલો હરિને હેરવા;

હૈયાં હાલો—

હરિઋૅતસ્તત્ : તીર્થંગામી પાયો, ભદ્રદાયી
કાન્તદ્રષ્ટા ચક્ષુઓ, ભેદવેધી મેધાઃ

બ્રહ્મન્! અર્પો એ બ્રહ્માંડવાસીઓને
કે, થાય શાશ્વત સાર્થક બ્રહ્મલીલા.

લોક-કલ્યાણનો મન્ત્ર કલ્યાણરાયને મુખે
લોક-કલ્યાણના ગેબી ઝરણા સમ નિર્ઝર્યો.
ને પછી બ્રહ્મવીણાના વૈભવે વિશ્વશબ્દના
વર્ષી ત્યહાં સુધાધારે હરિની મુખમાધુરી.

### ૪, બ્રહ્મલીલા ઉપનિષત્

૧

વિજય, સુશ્રુત, સુકેતુ, શાશ્વત,
ચાર ઋષિપુત્રો પ્રાતઃ આહ્‌નિકે ગયા;
ગયા ક્ષીરસાગરે સાગર-ભેખડે,
શીર્ષે ઝૂલન્તો વડલો પત્રઝૂમખે.
મુમુક્ષુ શ્રોત્રિય ઋષિપુત્રો હતા સૌ,
પૃચ્છક પૂછે ગૂઢ પ્રશ્નો પરસ્પર;
સર્વત્રગામી મેધાની અંગુલિએ
ગ્રન્થ શા ઉથલાવે બ્રહ્માંડના થરો.
ન્હાયા ધોયા ધર્મથી, બેઠા પદ્માસને,
ને અર્ધ્ય અર્પ્યાં સાગરઅંજલિએ;
એમ કરતાં તમસ્ આથમી ગયું
પ્રભાની પાંખે પડિયું પ્રભાત.
આશ્ચર્ય-આંખે પ્રભાનાં પૂર ન્હાળાં,
ન્હાળ્યાં મહીં ન્હાતાં પૃથ્વી-સાગર;
આશ્ચર્ય-આંખે આભ-ઉઘાડ દીઠો,
વિસ્તાર-વિસ્તર્યું દીઠું નિત્યદર્શન.

આનન્દનું હાસ્ય, વદને વહન્તા–
સુકેતુએ પૂછ્યુંઃ 'નિત્ય આશ્ચર્ય શું આ?'
વિજય કહે, એ જય છે જ બ્રહ્મનો;
શાશ્વત કહે, 'સૌમ્ય! છે એહ શાશ્વત.'
ન્યારા નિરાળા એ બોલ-મન્ત્રથી
પૃચ્છા શમી નહિ, શાન્તિ વળી નહિ;
સુકેતુ પૂછે: 'આ બ્રહ્માંડ શું છે?
શાને વિશ્વ આ? સૃજન-વિસ્તાર શાને
ગૂઢ ગુહામાં 'ખોજતાં ખોજતાં યે
લક્ષ્યાર્થવેધી લાધ્યો ન ઉત્તર;
નિત્ય બોલન્તા સિન્ધુતીરે નિઃશબ્દ એ
ઢળી ઘટા શા, મૌનસેવી હતા સૌ.
પડઘો પડયો'તો સાગરે શબ્દનો એ,
સળક્યો હતો સાગર શબ્દથી એ;
નિગૂઢ ઊઘડ્યાં, ફાટ્યાં મહાજળો,
પ્રત્યક્ષ ઊભા નીરશાયી નારાયણ.
મુખે હતું હાસ્ય, કરે કલ્યાણમુદ્રા,
દેહે હતું સાગરવર્ણ વસ્ત્ર;
'ઋષિપુત્રો! માંડી છે શી મીમાંસા?
પૂછો પૂછ્યું તે:' પૂછતા નારાયણ.
અને પ્રાચીનાંયે પ્રભાદ્વાર ઊઘડ્યાં.
જળમાંથી જાણે પધારતા સમો,

સાગરસીમા જ્યોતિવન્તી કરન્તો,
ક્ષિતિજ-પાળે સૂર્ય આવી વિરાજ્યો.

સૂર્ય ઊગ્યે તારલા શા ઝંખવાયા,
વાયુ વહ્યે વિટપો શા પ્રણામ્યા;

પછી સુકેતુ ઊઠ્યો કેતુના સમો,
ઊભો બ્રહ્મછોડ શો કૃતાંજલિ નમી.

'એ તો હતી બાલપૃચ્છા અમારી,
જન્મેલી નિત્યદર્શનનાં આશ્ચર્યશી;

શાને વિશ્વ આ? સૃજનવિસ્તાર શાને?
બ્રહ્માંડ શું છે? બ્રહ્માંડપરું શું?

નિગૂઢના ગૂઢની પૂરો બાલપૃચ્છા;
પ્રસન્ન હો, કૃપા કરો, કૃપાળુ!

માતા કહે બાલને, શિષ્યને ગુરુ,
ગૂઢાર્થ કહો એમ, નારાયણ નીરના.'

જેવી વહે સાગરલહરી સુહાસ્યે,
વહી લહરી એવી પ્રસન્નતાની;

નારાયણની એ નીરલહરે
સાગર થયો ઉજ્જ્વળ, વિશ્વ ઉજ્જ્વળું.

ગૂઢ પૂછો છો, ગુહામાંનું પૂછો છો;
અગમ્યને ગમ્ય કરવાને વાંછો.

પૂછો છો એ બ્રહ્મગુહામાંનું ગૂઢ છે;
ઋષિપુત્રો જાણી થશો ઋષિઓ.

-પછી પધારી, પૃથ્વીએ પાય ધારી,
તટે ઊગ્યુ પીળુડું લોયપુષ્પ લૈ,
નારાયણે ઋષિપુત્રો સમક્ષ નાખ્યું;
પૂછ્યું વત્સો! શું છે આ? વાવ્યુ કોણે? શાને?

૨।

વણવાવ્યુ એ તીરનુ લોયફૂલ,
કોણે વાવ્યુ? ક્યહારે? શાને? કોણ કહેશે?

વિજય, સુશ્રુત, સુકેતુ, શાશ્વત –
ચારે ઋષિપુત્રો શોધતા દિશ ચારે

નિહાળીને ઋષિપુત્રો અનુત્તર,
નારાયણે પ્રશ્ન પૂછિયો પછી;
આ સાગરે આ લહરી છલે છે,
ક્યહાંથી આવી? ક્યહાં જાય છે? પ્રેરી કોણે?

તરંગમાળા અનિલો પ્રેરતા હતા,
ક્યહાથી આવે? જાય ક્યહાં? કોણ કહે એ?

વિજય, સુશ્રુત, સુકેતુ, શાશ્વત –
– ચારે ઋષિપુત્રો ગણે તરંગાવળો.

ઋષિપુત્રોને નીરખી અનુત્તર
નારાયણે પ્રશ્ન પૂછિયો પછી;
'અફાટ આ મહાસિન્ધુ પાથર્યો;
શા માટ? કોણે? ભરતી-ઓટ શાને?'

સાગર ભરેલો છે બ્રહ્મસાગરે;
પૂર્ણાત્મ એ ભરતી-ઓટ કાં મૂકે?'
વિજય, સુશ્રુત, સુકેતુ, શાશ્વત —
ચારે ઋષિપુત્રો ન્હાળતા સિન્ધુપાર.
ઋષિપુત્રોને જોઇને અનુત્તર
નારાયણે પછી પ્રશ્ન પૂછિયો;
'પણે ઊભો છે પર્વત પૃથ્વીસીમે;
કોણે સ્થાપ્યો? શાને? શું કરે એ?
પર્વત સ્થાપેલો છે બ્રહ્મ-પર્વતે;
શાને સ્થાપ્યો? શું કરે? એ કહે કો?'
વિજય, સુશ્રુત, સુકેતુ, શાશ્વત —
ચારે ઋષિપુત્રો પર્વતને પૂછે એ.
દીઠા મીઠા ઋષિપુત્રો અનુત્તર,
પ્રશ્ન પૂછ્યો નારાયણે વળી ત્ય્હાં:
'જન્મકાળથી જોયું છે વ્યોમમંડળ,
કોણે રચ્યો? શાને? ક્ય્હારે? વિશ્વઘુમ્મટ?'
બ્રહ્મ વ્યોમે રચ્યું છે વ્યોમમંડળ,
શાને? ક્ય્હારે? કોયડા કાળના એ;
વિજય, સુશ્રુત, સુકેતુ, શાશ્વત —
ચારે ઋષિપુત્રો ભેદતા વ્યોમઘુમ્મટ,
પેખ્યા-ને પેખ્યા ઋષિપુત્રો અનુત્તર,
વત્સો જેવા, પ્હેલ્લું ચર ઊડન્ત જેવા;

મૂકી ગૂઢ પ્રશ્નાવળ ગૂઢ ભાવે
વધ્યા ગંભીરા નીરશાયી નારાયણ:
'ગુફાછુપેલા, કાળથરે આચ્છાદિયા,
અણુઅણુના હૈયડાયે નિગૂઢ છે;
પ્હેલ્લું પ્રીછજો પન્થનું દૃષ્ટિપથનું,
પછી ઘૂમજો૦ ગૂઢ બ્રહ્માંડમંડળે.
છો બાળકો, બાળપ્રશ્નો પૂછો છો;
ન એ બાળપ્રશ્નો, એ છે વિશ્વપ્રશ્નો;
સુબુદ્ધ, સર્વતોમુખ, અનન્તગામી,
અગોચરે સ્વયં બ્રહ્મીને પૂછવા શા.
બાળ ખીલ્યો યૌવને, પ્રૌઢ એ થયો;
દૃષ્ટિ ખીલી ને થઇ દૂરદર્શિણી;
બુદ્ધિ થઈ મેધા, મેધા થઇ મનીષા;
ઉત્ક્રાન્તિએ ગોરંભે બીજનાં વનો.
તરી ન જાણે નદી-સરોવર,
એ કહે 'મ્હારે મહાસિંધુ તરવો;'
પંખી ઘટામાંહી ઊડ્યું નથી હજી,
એ પંખી કહે છે 'આભ ઓળંગવાં છે'
ન પ્રીછો ભોંયફૂલ કે શું છે એ?
ન જાણો વાવ્યું કોણે જ? ક્યહારે?
ને પૂછો છો 'બ્રહ્માંડ કોણ? શાને?'
ઘરભૂલ્યાંને બ્રહ્માંડે ઘૂમવું છે.

'જાણું છું' કહે એ નથી જાણતો જ,
ન જાણું કહે એક કૈં જાણનારો;
ગૂઢનું ગૂઢ છે; અગમ્ય ગમ્યનું,
ગમ્યે-અગમ્યે છે ત્હમારો બ્રહ્મમાર્ગ.'

૨

મહાભાવ સૃજનમન્ત્રો કાંડકાંડે,
પર્વેપર્વે પ્રફુલ્લ્યાંની ગૌરવી ગિરા;
ઉપાસ્તોત્ર પુરુષસૂક્ત ગીતાવન્તું,
બ્રહ્માંડ આ છે મહાકાવ્ય બ્રહ્મનું.
અસર્જ્યું સર્જતું, અણકલ્પ્યું કલ્પતું,
કલામન્ત્રના મહાછન્દે ગાજતું,
આનન્દતું, કલ્યાણતું, ભવ્યભાવ,
બ્રહ્માંડ આ છે મહાકાવ્ય બ્રહ્મનું.
મહાવૈભવી સિદ્ધિઓ-વિભૂતિઓનાં
નિર્માણ માણવાનાં પાત્રપાત્રે;
અનન્તઘોષ, વિભુ, વિરાટવર્ણીલું,
બ્રહ્માંડ આ છે મહાકાવ્ય બ્રહ્મનું.
સૂર્યો ઘોળી, ચન્દ્રો ઘોળી, કીધેલી-
વર્ચસ્વીલી તેજ(લિપિ)માં લખેલું,
સોહાગવન્તા બ્રહ્મશબ્દે સુહાતું,
બ્રહ્માંડ આ છે મહાકાવ્ય બ્રહ્મનું.

ગ્રહોગ્રહોની કાવડો ભરીભરી,
અહર્નિશાના ઢાલવી મેહુલાઓ;
ઢળી ઢળી તેજતમસ્‌ના કુંભો,
બ્રહ્મ લખે છે આ બ્રહ્માંડ-કાવ્યને.

ભૂત ભરેલો, વર્તમાન વહેતો,
ભવિષ્ય આવન્તો પ્રારબ્ધપાંખે :
લોકલોકને પલ્લે ત્રિકાળ તોળીને
બ્રહ્મ લખે છે આ બ્રહ્માંડકાવ્યને.

વાંચી વિધાત્રી જગધાત્રીની મહદ્
ગોચર – અગોચર અક્ષરાવલિ,
સ્વગંમ્યસુંદર અગમ્ય મન્ત્રથી
બ્રહ્મ લખે છે આ બ્રહ્માંડ-કાવ્યને.

અમૃત અંગુલિથી, અનન્તપાટે,
અનિલથી અક્ષરો કોરીકોરી,
સાગરશબ્દે ને ગિરિગિરાએ
બ્રહ્મ લખે છે આ બ્રહ્માંડકાવ્યને.

કેસરી ચોળી, સૌભાગ્યચૂન્દડીએ
સૌભાગ્યવસન્તી જાય વસન્ત વધાવા;
કળીએ પુષ્પે કુંપળે વધાવતું
આ બ્રહ્મકાવ્ય, બ્રહ્મવન્તનું છે.

વસુન્ધરાના ઉરમાંથી કચ્હાંકથી
મહાપરિમળે વસંત પધારે;

વાસન્તી એવાં બ્રહ્મપરાગ ઢોરતું
આ બ્રહ્મકાવ્ય બ્રહ્મવસન્તનું છે.

સંજીવિનીનાં પુનરુત્થાન છાંટતી,
ઉત્કાન્તિના અમૃતકુંભ ઢોળતી,
વહે વસન્તિકા; એવી શુભ્રા અમૃતા
આ બ્રહ્મકાવ્ય બ્રહ્મવસન્તનું છે.

પરબ્રહ્મના મનોરથે ભરેલું,
રસેશની રસકવિતાથી સ્હોતું,
ભવ્યભાવાર્થી, બ્રહ્મહૈયાની ભાવના,
આ બ્રહ્મકાવ્ય બ્રહ્મવસંતનું છે.

અસ્તોદય ને વિશ્વહિન્ડોલ રોલે
ત્રિકાળને દોર વિરાટ હીંચતો;
પ્રલય થયે દિનાસ્તે આથમે છે,
સૃજન થયે ઊગે છે અહ્નાગમે.

જાજ્ઞવલ્ક્યશો'થાવિજયાજ્ગતવિજેતા,
યજ્ઞજ્વાળાળો શ્રોત્રિય થા તું, સુશ્રુત.
મહદ્દ્ધ્વજળો સુકેતુ! થા કેતુવન્તો,
અનન્તગામી શાશ્વત! થા સનાતન.

નિગૂઢના નિર્માણેથી જન્મતી
અનન્ત છે કારણકાર્ય કેરી માળા;
અનન્ત એ કારણમાળ કેરું,
કારણોનું મહાકારણ છે સ્વયંભૂ.

મેઘશબ્દે સાગરઘોષે પૃથ્વીપત્રે
પુષ્પો – પર્વતોની અક્ષરાવળે લખી,
મન્વન્તરો – જુગજુગની જ્યોતિકા
કવિતા છે तस्य लीलानुकीर्तनम्।

૪

પરમપુરુષ વર્યા પ્રકૃતિને,
મહાકાળી આદ્યશક્તિ અનન્તા;
પ્રાક્રમી પ્રકૃતિપ્રભા વિસ્તારવાને
બ્રહ્મે બ્રહ્માંડે આદરી બ્રહ્મલીલા.

સુભગા સુરમ્યા આનન્દિની સુદા,
ચન્દ્ર ઊગે છે ચન્દની ઢાળવાને;
એહવું પ્રકૃતિ-સૌભાગ્ય વિસ્તારવાને
બ્રહ્મે બ્રહ્માંડે આદરી બ્રહ્મલીલા.

અખંડ સેરે અજસ્રસ્રાવિણી
ગંગા વહે છે પૃથ્વીને પોષવાને;
મહા પ્રકૃતિમાતૃત્વ વિસ્તારવાને
બ્રહ્મે બ્રહ્માંડે આદરી બ્રહ્મલીલા.

મેઘાંબરી, સૌમ્ય, પ્રગલ્ભ, શાશ્વત,
પુષ્પેપુષ્પે પાંખડી – પાંખડી પૂર્યું,
ભદ્ર પ્રકૃતિ - સાદર્ય વિસ્તારવાને
બ્રહ્મે બ્રહ્માંડે આદરી બ્રહ્મલીલા.

અનન્તમાં અન્તરિક્ષે ઊભેલી,
મહાકાય મહાપૂર સૂર્યદીપ્તિ શી,
કલ્યાણી પ્રકૃતિમૂર્તિ વિસ્તારવાને
બ્રહ્મે બ્રહ્માંડે આદરી બ્રહ્મલીલા.
વરદા, સ્વર્ગદા, વિશ્વવિજયન્તી,
પ્રફુલ્લ પૂર્ણિમાની ચન્દ્રજ્યોત,
વિજયી પ્રકૃતિપુણ્ય વિસ્તારવાને
બ્રહ્મે બ્રહ્માંડે આદરી બ્રહ્મલીલા.
વીજવાહિની લોકલોકગામિની,
જયન્ત પગલે પ્રકૃતિ પધારે;
ત્રિકાળી પ્રકૃતિયજ્ઞ વિસ્તારવાને
બ્રહ્મે બ્રહ્માંડે આદરી બ્રહ્મલીલા.
કોડે ભરેલી, મહામનોરથી,
પુણ્યપરાગી મલયાદ્રિ-મ્હેકતી,
કાન્ત પ્રકૃતિ – કવિતા વિસ્તારવાને,
બ્રહ્મે બ્રહ્માંડે આદરી બ્રહ્મલીલા.
અસત્ ઉથાપતો, સત્ સંસ્થાપતો,
कर्तुम् अकर्तुम् अन्यथा कर्तुम् કરે
સમર્થ મહાપ્રતાપ વિસ્તારવાને,
બ્રહ્મે બ્રહ્માંડે આદરી બ્રહ્મલીલા.
સુહાગી, પરાગી, સુરાગી, સદ્ભાવી,
બૃહદ્ વિસ્તારી બ્રહ્માંડકાવ્યનો

સુવર્ણો બ્રહ્મસોહાગ વિસ્તારવાને
બ્રહ્મે બ્રહ્માંડે આદરી બ્રહ્મલીલા.

વાત્સલ્યના મેઘ શું વર્ષી જન્મતું
વિશ્વોદ્યાન સંભરતું પુષ્પપલ્લવે,
વર્ષેરવી બ્રહ્મપિતૃત્વ વિસ્તારવાને
બ્રહ્મે બ્રહ્માંડે આદરી બ્રહ્મલીલા.

શુદ્ધમ્, અપાપવિદ્ધમ્, પુણ્યવર્ણ,
નીર નિર્મળું માન્તવનું સર્વપાવન,
બ્રહ્મણ્યનું બ્રહ્મતેજ વિસ્તારવાને,
બ્રહ્મે બ્રહ્માંડે આદરી બ્રહ્મલીલા.

મૃત્યુ અમૃતનાં નિશ્ચળ નિત્યનિત્યમ્,
સૃજન-પ્રલયનાં મન્વન્તરાળાં,
શાશ્વત બ્રહ્મનિર્માણ વિસ્તારવાને
બ્રહ્મે બ્રહ્માંડે આદરી બ્રહ્મલીલા.

જ્યોતિ-ઝગન્તું, ઝળ્ઝળટયંતું, વરેણ્ય,
કોટયાન્કોટી ભાસ્કરના ભર્ગવન્તું,
વડો બ્રહ્મપુરુષાર્થ વિસ્તારવાને
બ્રહ્મે બ્રહ્માંડે આદરી બ્રહ્મલીલા.

મહાશૂન્યે અશૂન્યતા પૂરવાને
અબ્રહ્મણ્યે બ્રહ્મણ્યભાવ સ્થાપવાને,
મહદ્ બ્રહ્મે બ્રહ્મ વિસ્તારવાને
બ્રહ્મે બ્રહ્માંડે આદરી બ્રહ્મલીલા.

અમૃતવર્ણુ, સર્વતોમુખ, ભાસ્વત,
વિશ્વંભર, ઋતંભર, સુભદ્રા,
સોનું બ્રહ્મકલ્યાણ વિસ્તારવાને
બ્રહ્મે બ્રહ્માંડે આદરી બ્રહ્મલીલા.

બ્રહ્માંડ છે આશ્રમ બ્રહ્મર્ષિઓનો;
રસો વૈ સઃ ના બ્રહ્મોદ્યાનમાં વિભુ
પરબ્રહ્મરસિકો! ઘૂમો, રમો, સુહો;
બ્રહ્માંડ છે બ્રહ્મલીલા જ બ્રહ્મની.

હરિહૈયાની એ વીણા મહાશબ્દે વહી રહી;
બ્રહ્માંડે બ્રહ્મલીલાની પથરાઇ મહાપ્રભા.
ઊર્મિઓ નાચતી નૃત્યે, સાગરે જનસાગરે,
પધારી ત્ય્હાં મહામાયા પ્રત્યક્ષ હરિદર્શને;
ભદ્ર એ હરિના બોલે, બ્રહ્માંડે બ્રહ્મ રેલિયો,
પ્રાંગ ઢોલકના બોલે, મચાવી ધૂન ઉદ્ધવે.

બોલી આત્મકલાનો કલાપ, હો!
નટવર નાચે છે;
યોગમાયાની આંખડીમાં આપ-
નટવર નાચે છે;
ગાજે મહંકાળની નોબતો વરી.
નિત્યે ઉતારે ત્રિગુણો જ આરતી;
પુષ્પો ઝિંતો પદમાંહી પાથરે.
આકાશધારી મુગરો વચાવતાં;
ને યોગમાયા નટને નચાવતી.

[૨૦ થી ૨૬ સુધીના અધ્યાયો લખાએલા હશે, પણ તે મળતા નથી, એટલે તે અહીં છાપવામાં આવ્યા નથી.]

## અધ્યાય ૨૭ મો

આષાઢી સન્ધ્યા ખીલતી હતી નભે,
આવ્યા મહામેઘલ મેઘદેશથી;
પૂજી પ્રણામી હિમપ્રાન્ત પાઠવ્યા.
ને જાનકીપ્રેમની રામપાજને
પૂજાર્ઘ્ય અર્પ્યાં યુગયુગ-શોભતાં.

એહ આષાઢી સન્ધ્યાએ સાન્ધ્યયોગ થતો હતો;
અને અનન્તને આરે ઢોળાતાં તેજમાં તમસ્.
હરિએ ઓળખ્યો યોગ સન્ધ્યોપાસનનો પરમ્;
ને ગયા સાગરપાળે લેઇને સંગ સંઘને:
જાણે સંચરતો ચન્દ્ર, ચન્દ્રમંડળ મધ્યમાં.
વાતાં હતાં રુદ્રવીણા દેવર્ષિ ને સરસ્વતી;
આનન્દતાં યોગદૃષ્ટે યોગિની યોગીઓ સહુ.
પૂજાપો આરતી લીધાં ઉદ્ધવે કુંજ-સ્વામીએ.
હરિના પાયમાં પાય પૂરે પાર્થ-મહામુનિ;
સુભદ્રા ને રાજેશ્વરી ગાય મંગલગીત ત્હાં.
જતો એમ હરિસંઘ સન્ધ્યામાં સાન્ધ્યસાગરે.
દિશાઓ નમતી આવી, હરિના પાલવે પડી;
'પધારો, મેઘ આવે છે, પધારો પાજ પૂજવા.
બાંધી હતી રામભદ્રે, આજે છે એ મહોત્સવ;
સ્વામીએ સતીને કાજે આવી બાંધી ન પાજ કો.
લંકેશો વિશ્વના ચેતે, યમ દીઠા દશાનને.'

ને આવિયા અધિદેવો ત્ય્હાં ઉષ્ણકટિબન્ધના.
'મહાસાગર ડોલે છે સ્હોતો સીમ અસીમની;

મહાકાય મહામેઘ સજ્યા છે સાગરે જળે.
લેવા આદેશ આવે છે સિંહલદ્વીપપારથી;

જ્ય્હાં જઈ સૂર્યજ્યોતિમાં ગાજે સિન્ધુ અન્તમાં.
હરિ! આજે હેતદાખ્યાં, સંભાર્યાં રામજાનકી;

હૈયાપૂરથી પૂજે છે ત્રેતાને આજ દ્વાપર.'
આવ્યા સાગરના દેવ હેલન્તા હરિદર્શને.

'અમ્ભોધિ છલકે છે આ પાદપ્રક્ષાલને, પ્રભો!
ભરાશે યુગયુગોનો, અંજલિ એક છાંટજો.
હરિને સાગર વ્હાલો, વ્હાલા સાગરને હરિ.'

વાગી મુહૂર્તની ઘંટા, યોગેશે ઓળખી ઘડી;
નારદે કીર્તન ગાયું જગતની પુણ્યપાજનું.

હાં રે! પાજ બાંધી, હરિએ પાજ બાંધી;
હાં રે! મ્હારી ઊતરી અન્ધારી જગતઆંધી;
હરિએ પાજ બાંધી.

હાં રે! મેઘલ આવ્યા અનન્તપાર ઘૂમતા;
હાં રે! મ્હારી કરમાતી હૃદયવેલ વાધી;
હરિએ પાજ બાંધી.

હાં રે! થયા મ્હારે મ્હેરામણ મીઠા;
હાં રે! ભવોભવની આનન્દ-ભરતી લાધી
હરિએ પાજ બાંધી.

હાં રે! પાજ બાંધી, જગત્-પાજ બાંધી.
હાં રે પાજ...

આવિયા ત્ય્હાં કુંજસ્વામી, કર્પૂર આરતી પૂરી;
જ્ઞાનગૌરી શારદાએ પારખી પૃથ્વીની પળ.

'આ પધાર્યા મહામેઘ હરિઆદેશ ઝીલવા.'
પુષ્કરાવર્તકી પાંખે ડોલન્તા, ભરતા દિશા,

ભારૂડ સામના શબ્દે ગાજતા ગગનાંગણે,
મહાકાય મહામેઘ આવિયા મેઘદેશથી;

ઊગ્યા અસીમની સીમે પધાર્યા હરિદર્શને.
ઉછાળી સાગરે જાણે તરંગાવળને ગૂંથી;

પાથર્યો પૃથ્વીને પાયે ખંડખંડ શું આભલે!
પૃથ્વી–પાલવને છેડે સાગરે જ્ય્હાં ઢળે ધરા,

એ પૃથ્વી સાગરપાળે યોગેશ્વર ઊભા જઈઃ
સુગન્ધોથી જગતસ્હોતી હસ્તે કર્પૂરઆરતી.

સંઘ ઝંકારતો ઝાંઝો, શંખ પૂરે ધનંજય;
દિશાઓ ભેરી ઘોરાવે, ભણન્તી વેદ ભારતી.

ગર્જે ગૂઢ મહાઘોષે આવી સાતેય સાગરો,
વૃન્દસંગીતથી એવો હરિનો સંઘ ગર્જતો.

દેવર્ષિએ લઇ શબ્દ ઉછાળ્યો આભદેશમાં;
ઝીલી એ શબ્દ દેવોએ ઉછાળી સ્વર્ગ પાઠવ્યો.

ત્રિલોકે વ્હે શમ્યો શબ્દ ત્ય્હાં પરબ્રહ્મ-પાવલે.

પતિબાંધી પત્નીપાજ હરિએ પૂજી પ્રેમથી;
અને પૂજનના અર્ધ્યો મેઘ સાગરને દીધા.

હૈયાની જ્યોતે જલતી–
કીધી કર્પૂર આરતી.

પ્રકૃતિને પરબ્રહ્મે પૂજી ત્ય્હાં પૃથ્વીલોકમાં;
દેવોનેયે થયું, આ તો સ્વર્ગનો કો મહોત્સવ.

પાદપ્રક્ષાલન કીધું છલાવી છોળ સાગરે;
પર્વતો સમ પંખાળા મ્હાલતા મેઘ આભમાં.

ઉચ્ચર્યા ગર્જનાશબ્દે 'દીજે આદેશ, શ્રીહરિ'
દિગન્તમાં દૃષ્ટિદોર નાખીને જગ ઝાંખીને
અર્પીઓ આદેશમન્ત્ર 'વધાવો અમરેશ જૈ.'

આનન્દગર્જના ગર્જી સૌમ્ય સાધુ સ્વભાવથી,
અમીનાં છાંટણાં છાંટી હિમાદ્રિએ સિધાવીઆ.

વળી શીતળતા સૌને શાન્તિની અંગ આત્મમાં
સૌ સૌએ નિજ તૃપ્તિની પાજમાંથી પીધી સુધા.

સંભરી બ્રહ્મની જ્યોત યુગોની પુણ્ય પાજની,
જાનકી-રામની જ્યોત સંભરી સહુને ઉરે,

સાગરે ને અન્તરિક્ષે સંભરી પ્રેમપ્રેરણા,
સુહાગી હરિનો સંઘ સેતુને શંગ સંચર્યો.

આભમાં મ્હાલતી જાતી મધ્યરાત્રિ વીતી હતી;
ગાયું દેવર્ષિએ ત્ય્હાં તો નિદ્રાનું નિત્ય કીર્તન.

આત્મતૃપ્ત હરિસંઘ પડ્યો નિદ્રાસમાધિમાં.
જગત્ ઢળ્યું નિદ્રાખોળે, શ્રીહરિ એક જાગતા.
સૌને નિદ્રાસમાધિ, ને હરિને એક જાગ્રણ.
ગયા સાગરની પાળે રાત્રિમાં પગલાં ભરી.
ઊઠ્યા, દેવર્ષિને લીધા; રાત્રિનાં ગૂઢ શોધવા.
મળે જ્યહાં પૃથ્વી ને પાણી, ગળે સાગર સાગરે,
પૃથ્વીના સીમસ્તંભો શા ઊભા'તા કાળસ્તંભ બે;
એક ત્રિલોકના નાથ, એક ત્રિલોકપખોડું.
'દિશા ઠાલવતા જેવો જો આ સાગરસંગમ;
અહીં આર્યાવર્તપાયે રામ-સીતાની પાજમાં,
પૂર્વપશ્ચિમના સિન્ધુ સાધે જલસમન્વય.
એક છે જાનકીહૈયું, એક છે હૈયું રામનું;
સ્મરે છે ને પૂજે છે એ કાળજેતા યુગાન્તરો.
નારદ! મ્હેં નથી બાંધી પાજ આવી હજી જગે.
ઉર ભિણપનો ભાવ હરિ દેવર્ષિને કહે.
પૃથ્વીનું પૃથ્વીયાત્રાનું ગૂઢનું ગૂઢ વેણ એ;
રાત્રિમાં ઊઘડે આભ એવું હૈયું ઉઘાડતા.
'બ્રહ્માંડે બાંધી છે પાજ આથીયે અધિકી ત્હમે;'
બોલ્યા બ્રહ્માંડનો બોલ સૌમ્ય દેવર્ષિ નારદ.
હૈયાના ભારની ભારે હરિ હતા અમૂંઝણે;
ન-સૂણ્યા શો સુણ્યો શબ્દ અર્થમર્મ ન સાંપડ્યો.
હરિએ તારલાસંગે બાંધી ત્યાં પાજ દૃષ્ટિની:

પડી ત્રિજ્યાઓ પ્રૌઢી પૃથ્વીએ આભકેન્દ્રથી.
આથીયે અધિકી પાજ? અને બ્રહ્માંડ સાગરે?
દેવર્ષિ! દેવનાં આ તો વદો છો વેણુ વ્હાલનાં.
રામભદ્રે સીતા કાજે પૂરી છે જેવી પાજ આ,
એટને દ્વારિકાની મ્હેં નથી પાજ પૂરી હજી.
ના પૃથ્વીની આંખ પેખે જે, પેખે એ ભક્ત આંખડી
અન્યે અદીઠું પેખો છો, પેખો છો કો અગમ્યને.
'અસત્ય છો' ભાંખતાંયે મહાસત્ય ભણ્યા હરિ.
ત્રિલોકે ઘૂમનારા એ બોલ્યા ત્રિલોકવાણુથી.
'બાંધી છે બ્રહ્માંડપાજ, શ્રીહરિ! બ્રહ્મપાજ એ.
આથીયે અધિકી, નાથ! બ્રહ્મબ્રહ્માંડમાં જતી;
મનુને મનુ શું ગૂંથે, અણુ શું અણુ ગૂંથતી;
અસીમની સીમા જેવી, અનન્તને ઉલ્લંઘતી;
આવે-જાય વિશ્વ આખું બ્રહ્માડે બ્રહ્મલોકથી.
છે એવી પાંજ કો વિશ્વે? પૂછે નારદને હરિ.
ઉઘાડી આંખડી ત્હોયે ન દેખે એમ દેખતા
ગાજંતી મધ્યરાત્રિએ દિવાસ્વપ્ને હરિ હતા.
ને પછી નૌતમ બોલ્યા દેવર્ષિ દેવવેણુલાં:
'વ્યોમથી પૃથ્વીમાં આવે જેવો સૂર્યપ્રકાશ આ,
એહવી પૃથ્વિથી વ્યોમે ચ્હડે છે બ્રહ્મપાજ એ;
લોકે લોકે થંભ થાપી જતી તારકતારકે.
અણુનાયે અણુમાં ને મહદ્દનાયે મહદ્દ મહીં

વહે છે એ બ્રહ્મપાજ ગૂંથી આભલ આભલે.
અન્તરિક્ષે મોજ નાખે, અતલોને છલી જતી,
હરિ! એ બ્રહ્માંડપાજ નૃલોક-બ્રહ્મલોકની.
સૂક્ષ્મના સૂક્ષ્મથી સૂક્ષ્મ તેજથીયે તરંગીલી,
એહ છે અધ્યાત્મપાજ આત્મ ને પરમાત્મની.
રોપેલી પુણ્યને પાયે, જીવનજ્યોત જગત સમી,
એ તો છે હરિની પાજ નિર્મળી પ્રેમભક્તિની.
ઉદ્ધારક, ઊર્ધ્વગામી, અખંડ ને સનાતન,
કાળજેતા, જગતત્રાતા, વહે છે વિશ્વસેતુએ.
હરિ! જગહિતસ્વી છો, જગત્ કલ્યાણકારી છો;
જગત્ કલ્યાણની પાજ ત્હમે તો બાંધી છે, પ્રભો!
જગત્નો એ જગત્સેતુ, બ્રહ્મનો બ્રહ્મસેતુ એ.'
'ત્હમે ત્રિલોકયાત્રી છો, જોયા ત્રિલોકતારને;
દીઠું અગમ્યને દષ્ટે;' કહી એમ હરિ હસ્યા.

આયુષ્યના પન્થક પાપ—પુણ્યનો,
બ્રહ્માંડનાં ને વિભુ બ્રહ્મલોકનો,
પરમ્પરાથી પરમાત્મ-આત્મનો,
પ્રેમેશની નિર્મળ પ્રેમભક્તિનો
બ્રહ્માંડ સેતુ હરિએ રચેલ છે.

હો! પ્રેમનાં પારણિયાં; હરિ ઝૂલે ઝૂલે ને ઝુલાવે!
હો પ્રેમનાં પારણિયાં.

જુગજુગના જોગન્દર ઝુલણ ઝૂલે જગપારણિયાં;
હરિ કાળને હિંડોળે ડોલાવે! હો! પ્રેમનાં પારણિયાં.
લોકલોકને હુલાવતા સાગર પડ્યા, જગપારણિયાં;
હરિ હરિવરનાં બાળને હુલાવે, હો! પ્રેમનાં પારણિયાં.
હરિ નયનેથી નેહનાં ઝરણાં ઝરે, જગે પારણિયાં;
હરિ મલપતી માત સમા આવે, હો પ્રેમનાં પારણિયાં.

નવવ્રજ વસાવજો રે! હરિવર! ભવજમનાને તીર,
જળછાંટણ જમનાજળ છાંટે લાગે લગની લગીર,
નવવ્રજ વસાવજો રે! હરિવર! ભવસાગરને તીર.
મનમધુરા જગ ગમતા વાજે પ્રેમભક્તિના સમીર;
નવવ્રજ વસાવજો રે! હરિવર! ભવજમનાને તીર.
પુણ્યશ્લોક થઈ બ્રહ્મલોકમાં ઊડવા આત્મ અધીર;
નવવ્રજ વસાવજો રે! હરિવર! ભવજમનાને તીર.

[નવવૃન્દાવનના ઉપનિષદપર્વે નારદગીત ]

ભવનાં તમ ભાગ્યનાં ભરણાં
સોહાગિયાં! ત્ય્હાં છે અમૃતરસનાં ઝરણાં.
મૃગજળના મોહની માયામાં લપટાઈને
ભવરણમાં ભમે માનવહરણાંઃ સોહાગિયાં!
પૃથ્વીની વાડીના ને કાળ કેરી કુંજના
અતિથિ છો આજ આનન્દવર્ણાંઃ સોહાગિયાં!

સરતા આયુષ્યના અન્ધારથી ઉદ્ધારશે;
શોધજો હરિવરનાં શરણાં: સોહાગિયાં!

દેવનાં દેવત્વ સમો પૂર્ણજ્યોત પૂર્ણિમાના–
ચન્દ્ર સમાં શ્રીહરિનાં ચરણાં:
સોહાગિયાં! ત્હાં છે અમૃતરસનાં ઝરણાં ભવનાં–
હરિવર! આવજો રે હો! વનમાં;
હરિવર! ન્હોતરાં છે મનના સુમનમાં.

હરિવર આવજો રે હો! પન્થમાં;
હરિવર! વિરાજજો જીવનગ્રંથમાં.
હરિવર! આવજો રે હો! નેણલે;
હરિવર! વસજો સદા મુજ વેણલે.

હરિવર! દુનિયા નભે છે લેતદેતથી,
હરિવર! હેરજો હિતસ્વીના હેતથી.
હરિવર! આવજો રે હો! કુંજમાં,
હરિવર! વીતશે દિવસ ગુંજાગુંજમાં.

મ્હારે આજે ઘડી આનન્દની, આભ ઊઘડિયાં;
થઈ ઝૂલની ઝાલરો અલોપ, મ્હારે આભ ઊઘડિયાં.

મ્હારે આજે અગમ્ય સૌ ગમ્ય થયાં,
ઊગ્યાં દેવનાંયે ગોપ – અગોપ,
આજ ચંદા સૂરજ ઘેર-આવિયા,
આજે તારલિયાએ પૂર્યો ચોક,

હેત-આંખડીએ હરિવરને હેરિયા,
દીઠા આતમદૃષ્ટે બ્રહ્મલોક,
થયાં વ્યોમમંદિરે મહાઉત્થાપનો,
વાગ્યાં ચોઘડિયાં ચિત્તચોર,
ગાજ્યાં આરતીનાં મહાઘોષ દુંદુભિ,
કુંજે ટહુક્યાં મયૂરી ને મોર,
આજ યુગયુગનું પર્વ મ્હારે ઊગિયું,
મ્હને લાધ્યો તીરથનો પન્થ,
મ્હારે બ્રહ્માંડ બારણે આવિયાં,
મ્હેં તો વાંચ્યો આજે બ્રહ્મગ્રન્થ.

શેષ પર સોહે બ્રહ્મસાગરિયો
ક્ષીરસાગર ડોલે મહાજળ ભરિયો;
ડોલે નીરે ડોલરિયો-શેષ પર....
પ્રલય પલટીને સૃજન ઊઘડતાં;
નીરખત નટનાગરિયો: શેષ પર.
ઘૂઘવત ઘૂમરત, ભરતી ત્યમત્યમ-
ઘૂઘવત દિલનો દરિયો:
શેષ પર સોહે બ્રહ્મસાગરિયો:

સન્તો! પાવલિયા ધોજો પ્રેમને પાણીડે હો જી!
સન્તો! નિર્મળ નજરુંએ હરિવર હેરજો હો જી;
સન્તો! નયણાંમાં ભરજો હરિનાં નૂર;
સન્તો! કુંકુમની કળીએ ભરો કંકાવટી હો જી,

સન્તો! ઝીલજો અનન્તનાંયે પૂરઃ
સન્તો! પાવલિયા ધોજો પ્રેમને પાણીડે હો જી!
સન્તો! નવલખ ધારે મેહુલો મ્હોરિયો હો જી;
સન્તો! નવલખ તારલિયાનાં શાસ્ત્ર;
સન્તો! નવલખ નન્દજીની ધેનુ ચરે હો જી;
સન્તો! ધોળજો પંચામૃત આતમપાત્ર;
સન્તો! પાવલિયા ધોજો પ્રેમને પાણીડે હો જી;
સન્તો! પાવલિયા—

હૈયાં! હાલો હરિને હેરવા.

મેઘગૌરવે હરિ પધારતા રે!
ઊગે આભલને સીમ;
સીમના સીમાડા બહુ ભાવિયા,
નયણાં નીરખો નિઃસીમઃ હૈયાં! હાલો.

અંગઅંગથી ઝરે વર્ચસો રે!
વિશ્વે પમરે વસન્ત;
પગલી-પગલીની ઊર્ધ્વ રેખમાં,
સન્ત ન્હાળતા અનન્ત; હૈયાં! હાલો.

રત્નાકર રત્નોથી રેલતો રે! આભ તારલે સુહાય;
હરિવરની આંખડીનાં અમૃતે
વીજ ઝબકી ઝબકી જાયઃ
હૈયાં! હાલો હરિને હેરવા.

## અધ્યાય ૧લો · બ્રહ્મપુત્રાને કાંઠેકાંઠે

ઓળંગી ભાગીરથીના જલૌઘને,
પ્રચંડ પુણ્યોદક મૂકી પાછળે,
હરિ ગયા સાગરગંગસંગથી
કામાક્ષી કેરે વન કામરૂપમાં:
જ્યહાં અંગસૌંદર્યઉપાસીઓ વસે.

રહ્યો કૈંક દિનો સંઘ ગંગાસાગર-સંગમે;
આત્માનંદ ઉપાસ્યો ત્ય્હાં ઉપાસી સંગમેશ્વર.
વારિને મહાવારિ શો આત્મ ને પરમાત્મનો
સાધ્યો યોગેશ્વરે યોગ નિર્વિકલ્પ સમાધિનો.
ભવ્ય ભાગીરથી ડોલે, ભવ્ય અમ્ભોધિ ડોલતો;
અને જેવી આભરંગી આભલી આભમાં રમે
ઊર્મિઓ ઊર્મિના એમ ડોલન ડોલને ઢળે.
તરંગો તુંગ નાખી ત્ય્હાં નિધિ યોજનવા છલે
ને રમે એ તરંગોમાં ભાગીરથી ભૂભાગ્ય શી.
બ્રહ્મ ને બ્રહ્માંશ કેરો યોગ અદ્‌ભુત સાધીને
બ્રહ્માનંદે ભરી આત્મા ત્યાંથી સંઘ સિધાવિયો:
ઉત્સાહે પાય પ્રોત્સાહે જતો કલિપરાજયે.
આયુષ્ય-વ્હેણમાં વ્હેતી નાવડીએ ચ્હડી ચ્હડી
આ પારેથી પેલી પારે એ યાત્રીગણ ઊતર્યો:
આયુષ્યનો એક ઓઘ ઓળંગ્યો એ અનુભવ્યુ.
ચક્ષુઓ ન્હાળતાં જેહ પાથરેલા મહાજળો,

એહ ચક્ષુ હવે ન્હાળે વિસ્તારેલાં મહાવનો
સાગર ડોલન મધ્યે યોગાત્મા જે હતા સ્થિર,
વન-ડોલનમાં એહ અડોલ ગિરિ શા હતા.
ચક્ષુ જાણે પુણ્ય ઢોળે, પાય જાણે શિલા પડી.
અમ્ભોધિ-ઘોષણા કાને, આંખે અમ્ભોધિ-દર્શન;
અમ્ભોધિ-ગામ્ભીર્ય આત્મે સંચી સંઘ જતો હતો;
કારમા કલિને જાણે જીતવા જયવાંચ્છુઓ.
વનના વિપથો વ્હેતા જગના વિપથો સમા;
વિચરે સૌ વનવાટે વનનાં દેવદેવી શાં,
બ્રહ્મપુત્રી મહાપૂરે મહાવેગે વ્હેતી'તી,
લ્હેરાતી સંચરે જાણે પ્રૌઢા કો રૂપસુંદરી.
આઘે આઘે, હિમાદ્રિમાં, ગૌરવી ગિરિઘેરમાં,
કૈલાસે કૈલાસનાથે ભર્યું બ્રહ્મસરોવરઃ
એ સરેથી બ્રહ્મપુત્રા વ્હેતી બ્રહ્મલીલા સમી.
પદ્મસરે મહાપદ્મો ડોલે સહસ્ર પાંખડી,
ભર્યે હૈયે એમ ડોલે નીર સહસ્ર ઊર્મિએ.
પાંપણ નૃત્યથી જેમ પલપલે મૃગલોચની,
ભાવથી બ્રહ્મપુત્રાનાં નર્તતાં નીર નૃત્યમાં.
ફોરે જે પુષ્પમાળા પરાગોની પરંપરા,
એહવી એ નીરમાળા પરાગો ફોરતી જતી.
રૂપ-આકર્ષણે ચારુ આકર્ષે રૂપમૂર્તિ કો,
ગૂઢ આકર્ષણે કોક, એમ આકર્ષતી નદી.

ધોઈ કૈલાસના પાય, વીણી ગીત હિમાદ્રિનાં,
કિન્નરીના યક્ષણીના સન્દેશા કૈંક લાવતી.
સુન્દરી રમતી'તી શું મસ્ત સૌંદર્યનાં નીરે:
ઊર્મિઓ ઊછળે જાણે ભાલમાં અલકાવલિ.
અંગ અંગે કટારો, ને લોચને લોલતાં શરો;
એવાં તરંગનાં તીરો નાખે એ રસયોદ્ધિણી.
ઘુમાવે ઘેનમાં નારી પાઈને રૂપવારૂણી,
ઢાળીને મોહની મૂર્છા જિવાડે મસ્ત જીવન;
એવાં ઉન્માદનાં ઘેન વિસ્તરે એ વને વને.
ઉઘાડી આંખમાં આંજે વસુઓ કૈં વસુંધરા,
એહવાં અંજનો આજે અપ્સરા નીરવાસિની.
રૂપગર્વીલીનો ગર્વ ગાજતો ઊછળે-છલે,
એહવા કો રૂપ-ગર્વ નદીનાં નીર ગાજતાં.
ફૂલફૂલી વેલવેલો પાથરી ઘાટઘાટમાં;
રંગવેલે ચીતર્યાં'તાં નદીનાં અંગઅંબરો.
ફૂંપળે પલ્લવે સ્હોતી, ઝૂલતી ને ઝૂકી જતી,
મ્હોરેલી ગન્ધફોરેલી વનશ્રીની વિભૂતિઓ.
કામની વાટિકા જેવું હતું એ નદીકાનન.
નેત્રપલ્લવી નર્તીને અગમ્યછાય અપ્સરા
સર્જે સૌન્દર્યની સૃષ્ટિ: એવાં એ વનઝુંડ ત્ય્હાં.
માલિનીના નીરતીરે કો કલાજ્યોત રૂપની
દીઠી દુષ્યંત રાજાએ: આ મહામાલિની હતી.

સ્થૂળ ચોબાળ, ચોરંગી, અંગરંગી ઉમંગીલાં,
દેહઉલ્લાસનાં ધામ, એ વિલાસવનો હતાં.
જતો'તો પુણ્યપાયે ત્ય્હાં હરિસંઘ મહાશુચિ
રાજમ્હેલે દિસે જેવા ભસ્માંગી ભેખધારીઓ.
એવો વિલાસકુંજોમાં તાપસસંઘ દીસતોઃ
દુર્બળો, દામણો, દીન, નમન્તાં પોયણાં સમો.
જગના ભદ્ર વીરો કે? તાપસો કે વિલાસીઓ?
છતે છે જગને કોણ?-સંયમી વા,-વિલાસી વા?
તપ્યા પ્રારબ્ધના તાપ, ઉતાપો ઉરના તપ્યા;
તપ્યો મધ્યાહ્નનો સૂર્ય, સ્નાનાર્થે સંઘ સંચર્યો.
હરિ ને હરિનાં સંગી ગયાં'તાં વનવીણવા.
ભાવોર્મિ પદમાં ઢાળી, છાંટીને નીરછાંટણાં,
પ્રસારી તરંગ-હસ્તો સરિતા આવકારતી.
અર્ધ્યથી આર્જવી જેવી નદી અર્ધ્યર્થના કરે;
યાત્રી નીરે નમ્યાં ત્ય્હારે નદીએ લીધ મીઠડાં.
સંઘની જનતાને ત્ય્હાં ક્ષણ રોમાંચ જાગિયો;
સંયમી એ તાપસોને જાગ્યો એ જ ક્ષણે શમ્યો.
ઊછળી આવતા ઓઘ આંખડીને અડી ગયા.
સ્પર્શતાં-વહતાં વારિ હૈયામાં કૈંક કહૈ ગયાં.
વિલોલ નીરનાં વ્હેણે તપસ્વી હરિનાં તરે.
ફાટયાં ત્ય્હાં નીરનાં પૂર નદીનું ઉર ઊઘડયું;
જળની કંદરામાંથી નીકળ્યું નીર-મન્દિર.

સિદ્ધોની સિદ્ધિના જેવી નિર્મળી કો મણિપ્રભા.
આરતીની જ્યોત જેવી, બ્રહ્મની કલિકા સમી,
નીરવર્ણી નીરદેવી મહીં સિંહાસને હતી.
અંગથી આશિષો વર્ષે ભાલ એ વરદાન દે;
હસ્તે પીયૂષનો પ્યાલો, ચક્ષુઓ ચન્દની ઝરે.
વદી દેવી વારિ-શબ્દે દેવશબ્દો સુધા સમા :
'આવો, આવો; ભલે આવ્યાં; યાત્રી છો દૂર દેશનાં;
ને પશ્ચિમ સાગરેથી પધાર્યાં પૃથ્વીપાળથી.
જાઓ, વન વિશાળાં છે, વિલોલે છે વિભૂતિઓ.
પુણ્યની પાંખથી ઊડો, પૃથ્વી છે પુણ્ય માણવા.
ને આ છે પુણ્યનાં પુષ્પો, સુંઘજો પન્થી પન્થમાં;
પુણ્યરાગે રમન્તાંને ના સ્પર્શે પાપજન્તુ કો.
કામાક્ષી દેહની દેવી, ને હું આત્માની દેવી હું;
આત્માનન્દે રમો, જાવ, આત્માનન્દી રસાત્મજો!
બ્રહ્મકેરો બ્રહ્માનંદ ગૂઢ છે આભગભીરો;
પ્રણમે આદ્ય શક્તિને બ્રહ્મ ને બ્રહ્મ-ભક્ત સૌ.
પ્રણમ્યો તાપસસંઘ, પ્રણમ્યા દેવીને હરિ.
'અન્તર્ધાન થયાં દેવી નદીના નીરમંદિરે;
વિકાર્યા નીર સન્ધાયાં ને વહ્યાં પૂરવ્હેણમાં;
હરિસંઘ પડચો પંથે પન્થમાં પુષ્પ વીણતો.
હતી દાનેશ્વરી પૃથ્વી, દાનેશ્વરી હતાં વનો;
મહાદાનેશ્વરી ત્હારે સંઘ ને આશ્રમ બે હતાં.

આપે પ્રાણપ્રભા ઢાળી, આપે આતમ ઓઘથી.
પુષ્પોની પાળપાંખેથી આવી ત્હાં એક યૌવના;
રૂપપૂજન્ત દેશેયે હતી એ રમણીમણિ.

રૂપની વનવેલની હું મંજરી;
મ્હારા મધુરા પરાગ હો! રૂપની૦
કલગી મ્હારી ધરે કુમારીઓ;
સોહાગણનો સોહાગ હો! રૂપની૦
જેવો ફૂલછોડ પણે ફરફરે,
મ્હારો ફરકે રૂપછોડ હો! રૂપની૦
વનમાં મ્હારે વસન્ત-આંબલા,
મ્હારે મ્હારા ઉરકોડ હો!
રૂપની વનવેલની હું મંજરી.
ગાય એ ગીત તે જાણે રે કો મંજરી.

વ્હેતા વનપલ્લવોમાં વિલાસમધુરા સ્વરો;
નેત્રનાં કિરણો ઊડે, એવા એ સ્વર ઊડતા.

શોભાવે વનશોભાને પ્રભાળી પ્રભને કરે,
પરાગો પુષ્પમાં પૂરે, જગતે જોબનું ઝરે:

જાણે આયુષ્યની ઉષ્મા સદેહે સન્મુખે ઊભી.
'પધારો, પૃથ્વીને માણો; માણો જાત્રાણુ જોબનું.

જાવ, યાત્રાની વાટે છો; યાત્રી ભૂલા નથી પડ્યા;
હ્યાં છે કામાક્ષીનો દેશ, દેહનાં દીપ્તિ-પૂજનો.

માર્ગ દાખવવો એહ મ્હારો ધર્મ ધરિત્રીમાં.
પ્રમોદા પૃથ્વીકુન્જે છે પૃથ્વીપૂજા પ્રમોદદા;
કામાક્ષીના મંદિરિયે જાવ, પૂરો મનોરથો.'
પ્રોત્સાહી હરિનો સંઘ વિશાળી વનરાજીમાં,
પુષ્પોમાં લોપ થૈ એહ ફોરન્તી દેહપાંખડી.
યાત્રીસઘ પડ્યો પંથે તીર્થના તીર્થમાર્ગમાં,
બ્રહ્મપુત્રી બ્રહ્મપુત્રા દાખવે દિશ એ દિશે.
જાણે કો પાળવી પાળો માનવતાંની-દેવની,
વનના કારમા કોટ વળુંધ્યા જગયાત્રીઓ.
પછી પુરવિશાળો કો આવિયો વનચોક ત્ય્હાં;
મેઘલાં વનકુંડોમાં પડ્યો'તો મેઘલી સમો.
ઊભી એ વનના આરે ઘેરતા વનઘેરમાં,
સન્ધ્યાની સન્ધિકાઘાટે દીઠો વાત્સ્યાયનાશ્રમ:
દીપમાળે દીપ્તિમન્તો, તેજસ્વી નભતારલે.

ત્યાં દૂર દૂરે પ્રભ સાન્ધ્યપાલવે
દીઠો જગત્-ઝુમ્મર શો ઝળાંમળાં,
કામાક્ષીના કોડભર્યા પુરોહિત
વનર્ષિ વાત્સ્યાયનનો વનાશ્રમ.
દીપે દીપન્તો નવયૌવના સમો.

## અધ્યાય ૨ જો • વાત્સ્યાયન ઋષિને આશ્રમે

ઓ ગંગ – એ બ્રહ્માની દ્વીપભૂમિમાં,
મહૌઘ વ્હેતાં નીર નીરસંગમે,
ઝૂકી ઝૂલન્તાં વન ઝુંડઝુંડમાં,
વસેલ વાત્સ્યાયન આશ્રમસ્થ ત્ય્હાં:
વિલાસીઓને નદનીર છાંટતા.

પ્રીછે શું જળ મીઠાંને ક્ષારસિન્ધુની માછલી?
દેવોની દીપમાળા શો સંઘ એ દીપમાળમાં
ગયો ત્ય્હારે થતી'તી ત્ય્હાં વાત્સ્યાયન-સૂત્રની કથા.
પુષ્પિતા વાણુના સ્વામી, રૂપયૌવન રંગીલા,
કથાસને વિરાજ્યા'તા કો વાત્સ્યાયન પૂર્વજ.
ક્હેતા'તા ઉલ્લાસ – કંઠે દેહપૂજનની કથા.
ભાલે પાતાળનાં તેજ, ભમ્મરે નાગગૂંચળાં;
નેને નીલી વીજજ્યોત, જિહ્વાએ મધુમાધુરી;
મોહમૂર્તિ મહાકાય ઉલ્લાસી એ હતા ઋષિ;
રૂપમોહથી મ્હોતું'તું શ્રોતૃમંડળ ચંચળ.
સ્વરૂપા પંખવો નાખે, ચમ્મરો ચારુ મૂર્તિઓ;
પુષ્પો ને પુષ્પના અર્કો મ્હેક મ્હેક થતા હતા;
પ્રોત્સાહી પાનના પ્યાલા ઘૂમતા'તા છલોછલ.
મૂર્છાદાયી મૂર્છનાના થતા સંગીતના સ્વરો;
મન્દમન્દા, કામણુકન્દા, છન્દો એ છન્દછન્દના.
ગયો ત્ય્હાં હરિનો સંઘ પાયના પડછન્દવે.

'પધારો ! જગજ્જનત્રાણ ! કામાક્ષીદેશ કોડીલા !
પધારો પ્રસન્ન ચિત્તે પીવા પીયૂષ દેહનાં.
લ્યો વિશ્રામ, થાક વામો, પ્રાણપ્રોત્સાહનો પીઓ;
મનની માધુરી કેરા પ્રાશો પછી પરિમળો.'
વધ્યા પરિમળવાણે, સ્મિતવર્ષી, ઋષિવર;
મ્હલાવે મનને જાણે ,મીઠા વસન્તવાયુઓ.
પાર્થવાણે પછી પાર્થ વિનયવેણ ઉચ્ચર્યો :
'આ છે તાપસનો સંઘ, આવ્યો છે પૃથ્વીપાળથી;
વિસામી આજની રાત્રિ કાલે માર્ગ સિધાવશે.
અતિથિ આપનો થાશે આજની એક રાત્રિનો.
વિસામો વાટનો દીજે, કૃપા કીજે, કૃપાળ હો!'
'વિચર્યા છો, દીર્ઘ વાટે; થાકયા હશો; વિરામ લ્યો;
તારા કે ચન્દ્રની રમ્ય રાત્રિ તો અમ દિન છે.
ન્હાળો આ દીપકજ્યોતો સુન્દરી રૂપમૂર્તિની;
કરે છે રાત્રિનો દિન સુન્દરી સૌ ગૃહેગૃહે.
આગન્તુક અતિથિને દાખવો દીપ, દીપ્તિઓ!
જ્વલન્તી ને જ્યોતવન્તી, દીપનેયે દીપાવતી,
દેહવેલે ડોલતી ત્ય્હાં પધારી રૂપવન્તીઓ :
મુખે હતાં મોહહાસ્ય, કરે સુગન્ધ-દીવડા.
ચોકમાં ઝમ્મરો ઝૂલે રંગદીપો અગાસીએ;
ચતુરા ચટકે ચાલે રૂપનાં લેતી લ્હેરિયાં.
વટાવી વેલીની કુંજો નિકુંજો ફૂલછોડની,

ઝૂલતી આલરો ભેદી, વીંધીને ફૂલમંડળી,
લગ્નમંડપના જેવા ગયાં એક ઝરૂખડે.

ઉપર આભની આભા, નીચે હતું સરોવર;
અંગે શીતળતા ઢોળી પન્થ – થાક નિવારતાં.

'આ છે પ્રોત્સાહક પીણાં ને આ છે વાળુનાં અમી;
અને આ સુખશય્યાઓ; વિરામો, યાત્રી ! માણજો !

જગતપ્રભાયે પેખાશે પ્રભા પડયે પ્રભાતની.'
મધુથી મધુરા શબ્દે બોલી એ રૂપવન્તીઓ;

ન્હોતા એ શબ્દ સિત્કારો હતા એહ પરાગ શા,
ને પછી પાંખ ફોરાવી અપ્સરા શી સરી ગઈ.

પછી બોલ્યા પુણ્યબોલે શ્રી હરિ મેઘગંભીરા:
'તપોધનો ! તપે રહેજો, પુણ્યાળુ ! પુણ્યપંથમાં;

યાત્રાધર્મિલ યાત્રી છો, રહેજો સંયમી ! સંયમે.
કોડીલો કામણગારો દેશ કામાક્ષીનો જ આ.

આવશે આંખના ઓપો, દાખશે દેહના દીવા;
ખોલશે મોહના મ્હેલો, લોભશે રૂપમૂર્તિઓ:

દૃઢવતી વ્રતે રહેજો, હિમાદ્રિ વીજવેલમાં,
યોગના યોગેશ્વર છો, છો તપેશ્વર તાપસ;

રૂપની આ ભોમમાંયે વાવીશું શીલ-સંયમ.'
વળૂંધ્યો તાપસસંઘ, ગયો આભ – ઉઘાડમાં;

વૃક્ષછાંયે કીધી શય્યા, વાયુનાં કીધ ભોજન;
હરિનાં કીર્તનો ગાયાં બ્રહ્માનંદ-ઉમંગીએ..

ને જાગી આછી નિદ્રાથી પ્રભાતે પડતી પ્રલે
બ્રહ્મને બ્રહ્મમુહૂર્તે રસ્તો પન્થમાં પડયો.
લૈ વિદાય હરિસિંહ સિધાવ્યો ગંગ–સંગમે;
બ્રહ્માનન્દમાં તલ્લીન, મેધાવન્તો, તપોધન.
હિમાદ્રિગૌરવી ગંગા પશ્ચિમેથી પધારતી;
બ્રહ્મપુત્રી બ્રહ્મપુત્રા આવતી સૂર્યદેશથી.
પછી સખીબેલડી એ દક્ષિણે સાગરે જતી;
ને થતો કુંડળી જેવો દ્વીપ ત્ય્હાં જળકુંડળે.
પ્રાતઃસ્નાન કરીને ત્ય્હાં ધોઈને દેહ–આત્મને
જપી ગાયત્રીના જાપો અર્પિયા અર્ઘ્ય સૂર્યને.
ગંગોદક ભરી ભાથે સંઘ વાટે પળ્યો પછી.
ને નદીને તીરતીરે, ઝાડઝૂમખની નીચે,
તરંગો ન્હાળતો સંઘ પુણ્યપાથે જતો હતો.
નદીને નીર ન્હાતું, ને નીરની કોર બાંધતું,
બ્રહ્મપુત્રા તણે કાંઠે હતું સોહામણું વન.
સુગન્ધો નાખતી નેત્રે મોહિની માર્ગદર્શિકા;
પુષ્પોમાંથી પુષ્પમૂર્તિ આવી એ દાખવી ગઈ.

> 'પેલું પડયું છે ગિરિશૃંગ જો! ખ્હણે,
> સૌન્દર્યનું ત્ય્હાં વન છે સુહાગિયું;
> કુંજો કળી ફૂલફૂલો સરોવરો,
> ક્રીડાક્રીડા કેરી શુક્રાની વાડીઓ;
> ત્ય્હાં જાવ, છાશે રસછાય અભ્રશી.'

અધ્યાય ૩ જો • સૌન્દર્યવનમાં

મનોરથો કે નરનારના સમી,
સોહાગલક્ષ્મીથી સમૃદ્ધ કોટિધા,
કામાક્ષીના, નન્દન શી વિહાસતી,
સૌન્દર્યની ત્ય્હાં વનવાડીઓ હતી:
'પૃથ્વીનિરાળા ગરવા ગિરિશિરે.

ને પછી એ ગિરિશૃંગે સંઘે પાવલ વાળિયા.
આગે અગમ્યની પાંખે ચાલે પુષ્પપરાગિણી;
પાછળ પાછળ સંઘ મન્ત્રઆકર્ષિયા સમો;
પડ્યો'તો પંથ પન્થીનો ગિરિના શિખરે જતો;
અને આમન્ત્રણહાસ્યે હસતો'તો ડગેડગે.
ધીરે ધીરે ચ્હડે સંઘ ગિરિની શૃંગવાડીએ.
दृष्टिपूतं न्यसेत् पादं मनःपूतं समाचरेत्।
એ વિધિવેણુની જાણે પ્રતિમાઓ જગે જતી.
સોહાગના સંયમના રૂપના રસધૂપના
પ્રૌઢા અનુભવપાઠો હરિ સૌને પઢાવતા.
ઢળન્તા ખીણઢોળાવો ખીણખીણે ઢળી જતા;
સ્હેલાણી નર ને નાર ઢળે ઢોળાવ ઢાળમાં.
સર્પાકારે એક માર્ગ ચ્હડતો ચોકમાં જતો;
ધીરે પાયે ચ્હડે સંઘ જોમથી ઊર્ધ્વગામીના.
વિશ્વની ઝાડીઓ જેવું આવિયું ત્ય્હાં મહાવન;
ગંભીરું, ઘેરવન્તું, ને ઘનઘોરસ્મભર્તું વડું.

કુંજકુંજ–નિકુંજોની પડી'તી મહીં ક્યારીઓ.
ખીણની ખાણના જેવું ભાસે એહ ઊંડું ઊંડું;
તત્ત્વજ્ઞોને આછોતરું – તત્ત્વતઃ છીછરું હતું.
કચ્છમચ્છો તરે નીરે, કાચંડા રંગ પાલટે;
શિયાળો ને લોંકડીઓ દુર્ગન્ધે દીન દામણાં.
અર્ધ પાણી અર્ધ પંકે ભમન્તાં રમતો રમે;
કામકામણઘેરેલાં જાણે સૌ 'માણીએ અમે.'
સંઘ યોગેશ્વરો કેરો યોગવાટે જતો હતો;
ચકિત નેત્રે જોતાં'તાં પ્રાણીઓ પ્રાણહીન શાં.
હરે, ફરે, રમે, ઘૂમે, આળોટે અવનીપટે;
ચંચળ આંખમાં ન્હોતી ઊર્ધ્વગામીની પ્રેરણા.
કામુકોની કામનામાં પ્રજ્ઞા શી સ્થિતપ્રજ્ઞની?
બ્રહ્મપુત્રા તણે તીરે ખીણેખીણે ઢળી જતું
આઘે ઘોર વને શૃંગ એકાકી ત્ય્હાં ઊભું હતું.
વાદળી વાદળ કોરે લીલા લીલમના સમું.
ઘડીમાં આભને જોતો, ઘડીમાં શૃંગ ન્ય્હાળતો,
ઘડીમાં પ્રેરણા પીતો હરિની દૃષ્ટિરશ્મિની,
જતો'તો શિખરે સંઘ ખીણના અડિયા મૂકી.
ઝાડીઓનાં ઝુંડઝુંડે કુંજ કુંજ નિકુંજમાં,
સજીને મોહના વાઘા મ્હાલતાં'તાં મનસ્વીઓ
કામુકોની કામનાને આયુષ્યોલ્લાસ માનતાં.
રૂપની વેલડો ઝૂલે આંબાઆંબાની ડાળીએ:

ભમન્તા મધુપો ઝૂકે ગુંજારંતા ઝીણું ઝીણું.
રૂપગર્વીલીના ગર્વો યોગેશ્વરો વિદારતા.

હતા ત્ય્હાં આંખના ઓપ, હતા ત્ય્હાં રંગપાલટા;
હતા ત્ય્હાં મોહના ગન્ધો;ન્હોતાં પ્રારબ્ધપુણ્યનાં;

વિષનાં જન્તુઓ જાણે ઘૂંટડા વિષના પીએ.
અને અગમ્યની પાંખે ઊડન્તી એ પરાગિણી

થઈ પ્રત્યક્ષ પંખાળી પન્થીના પન્થમાં ઊભી;
રૂપના એ નિજ દેશે આમન્ત્રવા અતિથિને.

બોલી પરાગના શબ્દે હાવભાવે હુલાસતીઃ
'આવો ! અતિથિઓ છો; ને પૂછીશું પૂજ્યભાવથી.

અમ સોહાગને શોભા પાથરીશું પદે ત્હમ.
સૌન્દર્યના ઉદ્યાને આ સૌ આશાવન્ત આવતાં;

પૂજે સૌન્દર્યની દેવી, માણો સૌન્દર્ય-ફૂલડાં.
જુઓ આ રૂપની જ્યોતો પીએ છે રસઘૂંટડા.'

દાખવ્યાં કોટરો કાન્ત દાખવ્યાં રસિકો મહીં;
રમન્તાં રસની રીતે વિલાસોમાં વિલાસતાં.

નીચી ને નમણી જેવી ડાળીઓ કૈંક ડોલતી;
નમણાં નરનારો ત્ય્હાં ડોલતાં'તાં સજોડલેઃ

ફૂલો સૌન્દર્યનાં જાણે ફૂલ્યાં સૌન્દર્યવેલડે.
'द्वा सुपर्णा सयुजा શાં સોહે છે આ સખી-સખા;

મેધાવી મન્ત્રદ્રષ્ટાએ ભાખ્યા છે જે શ્રુતિમુખે.'
ક્ષણ સંયમને ભૂલી ઉદ્ધવ બોલ બોલિયા.

ત્હાં પરાગપાંખડીએ થઈ વાઘણ, ને વદી;
છંછેડેલી વિફરેલી વાઘણ, ત્હોયે પરાગિણી.
'મા બોલો બોલડા એવા, એ છે બોલ વિદેશિયા;
મન્ત્રદ્રષ્ટા ઋષિરાયો અમારા ઋષિઓ નથી.
અમારે પૂજ્ય છે એક વાત્સ્યાયન ઋષિવર;
આરાધે આરતી લૈને મહારાણી પૂજારિણી;
એ જ પૂજા, આરતી એ, આ કામાક્ષી-મંદિરે.
ન્હાળો શિખરને શૃંગે, ધ્વજ સૌન્દર્યનો ઊડે;
ત્હાં છે હુલ્લાસનો જ્યોતિ, ત્હાં છે અમવસન્તિકા.
શ્રી હરિએ પ્રીછી લીધી પ્રેરતી દોરતી દૂતી.
ઘટાઓ એક પા ઘેરી, ને પુષ્કરણી એક પા;
બન્ને પા ફૂલડાં ફૂલ્યાં પરિમળો સ્ફુરાવતાં.
વિલાસના વન જેવા એમના એહ વિશ્વમાં
વાતા વિલાસના વાયુ મ્હેકી મ્હેકાવતા વનો;
અને એહ દેહાનન્દે બ્રહ્માનંદ મનાવતા.
'મન્ત્રદ્રષ્ટા મહર્ષિનો મન્ત્રોચ્ચાર નકારીને
સંપ્રદાય કશો ત્હારે પ્રવર્તાવો મહીતલે ?'
જિજ્ઞાસુ ઉદ્ધવે પૂછ્યું; પૂછ્યે બોલી પરાગિણી;
'પૃથ્વી પ્રત્યક્ષની પૂજા, દેહદીપ્તિની આરતી,
ઇન્દ્રિયોના ઉત્સવો, ને ઓરતા અંગઅંગના;
દેહની તૃપ્તિ, ને લીલા – અમારો સંપ્રદાય એ.
દેવી ને મહારાણી છે આ પેલા શૃંગમન્દિરે,

ત્હમારા બ્રહ્મથી ન્યારી અમારી વિશ્વબ્રહ્મની.
ત્હમે બ્રહ્મગિરિ વાસો, બ્રહ્મપુત્રાતટે અમે.'
'ઉદ્ધવ! આત્મની જ્યોત મહાજ્યોતે જ લાવજો;
નહિ તો શૃંગના વાયુ જાગી જ્યોત બુઝાવશે'
મોરલો મારગે બોલે, એહવા ટહુક્યા હરિ.
'રૂપની મહારાણીનો દેશ, આ છે વિલાસનો.'
'સત્યનું યે સત્ય છે એ; જીવન આ વિલાસ છે,'
ઉચ્ચરી મહિમાના એ માક્ષીબોલ પરાગિણી.
મૂકીને વિષયો સંઘ ઢોળાવોમાં ઢળી જતા,
મધ્યે આરસની પગથી, જતો એ પગદંડીએ.
દાખતાં પન્થીને પન્થ પાથર્યા સૂર્યરશ્મિઓ.
એમ જતાં જતાં માર્ગે આવ્યું એક સરોવર;
બે આરા બન્ધ બાંધેલા, બે આરા વણબાંધિયા.
એહ નિર્બન્ધને આરે હરિનો સંઘ જૈ ઊભો.

પડે જ્યહાં પુણ્યની પાળ પાપમાં,
છવાય જ્યહાં છોભીલી દેહમાધુરી,
મૂર્છા ઢળે, ઝાંખપ વાય વાયુમાં:
ત્યહાં જૈ ઊભો સંઘ કળાણુના તટે;
સૌન્દર્યના સુંદર રૂપકર્દમે.

## અધ્યાય ૪થો - સૌંદર્યના કર્દમો

એ વિષ કે એ અમૃતો હતાં વડાં?
એ રૂપ કે એ કુરૂપો હતાં રૂડાં?*
એ દેહની દીપ્તિ શું? કે શું ઝાંખપ?
ઉલ્લાસ કે ઓસરવાં હતાં શું એ?
જયો હતા? કે શું હતા પરાજયો?

હતું પૃથ્વીની પાળે ત્હાં છલકન્તું સરોવર;
હૈયાની લહરો જેવાં ઉછાળે જળલ્હેરિયાં.
સૂર્યને ચન્દ્રના ચારુ તેજસ્પર્શે પ્રફુલ્લતાં.
પાણીના પગથારોમાં પદ્મ ને પોયણાં હતાં.
એનાં અહર્નિશે નિત્યે સુગન્ધો સર ઢોળતું.
હતા સરોવર-તીરે વૃક્ષોમાં વેલીમંડપો;
ને વેલીમંડપો મધ્યે હતો અતિથિવાસ ત્હાં.
શ્વેત આરસના અંગે રૂપરેખાવળો હતી;
પ્રતિકૃતિ કલાએ શું કોરી'તી વનકુંજની.
ઉતાર્યો અતિથિદેવો સાદરે અતિથિગૃહે,
શીળા સરોવર-તીરે, ભર્યો પદ્મપરાગમાં;
રૂપજ્યોત કલાકાન્ત આરસ - વેલમંડપે.
છાંટ્યાતા ફૂલના અર્કો ચન્દનીની હવેલીએ;
રૂપલા દીવડીઓમાં મૂકયા'તા રત્નદીવડા;
ધરે જ્યોતિર્ધરો જ્યોતિ કાન્ત કામાક્ષીજ્યોતના.
અતિથિને દેવ જેવા દેવીઓ પૂજતી હતી;

સ્ફુરન્તી સુન્દરતાઓ યોગીના યોગ ઝંખવે.
ઘેરા સરોવરતીરે ઝૂલતા'તા ઝરૂખલા;
હતી ગોખ – ગવાક્ષોમાં પગદંડી પરાગની.
ઊભી આરસની વેલો નિહાળીને દિશેદિશે
રાજ્યશ્રીને પૂછ્યું પાર્થે: 'મ્હેલ કે ફૂલમંડળી?'
રાજરાજેશ્વરી બોલ્યાં 'મોહિનીની ફુવારીઓ.'
પછી વિશ્રામ લૈ સંઘ ગયા ન્હાવા સરોવરે;
પૃથ્વીને પ્રીછવા પાર્થ વનની વાટમાં ગયો.
'પડ્યાં છે પાથર્યાં પ્રૌઢાં ગૂંચળાં જળઝુંડમાં;
પદ્મણી-પોયણીમાં એ ગૂંચાતાં કો હશે નહીં?'
પૂછ્યું શ્રી હરિને સંઘે સરસ્નાનેથી આવીને.
ગેબ જેવા હરિ બોલ્યા: 'ભાગ્ય સૌ ભોગવે જગે.'
પ્હોર વીત્યે પાર્થ આવ્યો ઘૂમીને વનઘૂમણે;
ગૂઢ આશ્ચર્યનાં ઘેરાં અંજનો આંખમાં હતાં.
'હરિ! આ દિશના દેશે નથી પ્રવૃત્તિ અન્ય કો?
ઊગે ને આથમે જાણે વિલાસીના વિલાસમાં.
ઊંઘે, જાગે, પૂજે, પોઢે રૂપની ઝાંખી ઝંખતાં
આત્મા હોલવતા આજે દીઠા સૌંદર્ય-કર્દમો.'
રણકી પાર્થપ્રત્યંચા નવીન વનદર્શને.
પાર્થવિહ્વળતા પેખી હરિએ પાર્થને ગ્રહ્યો;
ગયા સખા સરપાળે નીરનાં ગુહ્ય શોધવા.
'દિશાઓમાં દીઠું શું ત્હેં?' પૂછ્યું શ્રી હરિએ પછી.

'નીરની રમણા' નીર્ખી વાતો વાયુની સાંભળી;
દેહરોયે દિશાઓના કળણો કલિના દીઠા.

સાંભળો આ ગીત, ગાયે સરોવરની સુંદરી.'
છલતા જલતરંગોએ તરીને ગીત આવતું;

હરિ ને પાર્થ થંભ્યા ત્ય્હાં ધર્મના જગથંભ શા.
સૂતા સરોવરહૈયે નાવડી તરતી જતી;

જળવિહારિણીમાંથી ફોરે જળવિહારીઓ.
કર્દમોમાં ન્હાય, હોયે માને અંઘોળ તેજનાં.

વાયુની લહરે લહરે ગીતની લહરો ઢળી;
નીરની લહરીઓમાં ગીત એહ ઢળી જતું;

મૂર્છનાની માધુરી ત્ય્હાં વ્હેતી હતી દિશેદિશે.
'મન્ત્રોચ્ચારો સુણ્યાને આ હરિ! આયુષ્યદેશના!

વિલાસીના વિલાસો એ એક જીવન જીવનું;'
સલિલો સરોવરનાં ઝીલતાં બોલ પાર્થના.

ટંકારકારિણી જેવી હતી એ તાહરી ગીતા,
મીઠી મોહિનીસુરાળી એવી આ એમની ગીતા,

બોલે છે આત્મના બોલ સૌના આયુષ્યબોલડા.'
પાર્થના આશ્ચર્યભાવે શ્રી હરિ હસતા હતા.

પૂર્વનાં ને પૂર્વજોનાં સુકૃત-દુષ્કૃત સંચિતો,
એહવી પ્રેરણા જાગે જીવનભાવ જીવવા.

ક્ષૌ સૌના આત્મરંગે, આદર્શો ઊજવે સહુ.
એકરંગી નથી વિશ્વ, વિશ્વ અનેકરંગીલુ;
કાળાં ધોળાં પીળાં પેખી ધીરસ્તત્ર ન મુહ્યતિ.
જો પેલો આંબલો ઊભો, મ્હેલે તળાવ-પાળમાં;
ગણી જો કેટલા રંગો ઘટાને ઘેરતા ધૂમે.
ભૂખરી શી ડાળડાળે ઝૂલે છે લાલ કૂંપળો;
ગોરપાંખે મ્હોર મ્હોરે લીલુડાં પાન-ઝૂમખે.
એવો અનેકરંગાળો વિશ્વનો આંબલો ઊભો:
કુરુક્ષેત્રે બધા ન્હોતા ધીર વીર ધુરન્ધરો.
પાર્થ! પેખીશ આશ્ચર્યો આત્મ ડોલાવતાં હજી;
આ તો છે વનસીમાડો, કેવાં મધ્ય વનો હશે?'
એવે ત્ય્હાં સળકયા વાયુ, સરનાં સળકયાં જળો;
દિશાના કોક આરેથી ગાજ્યાં ગોરંભી દુંદુભિ.
વાગિયો ઉત્થાપનનો ડંકો કામાક્ષીદેવીનો.
તપ્યાં, ને તરસ્યાં ભૂખ્યાં વીસર્યાં આત્મઓસર્યાં,
ભક્તને ને ભાવુકોને દર્શને દેવી ન્હોતરે:
રાંડયાં, છાંડયાં છળીલાંઓ, વિસારાયાં, રિસાયલાં,
'પાર્થ! ચાલો, પુકારે છે, દેવીનાં દર્શને હવે:'
ડંકાના પડઘા જેવો હરિડંકોય ગાજીયો.
પ્રફુલ્લ્યાં ફૂલડાંમાં થૈ મ્હેકતાં ફૂલમંડળે
હરિ ને પાર્થ ને સઘ ગયા ત્ય્હાં દેવીદર્શને.
ફૂલની વાદળી શું એ હતું ઉદ્યાન ફૂલનું.

ઉદ્યાન એ ઊછળતું'તું ફૂલડે,
પડ્યાં હતાં ઇન્દ્રધનુષ્ય પૃથ્વિમાં;
રંગોળીઓ શું વિધિએ પૂરી હતી!
કે રૂપની રંગત ફૂલડાં સ્ફુરે!
વીણી વીણી વેચતી રૂપમાળણો.

## અધ્યાય ૫ મો · રૂપની માળણો

ત્‍હાં માળણો મ્હેકતી અંગરંગથી,
તેજસ્વી ઝંખાય અનંગ–ઓપથી;
ખીલી કળીનાં, સુપ્રફુલ્લ પુષ્પનાં,
સુહાસિની ઊઘડતી વસન્તનાં,
સૌંદર્યનાં મૂલવતી'તી મૂલ ત્‍હાં.

ધર્મના યાત્રીના પાયે ટૂહેલતો ટૂહેલતો જતો
દેવીના મન્દિર–દ્વારે હરિનો સંઘ આવિયો :
રાણીના મહેલે જેમ આવે જોગીજમાત કો.
ત્‍હાં તો સ્‍હામી દિશામાંથી, દિશાઓ ઝાંખી પાડતી
લ્હેરખે લ્હેરતી આવી, રૂપરૂપની વેલડો :
સોળ સહિયરની સંગે કામાક્ષીની પૂજારિણી.
માતંગિની મદોન્મત્ત અખાડે જાય જીતવા,
જીતવા જગને એવી આવી ત્‍હાં એ જયધ્વજે.
અકેકી સહિયર એની ભરેલી ફૂલછાબ શી,
રૂપની માળણો માર્ગે ઉછાળે રૂપફૂલડાં.

ઊર્મિઓ ઉરની ઢાળી છલન્તી છોળ આભલે;
વધાવે ને અભિષેકે દેવીને દેવી-ભક્તને.
દેવીની દીવડીઓ થૈ ઊભી મન્દિરમંડપે.
જ્યોત જ્યોત ઝગે ત્હોયે હતી એ જગ-ઝાંખપો;
ન્હોતી ધીંગી ધરાઓ એ, રૂપાળા ત્હોય કર્દમો,

વાઘા સજીને વર તેજ તેજના,
વિલોલ પુષ્પો ધરીને વસન્તનાં,
અનંગ કેરી અનિમેષ આંખ શી
પ્હેલી ઊભી’તી પ્રભપાંખડી **પ્રભા**.

આયુષ્યની આરતને ઉચારતી,
અંગાંગના રમ્ય ત્રિભંગ પાડતી,
નમન્તી વર્ચસ્વી વસન્તવેલ શી,
સ્હામે સુહાતી લલિતાલીલા લતા.

નચાવતી નેહલ નેત્રપલ્લવી
મધ્યાહ્નનાં તેજ શી, હસ્તિગામિની,
સુવર્ણવર્ણી શતધાર વર્ષતી
સખી **સુવર્ણા** નિજ વર્ચસો ઝરે.

ચંપેરી આભા ફરતી ફુરાવતી,
પુરુષ – ગર્વીલી – પુરુષ ભક્તિણી
હલાવતી પાંખડી હાવભાવની,
ચંપા સ્ફુરે ચંપકની સુવાસના.

અંગાંગમાં આભ્રણુની પ્રભા પૂરી,
મધ્યે મહાજ્યોત અખંડ દીવડી.
સ્હવારનાં તેજની પાંદડી ઝીલી
**જાસૂદ** ત્ય્હાં ઝૂમખડે ઝૂલી જતી.

નિમેષ-ઉન્મેષની નેત્રવલ્લીએ
માતંગને મન્મથપાશ બાંધતી,
જ્વલંત જ્યોતે ગગનો જલાવતી,
ભૂલો પડ્યો શોધતી મેઘ **વીજળી.**

પદેપદે કૂંપળ કૂંળી વેરતી,
ધીમે ધીમે પાવલ એમ માંડતી,
માધુર્ય–મીઠી છબીલી છટાભરી
હંસી સમી મ્હાલતી**માલતી** સખી.

અહર્નિશે કો નવરંગ રંગીલી,
ડોલન્તી ચાલે જતી દેહડોલને,
ને મેઘ ન્યહાળી ટહુકે ભર્યાં સ્વરે,
ભરે **મયૂરી** પગલાં ગણી ગણી.

પયોદધારા સમ પાંપણો રમે,
ભ્રૂકુટિઓથી ભ્રમરાવળો ઊડે;
મણિસુહાગી કરથી ક્ષણેક્ષણે.
**નીલામ્બરી** અમ્બરને સમારતી.

રંગોળી પૂરે રૂડી અંગરંગથી
ને પાંખમાં ઉલ્લસતા પરિમળો;

અભિનવાં ચેતન ચક્ષુ નિર્ઝરે,
વસન્તવર્ણું વહતી, વસન્તિકા.

માધુર્યની છોળ ઉછાળતી છલી,
સિત્કાર સોહાગથી આભને ભરે,
વનાન્ત સંજીવની કુંજકેલિ શી,
કલ્લોલતી કોકિલકંઠી કોકિલા.

કામાર્ત ને કામણકુંભ ઢોળવા
મદે ચ્હડી શું મદમસ્ત હસ્તિની!
બાણાવળી શી શરધાર છોડતી,
કોદંડિની ત્ય્હાં હતી કો ધનુર્ધરા.

ઉલ્લાસની ગૂઢ–નિગૂઢ અર્ચના
આકાશની પાછળનીય ભાળીને
આલેખતી આયુષ્યભાવ ભાવિના,
આરબ્ધિધણીછાતી અગમ્યની પ્રભા.

અનન્ત રેખાવળ અન્તરિક્ષમાં,
ફુવારધારે ઉરની સ્ફુરાવતી,
આશા તણાં ઇન્દ્રધનુષ્ય દોરતી.
કલાકલાપો ખૂલતી કલાવતી.

મયૂરનાં પીંછની રંગવેલથી,
સજી સુહાવી નિજ અંગઅંગને,
વિહારના રૂપપરાગ વેરતી,
મોહાસ્ત્ર છોડે નયનેથી મોહિની.

પીયૂષ કે એ વિષનાં હશે પૂરો?
પ્રચંડ વ્હેણે વહતી સરિત શી,
નમેલી કંઠોન્નત કેલિભારથી,
ભરીભરી વાદળી ભવ્ય ભારતી.

સોળે સખી ષોડશ પાંખડી સમી,
તિથિ-તિથિની શું ખીલી કલાકલા!
મધ્યે હતી મોહક રૂપમંડળે
પૂજારિણી ચન્દનજ્યોત ચન્દ્રિકા.

સૌંદર્યની દીવડી કે મહાશિખા?
અનંગરંગી પ્રમદા પ્રમત્તિણી;
જ્વલંત જાજ્વલ્યની મૂર્તિ એ હતી
સોહાગની સાગરલક્ષ્મી સુંદરી.

કર્પૂરવર્ણી સુકુમાર સપ્રભ,
કુવાર શી પાતળી રૂપકૂંપળ,
પગગ સ્ફૂર્તિ પ્રતિમા વિલાસની,
રાણી હતી કામલતા મનોહરા.

હિન્ડોલડોલે સુમધુર ડોલતી,
ઝૂલન્તી ઝૂલે અભિલાષ-આશને;
કોડે ભરેલી કવિતાની કેલિ શી,
કામાક્ષીમંદિરની એ પૂજારિણી.

હીરલા ચમકે જેવા તરંગાવળને તટે,
ઝુમ્મરે ઝુમ્મરે જેવા ઝળકે દીપતારલા;

ચતુરા ચમકે એવી, ઝગકે એવી ઊછળે.
અંગમાં દીપ્તિની જ્યોત મુદ્રામાં જગના જય;
નમેલી આંખડી એની નિર્ઝરે ભાવની ઝણે.
આવી વસંત શું આગે ફૂલડે ફૂલડે ફૂલી!
અંગનાના અંગઅંગે મ્હોર્યા હતા મનોરથો.
કવિતાના કોડ જેવી કોડીલી એ પૂજારિણી,
હરિને ન્યહાળતી ઊભી વીજની વેલડી સમી.

આમન્ત્રણો આંખલડીની વેલનાં,
નમન્ની સોહાગણ નેત્રપલ્લવી;
સંકોરવાં સપ્રભ અંગઅંગનાં
આકર્ષણોની ઝડી હાવભાવની:
ઉલ્લંઘી સૌ સંઘ ગયો જ દર્શને.

## અધ્યાય ૬ ઠ્ઠો · દર્શન

બ્રહ્માંડના ભર્ગની જ્વાળ જ્વાળનાં,
કાલોડસ્મિની કારમી કોક કેલિની,
અનન્તના એક અગમ્ય ઘાટનાં,
અનસ્ત સ્હોતી હરિની વસન્તનાં,
થયાં ત્યહાં દર્શન દૃષ્ટિયોગમાં.

'જીતું એ જગયાત્રીને;' નિર્ધારે છે પૂજારિણી;
'ભરેલો સૈન્યના જેવો, આષાઢી મેઘ સામજો.'

ચકોરિણી ચતુરાએ દીઠડો સંઘ આવતો;
દીઠા શું દૃષ્ટિ ઘુમાવી ઘૂમ્યા શો સાર સાર્યો.
સારનો યે ગ્રહી સાર નિર્ધાર્યું રાજરાણીએ.
મૂકયો જ્‌હાં મંદિરે પાય, ચતુરે ચિન્તવી ત્ય્હાં
સાધ્યું ત્રાટકસંધાન, આંખમાં આંખડી ઢળી;
જાણે જીતું જગતયાત્રી પરોવી દૃષ્ટિબાણમાં.
અને એ ચિન્તવ્યું ત્ય્હાં તો હરિએ પ્રાણ પ્રીછિયો.
શ્રી હરિ છે અન્તર્યામી, આંખમાં ઉર વાંચિયું;
ને દીઠું મહારાણીનું દૃષ્ટિનું માંડયું ત્રાટક.
કોટિધા ધારથી સૂર્ય ઉજાળે એક પૃથ્વીને,
શ્રી હરિ સૂર્યના સૂર્ય એક અંશે ધરે ધરા.
નાખીને નેણનું બાણ વીંધ્યો મંદિરપ્રાણને;
નેત્રત્રાટકની સ્હામે ત્રાટકયું નેત્રત્રાટક.
ઉઘાડયું ચક્ષુમાં ચક્ષુ પરોવ્યું રશ્મિ રશ્મિમાં.
આથડ્યા મેઘ શું મેઘ, વાગી શું પાંખ પાંખને,
સફાળી ઝળકી ઊઠી ચતુરા ચપળા સમી;
વીજળી ઝળકી વ્યોમે. ઝગી ત્ય્હાં આથમી ગઈ.
મેઘશામળ મુદ્રામાં રમન્તાં દીઠ બ્રાહ્મને;
કીકીમાં ભાનુઓ દીઠા, આંખડીમાં અનન્તને;
દીઠું અક્કેક બ્રહ્માંડ અંગઅંગે વિરાજતું.
પૂજારણે હરિનું, ને હરિએ રાજરાણીનું,
ઉઘાડા મંદિર જેવું આત્માનું કીધ દર્શન.

કામાક્ષીની કામનાએ પૂછી-પ્રીછી જ દૃષ્ટિથી
સંકોરી દૃષ્ટિની જાળ પાથરેલી પૂજારણે.
આયુષ્યની વરષોમાં, વિલાસોની વસંતમાં
પૂજારણ મહારાણી પામી પ્હેલો પરાજય.
ભર્યો ભર્યો મંદિરે એ જાણે હરિ-પૂજારિણી.
સ્હૈયરોની દીવડીના નેત્રદીપોની દીપ્તિને
ઝીલતો ઝીલતો સંઘ ગયો કામાક્ષી-દર્શને.
ચીતરી રંગપીંછીથી ઇન્દ્રધનુષ્ય આરસે
લખ્યા'તા કામમન્ત્રો ત્યહાં સ્તંભે મન્દિરમંડપે.
અગરચન્દનના ધૂપો, મ્હેકે કુંકુમ-કેસરો;
ફૂલોની ફોરમો જાણે૧ ઊડે અદૃશ્ય વાદળી.
સ્ફુરે શતધા સૂર્યાંશો પરાવર્તન પામીને.
ઇન્દ્રિયોની—માનસોની વાંછનાઓ જગાડતી,
મહાવેગે મહાપૂરે વહતી'તી વિભૂતિઓ;
'કામના, કામના' બોલે મન્દિરના અણુઅણુ,
આરસ આરસની ત્યહાં જ્યોતમાં પાય પાડતો,
સંઘ યોગેશ્વરોનો એ ઊભો જૈ દેવીસન્મુખે.
ફૂલની ફોરમ જેવા 'પધારો' એક બોલડે
મન્દિરે મહારાણીએ સત્કાર્યો યાત્રીસંઘને.
અન્તઃપુરે ગયો સંઘ જોગીઓની જમાત શો.
તેજનાં તોરણો વીંધી વીંધી વાયુપરાગને
ઝીલિયાં નેત્રમાં સંઘે જ્વલંત તેજ દેવીનાં;

ઝીલે ઝીલે શ્રમે ત્હોયે રશ્મિ કો એ ઝીલાય ના.
જ્યોત જ્યોત ઝગે જાણે ભાસ્કર આવી ઊતર્યો;
સંઘને ભાસતી એહ જ્યોત સંધ્યાની સન્ધિકા.
ન્હાળે અન્યો વિભૂતિ જે ભસ્મ એ સંઘ ભાળતો.
ઉદ્ધવે શ્રી' હરિને ત્હ્યાં પૂછ્યું કૌતુકકારણ;
'દેવીની દીપ્તિમાં આ શું હરિ! કૌતુક કારમું?
ઉઘાડી આંખડી આડાં જાણે કો પડળો પડે;
વાળી વાળી વાળું ત્હોયે નેત્ર ઝીલે ન દર્શન.'
હસ્યા હરિ, ને સિત્કાર્યું : 'નથી આપણ કાજ એ.'
પુષ્પની પાંખડી કેરા મન્દ હાસ્યે હસી હસી
અંજલિ અંજલિ અર્ઘ્યાં પંચામૃતો પૂજારિણે.
શીર્ષે સૌએ અભિષેકી નમણો એહ વધાવિયાં.
હરિએ અંજલિમાંથી દીધો ચન્દ્રક ભમ્મરે;
ભમ્મરોએ ઝગી ઊઠી કાન્તિ ઇન્દ્રધનુષ્યની.
દેવીની વા-હરિની વા હતી એહ ધનુપ્રભા?
રાજેશ્વરી રુકમિણીની ત્રિલોક-વિજયી પ્રભા,
સુભદ્રાનાં ભદ્ર ભર્ગો દીઠાં મન્દિરરાણીએ.
તોરણોનાં પુષ્પ જોતો, આરસકાવ્ય વાંચતો,
શોધતો દેવીની દીપ્તિ પધાર્યો પાર્થ ચામરે.
ડોલતો હિન્ડોલડોલે, સિંહની ગત ચાલતો,
નારીએ નરને પ્રીછ્યો, પ્રીછ્યો ત્યહાં જ પૂજિયો.
'પધારો, દર્શન દ્યો-હ્યો; પધારો, ધન્ય ભાગ્ય છે.'

આશાની છાયના જેવા ગેબી સ્મિતે સુહાગિણી
રાણીએ પંચામૃતની પાર્થને અર્પી અંજલિ;
અને એ અંજલિમાંહી સમપ્યાં ઉરઓરતા.
આયુષ્યને જંગજંગે રોપતી જે જયધ્વજો,
સ્હડી એહ મહારાણી પરાજયના પરાજયે.
નિર્ધાર્યું જીતવા પાર્થ કામાક્ષીની પૂજારણે.
વિશ્વની વાડીએ જેમ શોધે છે નર નારને,
નરત્વ નરનું એમ શોધે છે નિત્ય સુંદરીઃ
ખેલાતું'તું મહાસૂત્ર એહ કામાક્ષીમન્દિરે.
સ્હમજ્યો ન સ્હમજ્યો વા, અવાચ્ય એવું ભાખનો,
ગયો પાર્થ પ્રણામીને સંગમાં યોગી યાત્રીના.
નાગિણીનેત્રમાં જોયું એવું કૈં પાર્થને થયું.
ઘંટા વાગી આરતીની, જાગી જ્યોત જ્વલંત ત્ય્હાં;
થયો ટંકાર આજ્ઞાનો, દર્શને પડદા પડ્યા.
ઉરગુફા ઉઘાડીને પછી મંદિર – ભીતરે
વદતાં વિશ્વની વાર્તા રાણી ને દેવી બે રહ્યાં.
જ્યોતિર્મય જગે ત્ય્હાં તો સન્ધ્યાની સન્ધિકા પડી;
અને પછી ગયો પાર્થ વનોના મર્મ શોધવા.

ત્ય્હાં વૃક્ષસૂની હતી કો ન વેલડી,
કળી કળી ત્ય્હાં પડી ફૂલફૂલડે;
મેના ઊડે પોપટપાંખ ભીડીને,
અકેક ખેલે હરણી હરિણ શું:
ઝૂમેઝૂમે સૌ રસિકો સજોડલે.

## અધ્યાય ૭ મો · સજોડલે

ડંખી ગઈ કો ભમરી ઊડન્તી શું?
કે પુષ્પની વાગી પરાગધાર કો?
કુંપે ધૂપોની અવધૂતને ધૂણી?
એવું કંઇ મંદિરમંડપે ત્ય્હાં
અદીઠ વાગ્યું શર પાર્થ યોગીને.

વનના શોધવા મર્મ ગયો પાર્થ મહાવને.
સ્થિરબુદ્ધિ સ્થિતપ્રજ્ઞ હતો ત્હોયે ક્ષણિક તો
ચ્હડયાં'તાં ધૂપનાં ઘેન પાર્થને દેવમંદિરે.
નીસર્યો મંદિરમાંથી વિશાળાં વિશ્વતેજમાં,
ઉદાર આભ દીઠાં, ને આભપાર અનન્તતા;
નખરે નાચતી ત્ય્હારે પૃથ્વીનાં ઘેન ઊતર્યાં.
સૂર્યની તેજધારાથી ધોવાણી નેણની ધૂણી.
પૃથ્વીની પાળને છાતું પાથર્યું'તું મહાવન;
ઊભું'તું સન્મુખે એહ ભ્રૂકુટિ રમ્ય પાડતું
ને, મધ્યે સર લ્હેરાતું વનની આંખડી સમું.
પ્રકૃતિ-ન્હોતરે પાર્થ ગયો વનની વાટમાં
ઉપર ડાળીડાળીના ઝરુખા ઝૂલતા હતા;
ઊઘડે ત્ય્હાં ઘટાઓમાં વૃક્ષેવૃક્ષે અગાસીઓ.
પાંખશું પાંખ ભીડીને, ચંચુમાં ચંચુ પ્રોઈને,
બેઠાં'તાં ગૂઢ ગોષ્ઠિમાં પારેવડાં સજોડલે.
માનતાં નર ને નાર જિંદગી એક આરઝૂ.

હતાં એ કામકામીને ઉદ્યાનો કામકુંજ શાં;
ઊર્મિના ઉછળાટે સૌ આપે-લે રૂપરૂપને.
સહસ્રાબ્દીના સંયમે માનવી માનવી થયાં
–મહા ભાવ નરનારી, માટીઘેલાં પશુ મટી;
વિસારી વિશ્વવાર્તા એ માનવી માનવી મટે;
પૂજે પાર્થિવતા, મ્હાલે જોડલાં મ્હોર મ્હોરનાં.
કામાક્ષીના સંસ્કારાળાં પૃથ્વીરંગી રસિકડાં
આચરે આરઝૂઘેલાં કામલગ્નો મુહુર્મુહુ;
ગાંધર્વલગ્ન ભાળે, ને સ્નેહલગ્નો, સ્વયંવરો.
જેવાં વિહારના રંગે રંગ્યાં'તાં ઉર એમનાં,
એમનાં એ વનો એવાં હતાં વિહારનાં વનો.
કેવડાના ડંખડંખો, કૌવચોનાં જ કામણો.
સુગન્ધો ઊડતી એહ, દુર્ગન્ધો દેહના હતા;
ભવની ભાવનાઓ એ ભાવની ભ્રષ્ટતા હતી.
ન્હોતી એ દેવીની દૃષ્ટિ, ન્હોતાં નિર્મળ ચક્ષુઓ;
ન્હોતી કલ્યાણની કીકી; ઝેરનાં કિરણો ઝરે.
કામનાનાં કૌતુકો એ, જોતો એ મોહનાં વનો,
અખાડા આરઝૂ કેરા એ અવધૂત વેશના,
નિજકોરી વનવાટે પાર્થ પન્થે જતો હતો.
એક કુંજે વાદ્ય વાગે ઇન્દ્રિયોને જગાડતાં;
ઝીણી ઝીણી ઝણે કોક વગાડે તંત્રવાહિની:
વાગે નરઘાં વિસંવાદે, જાણે ઢોલ ઢણુકિયા;

પૂજતા પાશવી ભાવો મૂકીને મનુભાવને.
એક કુંજે ગીત ગાજે ઇન્દ્રિયોને પ્રબોધતું;
ઉઘાડા અર્થના મર્મ હૈયાભાવ જલાવતા;
અગારા ઉરઅગ્નિના નેત્રો નિર્ઝરતાં હતાં;
મહત્તા મનુની ન્હોતી, હતાં એ પશુનાં ધણો.
એક કુંજે નૃત્ય થાતું ઇન્દ્રિયોને ઉછાળતું,
અંગના હાવભાવોને આંખડીની વિલોલતા
નચાવે થનગનાવે આત્માઓ અંગના સમા.
ન્હોતી માનવની માઝા, હરાયાં પશુઓ હતાં.
કલ્યાણના ઊર્ધ્વપન્થે ધપાવે ઊર્ધ્વગામીને,
શુચિ સંગીતના ન્હોતા સૂરો અમૃતલોકના.
કામનાને પાંખ માને, માને સંયમને શિલા,
એવી અધોગતિની ત્ય્હાં આદરે આરતી થતી.
ભૂખલાં ભૂલીને ભ્રષ્ટ આરોગે આત્મરોગીઓ;
પીતાં'તાં માદીલાં મદ્યો ઘડીઘડીની ખેલડી.
કૂંપળોના પાંખપંખા, પુષ્પો કેરી પથારીઓ;
ડાળીઓ રમ્ય હિન્ડોળા, છપ્પરખાટ વેલીઓ;
ગહરી ઘટાશય્યામાં જૈ ને સેજ બિછાવતા.
રંગને રૂપ માને, ને કામને પ્રેમ માનતાં;
નીતિને બન્ધનો માને, અતન્ત્રતા સ્વતંત્રતા.
પાપ ને પુણ્ય ના પ્રીછે, અદ્વૈતીનેય દ્વૈત શાં?
બ્રહ્મને ભ્રમ ભાખે, ને પ્રભુને પાપ ઉચ્ચરે.

એમના આરસપ્હાણો કળણો–કર્દમો હતા.
વિબુધોને અબુધો, ને અયોગી, યોગીને કરે,
કારમો કામણગારો કામરૂ દેશ એ હતો.
ધર્મક્ષેત્ર કુરુક્ષેત્ર ન્હોતું એ નરવીરનું;
પ્રીછ્યું અનુભવે પાર્થે જાણ્યુ'તું સાંભળી જગે.
શીલને ને સંયમને જાણે દેશવટો દીધો.
અસ્થિરોને સ્થિર માની આરાધે ઓપ આંખના;
કલાનાં કામણો પૂજે કામનાનાં તરંગિલાં,
એ તો પરાજયો પ્રૌઢા, ન્હોતા જીવનના જયો.
પેખે ને પાંખ ખખેરે, વિલોકે ને વિમાસતો;
પાર્થને થૈ પ્રત્યક્ષ ત્ય્હાં પુષ્પમાંથી પરાગિણી.
કહ્યું સિત્કારના શબ્દે પાર્થને નિજ ગુહ્ય એ:
'પૂરે મનોરથોના સૌ અધૂરા ઓરતા અહીં.'
ઘૃણાની ઘ્રાણથી થાકચો ધનંજય ધ્રુજી ઊઠયોઃ
'દેવ થવાય ના ત્હો યે માનવી મટશો નહિ.'
અવગણી ઉપાલંભ પમરી ત્ય્હાં એ પરાગિણી.

'યોગી! અમારાં તનુ છે જ ઇન્ધનો,
અગ્નિ અમારા અણપૂરી આરઝૂ;
એનો જલાવ્યો જગ કામયજ્ઞ આ.
આયુષ્યના કો ભડકાની ઝાળ શું
મન્દિર છે આ અધૂરા જ ઓરતા.'

## અધ્યાય ૮ મો · અધૂરા ઓરતા

સંકોરી અંગો, ઢળી કૈંક પાલવ,
હૈયે પડ્યાં પુષ્પની દીપ્તિ દાખતી,
ને વાસુકિવેણુ જરા હલાવીને,
મયંકબોલે મદિરાક્ષીએ પૂછ્યું :
પ્રકાશતી'તી પ્રમદા પ્રભાઝરી.

[ઢાળ : ગેરવાની ડાળે રે ! રૂમડિયો ઝુંબિયો]

સુંદરવર સોહાગી વિહારીલાલ રઢે ચ્હડ્યો.
રૂપરૂપની મંડાય ત્ય્હાં રૂપલા રમતું જો !
પારથ જોગ રઢિયાળવો કો પાસા ઢાળે નહિ.
'જગના યાત્રાળુઓ ! જગત્‌નો કોયડો ઉકેલો જો !
સૂરજ ને ચન્દા કાં ન સોહે સંગ સોહાગિયાં ?
ભવના મુસાફર ! ભવ કેરી વાત કંઈ કહેશો જો ?
ભવછે ભુલામણી ? કે ભાવનાની કુંજ કોક કોડામણી ?
મનગમતા મેહુલિયા આભ ચ્હડી આવે જો !
વણવરસ્યા કેમ ઓસરે એ આભના મ્હેમાનિયા ?
વણમ્હોર્યો કેમ વિણસે વસન્તના મનોરથો ?
ઉત્તર-દખ્ખણ કેરા ધરતીછેડલા સરીખા જો !
ભવ ને ભાવના શાને સંસારમાં રિસામણે ?'
ફૂલડાં-ફૂલડાંની ફોરમતી ફોરમો ઝીલતાં જો !
પારથને વનવાટે એ પૂછતી પરાગિણી.

આભલનાં અંચળમાં તારલા વેર્યા જો!
એવાં આછેરાં અંગઅંગ અંબર ધાર્યા હતાં;
પાંખડીઓ ફરકે વસન્તના વાયુ ઝીલી.
વાદળી સરીખડાં ભર્યાં-ઝર્યાં નેણલથી જો!
પલપલતી પાંપણુની વીજળી ઝબૂકતી;
પન્થીને પાય પાલવ ઢાળીને ઢળી જતી.
માથે ગોરંભતો ગહુરો વનગોરંભો જો!
અજવાળાં ઝરતી વનજ્ળીઓ ઉજાસિણી.
વણખેડ્યાં અણુંવ શાં આભ ઊઘડતાં જો!
વણવીણ્યા તારલ શા ઊંડે ઉરમનોરથો;
બેલડી ને વન વહતાં'તાં એહ બે વિજોગિયાં.
પૂછતી પરાગિણી, પારથબોલ એહ ઝીલે જો!
ઝીલે ને ઝીણેરાંક શરને નિવારતો.
ફૂલડાં સમ બોલડમાં પમરે પરિમળો.
મેના પૂછે એમ મધુરી ગોષ્ઠે પૂછતી જો!
પોપટજી પમરે એમ પારથ પમર્યો ક્ષણું.
'વાટ માંહીં વીણતાં ભોગવે છે ભાગ્ય સહુ ભવમાં જો!
ભાગ્ય-ભાગ્યની છે ભોગભૂમિ ભવ્ય આ ભવાટવી.
કુરુક્ષેત્ર કારમું, ડગે ડગે જંગ ખેલવાના જો!
જય વરતા કોકને, વરે કોકને પરાજયો.
વણમાશી ઢળી જાય કંઇ ફૂલની કટોરીઓ.'
'વેલીવેલીના પછી તો તો સોહાગ આ શાને જો?

સુખનાસંસારિયામાંએવીવિજોગિણીશીઘટનાઘડી?
સુન્દરવર! સૌંદર્યો સરજાય છે શું ઢળી જવા?
ન્હાળો આ કુંજકુંજ બેલડીએ ઊભરાતી જો!
સૌને સંસારમાં શાને મળે ન ઉરબેલડી?'
પ્રશ્ન પ્રશ્નમાં મૂકે કામનાનું કિરણ પ્રમદા જો!
પૂછી, પૂછી પ્રશ્ન ઉર કેરાં સંકોરતી'તી ઇન્ધનો.
પથ્થરપૂતળા શો બોલનાં બાણ પાર્થ ઝીલતો જો!
પાય માંડતો જાણે જગત્‌ને ઘાટ કોક જોગી જતો.
ડોલે ઘટા વનવગડે વડથડ તો અડોલ્યાં રહે.
પન્થીના પંથમાં ઊભો'તો વેલમાંડવડો જો!
ઝૂલે ઝીણું વેલ, 'પાળે સરોવર હેલી જતું.
બેઠાં હિન્ડોળે એ ડાળને પાર્થ ને પરાજિણી.
પરિમળ પંખવો નાખે વસન્તના વાયુ જો!
એક ને અખંડ ઉરવ્યોમ મહીં વાગતી'તી ઘંટા જો!
વળી વળી આંખડીનાં વેણુ એહ પૂછતાં પ્રશ્નાવલિ:
'આયુષ્યે કેમ આ, યાત્રી! અધૂરા ઓરતા?'

રિસામણીના દળ શી રિસામણી,
માતંગિનીના મદવંતી માનિની,
રિસાય, વંકાય, મનાય ન્હોય તે
હુતાશ શામે નહિ એહના કદા;
રહે આત્મદાઝયા અધૂરાજ ઓરતા.

## અધ્યાય ૯ મો • અધૂરો યજ્ઞ

કામાક્ષીની જ્યોત જગાવવા ઉરે,
પ્રદીપ્તવા એહ અદીપ્ત અગ્નિને,
ધૂમી ધુમાવી વન મ્હેક મ્હેકતા
કહે પછી પૂર્વકથા પરાગિણીઃ
વસન્તનાં આંગણાંમાં વિરાજીને.

'અધૂરા ઓરતાનું છે યાત્રી! આ અમ મંદિર.
પૂર્વનાચે પૂર્વકાળે એક વેળા હિમાદ્રિમાં
દક્ષરાજે યજ્ઞ માંડ્યો જગતની દેવભોમમાં.
સોળે સહિયરો સંગે ઉમા ત્ય્હારે ગયા હતાં;
જાણે છે જગ, ગૌરી ત્ય્હાં હોમાયાં પિતૃયજ્ઞમાંઃ
પનોતા મહિયર-મ્હેલે સ્વામીના અપમાનથી.
અંગમાં યજ્ઞની ઝાળો, અપમાનાગ્નિ અન્તરે,
દિશાઓ ઢૂંઢતી ત્ય્હારે સહીઓ ગૈ દિશેદિશે.
કામાક્ષી કામરૂદેશે આવ્યાં આ પૂર્વ પ્રાન્તમાં;
તીર્થયાત્રી! અહીં પ્હેલી પરે છે પ્રાચીની પ્રભા;
માટે જગજોષી આને પ્રાગ્જ્યોતિષ્ કહે સદા.
બ્રહ્મપુત્રી બ્રહ્મપુત્રા અખંડ નીર નિર્ઝરે;
હિમાદ્રિની પાદભોમે પાથર્યાં છે મહાવનો.
કામાક્ષીએ વન વાસ્યાં નરભડકી નારીએ
ઘોર નિર્જનતા સેવી – ઊંડા એકાન્તની ગુફા.
ન્હોતું કૈં રૂપનું ભાન તો હોયે રૂપગર્વ શો?

નરદ્વેષી થઈ નારી નર આઘે વસી વસી.
ન્હોતાં ત્ય્હાં નર કે નારી, એક નારાયણી હતી.
સરિતાએ જાય સ્નાને, ગૌરવી ગિરિએ ચ્હડે,
રમાડે વાઘણ-વાઘ, રમાડે હાથી-હાથણી.
એકદા પૃથ્વીભ્રમતા કોક અવધૂત આવિયા;
આગન્તુક યાત્રી જેવો આભમાં મેહુલો ઊગ્યો.
પૌરુષ ઊછળે અંગે, નેત્રે નરત્વ નીતરે;
મહાકાય, મહાભાવ, ગૌરવાળો હિમાદ્રિનો.
વિચરે બ્રહ્મવર્ચસ્વી વનોમાં વનરાજ શો.
કંઈ સંવત્સરો વીત્યે નારીએ નીરખ્યો નર;
કોડભરી કામાક્ષીને હૈયામાં વાગી વીજળી.
ભોમે ભમે-ભમે દેવી એ અવધૂત પાછળ;
પૃથ્વી ને પાણી પેખે એ, પલ્લવો કો ન પેખતો.
ન્હાતા'તા એક દા જોગી નીરમાં બ્રહ્મપુત્રીનાં;
ન્હાતાં'તાં પડખે દેવી કામાક્ષી કાન્તિ ફોરતાં.
જોગીને જડ શા દેખી, દેવીને દેખી દામણી,
મહાપૂર નીરમાંથી નીસરી નીર-અપ્સરા;
ને નિજ અંજનો આંજ્યાં, દેવીને-અવધૂતને.
ચન્દ્રમાની ચન્દની શાં, નાખ્યાં નેણ પરસ્પર;
દીઠી ત્ય્હાં દુનિયા બીજી, ભૂમિનાં ભાગ્ય ઊઘડ્યાં.
મેહુલાની ધાર જેવી અંજલિ છાંટી નીરની;
અંગના ઓરતા જાગ્યા, જાગી પોઢેલી ઊર્મિઓ.

ભમતાં દંપતી જેવાં ત્ય્હારથી વગડે વને.
ગિરિશૃંગે ગીત ગાયે,. ગુફામાં ઘર માંડતાં;
ઝરયા કરે ઘટાઓમાં, વિભૂતિ વનની વીણે.
જન્મ્યુ સૌભાગ્યનું રાજ્ય નારીને નરદેવીને
પછી માંડયો મહાયજ્ઞ ગિરિને શિખરે અહીં;
વણઉઝયા અગ્નિઓનો વાત્સ્યાયન મહર્ષિનો.
બેઠાં હતાં એક સાંજે ગિરિશૃંગે વિલાસીઓ;
જોતાં આથમતો સૂર્ય વર્ષાવેયો બભૂતિયો.
પડી હિમાદ્રિના તેજે દૃષ્ટિ ત્ય્હાં અવધૂતની;
અપ્સર-અંજનો ધોયાં એ તેજે અવધૂતનાં.
ને પછી અન્ધારઘેરી મેઘલી મધ્યરાત્રિએ
'બ્રહ્મ' બોલી અવધૂત ગયો અન્ધાર ખેડવા.
મૂકી એકાકી એકાન્તે દેવીને છેતરી છળી.
છેતરી છળથી છોડી પોઢલી નિજ પાર્શ્વમાં,
મૂકી એકાકી એકાન્તે નારને વગડે વનેઃ
યોગ્યાયોગ્ય કહો યોગી! એ કેવું નર-કર્તુક?
જાગી દેવી પ્રભાતે ત્ય્હાં પ્રભા સંગે પ્રભાવતી,
પેખી ભરી ગુફા સૂની આંખે અન્ધાર ઊભર્યાં.
મહાઅન્ધારનો ઘેરો દીઠો આયુષ્યઘેરતો.
ગિરિએ ચ્હડી જોયુ તો પેખ્યાં જ્વલંત ઈન્ધણાં;
પડયો'તો 'અધૂરો યજ્ઞ' આયુષ્યના ઉજાસ શો,
દાઝી એ આળ દેખીને, દાઝી અંગાર-દર્શને;

નરઘેલી ચતુરાએ, કે નરે છેતરી મને.
શોધી વનઘટા સૌ, ને શોધ્યાં સૌ ગિરિગહ્વરો;
ઢૂંઢ્યા અવધૂતાગારો દ્વીપમાં જળઝુંડમાં.
પડી'તી નિર્જનતા ત્ય્હાં, ને સૂનકાર ગાજતો.
એ રાતે ઘટાશય્યામાં અકારું જગ આ થયું;
ચિતામાં પુણ્ય ચેતાવ્યાં, પરબ્રહ્મ થયો ભ્રમ;
નખરાંથી નચાવાનાં પુરુષો પૂતળાં થયાં.
અધૂરા યજ્ઞનું લૈને ઇન્ધણું અરધું જળ્યું,
બાણવાગી વાઘણ શી ઘૂમી પછી વને વને.
જલાવ્યાં શૃંગનાં ઝુંડો, પ્રગટાવ્યો ગિરિદવ;
પ્રજાળી બ્રહ્મપુત્રાને, પ્રજાળ્યાં વન પાર્થિવ.
થયું એ ગર્વઘેલીને, પ્રજાળું પૃથિવી બધી:
એમ વીત્યા દિનો કૈં કૈં, ઢાળી મધ્યાહ્નઅગ્નિઓ.
અંગઅંગે ઊઠે જ્વાળા દઝાડે જગ દાઝીને;
આયુ પ્રજાળતો જાણે ગાયો દીપક રાગ શું!
અધૂરા કામના-યજ્ઞે દેહમાં ઇન્ધનો જલે.
પછી વાઇ કામશીંગી કામાક્ષીએ વને જગે.
આશાભંગે મટી દેવી કામાક્ષી કામિની થઇ.
અધૂરા ઓરતા કેરું અહીં મંદિર માંડિયું;
આરઝૂનાં અર્ધ્યનોથી આદર્યાં દેહપૂજન.
એ પછી થઇઓ કૈં કૈં કામાક્ષીની પૂજારણો;
અધૂરા યજ્ઞમાં સૌ એ હોમે છે નરનારને.

પૂર્ણિમાએ પૂર્ણિમાએ ચન્દ્રની ચન્દ્રિકા પીતી
નારી એ નરગર્વીલી વરે નિત્યે નવા વરો.
વહન્તી બ્રહ્મપુત્રાનાં નીરમાં લખતી જતી
કરે છે કામસૂત્રોની સન્ધ્યા-સન્ધ્યા સમે કથા.
સદાનો અધૂરો યજ્ઞ અમારો એહ યોગી! આ;
રૂપનો, રસનો, ચારુ સૌન્દર્યનો, સુહાગનો.
કામાક્ષીની કામનાઓ જલે છે નરનારમાં;
અમારું મન્દિર આ એ જ્વલન્તી જગજ્જ્યોતનું,
દેહ ને મનની કુંજે માણે છે મનમોજીલાં.

રહ્યો અધૂરો અમ રૂપયજ્ઞ એ,
રહ્યા અધૂરા અમ આશુઓરતા;
પછી અમારી, ત્યમ ધન્ય અન્યની
સૌન્દર્યના ભોગની ભૂખ પૂરવા–
માંડ્યું મહામન્દિર આંહીં દેવીનું.'

કામાક્ષીની કથા પાર્થ સુણતો, સાર સંચતો,
ઝૂલતો'તો વેલઝૂલે યોગી શો અન્તરે ઢળી.
મર્મ આલોચી આલોચી અમૃત અન્તરે ભરે;
શિલા શી પ્રતિમામાં એ થતું કથાનું મન્થન.
સૂક્ષ્મદષ્ટ ચખે પેખી ચતુરા ચિન્તવી ગઈ;
વર્ષાવી સહુ વર્ષા એ કથાની ઝડીઓ વૃથા.
રોમાંચકારી હેલીએ રોમ કો ફરક્યું નહિ;
વાતોના એક ફોરાએ અણુયે ભીંજવ્યું નહિ.

સૂક્ષ્મતામાં રમન્તો એ દીઠો સૂક્ષ્મવિહારીને.
ઊઠી એ વેલઝૂલેથી માયામૂર્તિ પરાગિણી;
યોગીને સૂક્ષ્મમાં લૈ ગૈ સ્થૂળની કામકુન્જથી;
સુગન્ધો ઢોળી, આકર્ષી સૂક્ષ્મ વિહારનાં વને.

અંગાંગની દેહલીલાકલાપરા,
મેધાવી, પ્રજ્ઞાભૃત, પાર્થ યોગીને
પુરુષ પ્રજ્ઞાગહરી પરાગિણી
લઇ ગઈ સૂક્ષ્મ વિહારનાં વને;
લાવણ્યની લોલ મયંકકુંજમાં.

## અધ્યાય ૧૦ મો · મયંકકુંજમાં

કામાક્ષીનાં કામણગાણુ વર્ષતી,
મહર્ષિ વાત્સ્યાયનને સ્મરાવતી,
વિલાસના આતમવૈભવે ભરી,
હતી મનોવેધી મયંકકુંજ એ;
મહામનોવેગી જ, પ્રેરણાપ્રભ.

'ત્હાળો યાત્રી! અમારાં આ મયંકકુંજનાં મધુ'
પરાગિણીપ્રેર્યો–દોર્યો ધીરબુદ્ધિ ધનંજયે
પાય ધાર્યો પુષ્પકુંજે ત્હાં ઘેરાયો પરિમળે;
ચન્દ્રિકાનાં ચન્દનો ત્હાં મ્હેકતાં'તાં મનોહરાં.

અદીઠાં આભમાંથી કો અદીઠી ઝર્મરો ઝરે,
વસન્તની વાદળી ત્ય્હાં વર્ષે એવી વસન્તિકા;
પ્રાણ્પ્રાણ જગાડે, ને આરઝૂ સળકે ઉરે.
પરાગો પુષ્પને ઘેરે, એવો ઘેર્યો જ પાર્થને;
ક્ષણ પ્રજ્ઞા ઝખવાણી, ઝંખવાતાં ઝગી ઊઠી.
ઘેરતા જગને ઝાંખ્યું-ઝાંખ્યું અડોલ આંખથી.
અદશ્યીલા ઝૂલણે કો ઝૂલતું'તું સરોવર;
વાયુની લહરી જેવાં લ્હેરિયાં લેતું લ્હેકતું:
નીરમાં છાંય ઢાળી ત્ય્હાં ઝૂલતો જગનો ઝુલો,
પોયણાંનાં ઝુંડ-ઝુંડે, ઘટાઘટાની ઘેરમાં,
રસીલાંની પૂર્ણિમા શા ચન્દ્રમા ચમકન્ત ત્ય્હાં.
તરંગાવળની છોળે છલન્તો રસમન્ત્ર શો,
અક્કેકી પોયણી સંગે અક્કેકો ચન્દ્રમા હતો:
પરસ્પરનાં નેત્રોમાં હસે, પણ અડે નહિ.
પાર્થને વિસ્મય વાધ્યાં પેખી એ કુંજ ને સર;
વાંચી એ વિસ્મયવેણ પછી બોલી પરાગિણી:
'અમારા આગન્તુક છો, તીર્થ છો પરતીર્થના;
અમારી ભોમમાં એવાં વારુ વિસ્મય શાં દીઠાં?
સુગન્ધોના ઘેન પાતી ઘેરી મયંકકુંજ તો
રસિકોના રસયોગે આ છે પ્રથમ ભોમકા.
અંગના સ્પર્શની આણ, અહીં છે અમ દેવીની.
ત્હમારા જગમાં- જેવા નેત્રસંભોગ નેણના,

અમારે અહીં છે એવાં નેત્રનાં નેત્રયોગીઓ;
અંજનો આંખમાં આંજે, હસે, રમે પરસ્પર;
એકબીજાની કીકીમાં છબીને ન્હાળી રીઝતાં
દેહ-છાલકથી મ્હોટી ઉછાળે નેન-છાલકો.
કામની પગલી પ્હેલી સ્પર્શપરા વિલાસ છે;
ઉરે અગ્નિ જલે એહ દહે દેહ અસંયમી.
અન્તરે કામ પ્રજ્જ્વાળી દેહ પ્રજ્જ્વાળીએ પછી
યાત્રી! ન્હાળો નેણ માંડી સ્પર્શપરા સુહાગ આ;
પ્રફુલ્લેલાં પારખજે પુષ્પો પુષ્પપરાગમાં.
ને પાર્થે ન્હાળી નેણે એ નયનભોગની ભૂમિ.
રસીલાંનું એક યુગ્મ તરે સરે સજોડલે.
નીરના ઊછળાટોમાં તરંગે તરતું જતું;
એમ સાન્નિધ્યસંલગ્ને ઊડન્તાં અન્તરિક્ષમાં.
ચન્દ્રિકા છલતી છોળે ચન્દ્રની કોક કુંજમાં,
નર કો તન્ત્રીને છેડે, ગાતી'તી ગીત નાર ત્ય્હાં:
પૂરી એમ સૂરે સૂર ઊડતાં અન્તરિક્ષમાં.
નીતરે નમતા મેઘ, ઝૂલતાં વાદળી ઝરે;
ભર્યાં અશ્રો શી મુદ્રાઓ નિર્ઝરે નરનારની:
ઝણેઝણ ભીડી એમ ઊડતાં અન્તરિક્ષમાં.
લોલવિલોલ નેત્રેથી નેહ-નીતરતો નર
વદે અન્તરનાં વેણ, વેણ એ નાર વાળતી:
વેણેવેણ ગૂંથી એમ ઊડતાં અન્તરિક્ષમાં.

ડોલાવે અંગહિન્ડોળે હૈયાના હાવભાવને,
નૃત્યના નરના ભાવ નાર કૈં ડોલતી ઝીલે:
એમ ભાવે ભાવ પ્રોઇ ઊડંતાં અન્તરિક્ષમાં.
કરે કૌતુકની વાર્તો કલ્પના-રંગીલો નર,
નારી ત્ય્હાં હાસ્યના વેરે મોતનથાળ નૌતમ.
એમ હાસ્યે હાસ્ય ઢોળી ઊડંતાં અન્તરિક્ષમાં.
સુકાને નાર બેઠી'તી, હલેસાં નર નાખતો;
સરને સરના આરે ન્હાળી ન્હાળી ન્હળાવતાં;
એમ આંખે આંખ જોડી ઊડંતાં અન્તરિક્ષમાં.
માધુર્યના પુષ્પ જેવી નાર તો ગૌરવી ગિરા;
નર એ નારીકાન્તિમાં મર્મઘેલો રમે ધ્વનિ;
નારમાં નર ધ્વન્યાર્થે રમન્તો શબ્દદેહમાં.
કરે વસંતની વાતો કુંજેકુંજેથી કોકિલા,
દેહકુંજે એમ બોલે કોયલો નરનારની.
ભૂખલી તરસી આંખે પીએ—પ્રાશે પરસ્પર.
ઘટા ઘટામાં દીપન્તા એ મયંક-મયંકિની
સ્ફુરે વિશ્વે ચન્દ્રિકા, સૌ ગૂંથાતી આભમાં ઊડે:
ગૂંથાયે ને ઊડે એમ મુદ્રામુદ્રાની કાન્તિઓ.
બે આરા બ્રહ્મપુત્રાના ઝમન્તાં ઝરણાં ઝરે,
ઢોળાયે નદીનાં નીરે, ને મહાપૂરને પૂરે.
મ્હાલતાં સૌ મહાપૂરે અન્તરોને ઝરી ઝરી.
ભમી કુંજે નિકુંજેમાં, ઘૂમી છટાછટા મહીં,

પીતાં'તાં આભલ આરે પાર્થનાં નેણ-દર્શન.
ઉરના ઓરતા પેખે પેખે અંગમનોરથો.
પેખે, પેખી વિમાસે, ને વિષાદે વીજળી ઝગે;
'કામનાનાં ઘણુ છે આ, માનવી-મહિમા નથી;
જશે યોગેશ્વર-અંધ કામીને માનવી કરી.'
પછી પાય ભરી થાકી પમરતી પરાગિણી;
ઝૂલતી વેલ જેવી તે થડ શી થાંભલી થઈ.
ઝંખવાણી કલા ઝાંખી અપ્સરા આશવેલડી.
ચન્દ્રિકા ચમકી એવે, પ્રકાશી કુંજની પ્રભા,
મ્હોરિયા તેજના મોર કુંજે પલ્લવ-પલ્લવે.
'પધારો' મોરલો બોલ્યો, 'પધારો' મયૂરી વદી;
પુષ્પોએ પાંખડી વેરી પાથર્યા પટ પાયમાં,
પરાગિણીના પાર્શ્વ ત્યહાં આવી ઊભી પૂજારિણી.
ચન્દ્રમાંથી ચન્દ્રમૂર્તિ પધારી શું ધરાતલે!
ડોલતી વાસુકિ-વેણુ, ફોરતાં અંગ ફૂલડાં
પુષ્પ શા પાવલ વેરે પન્થમાં પુષ્પપાંખડી;
દિશા દિશા રહી મ્હેકી પદ્મણીના પરાગથી.

ઊગી શું આસે પ્રભામૂર્તિ પૂર્ણિમા!
કે બ્રહ્મપુત્રાની પધારી અપ્સરા!
ઝળાંમળાં વીજળી જ્યોત આવીને
વિલોલ લાસ્યે ઊભી ત્યહાં પૂજારિણી:
મયંકમાંથી ઝરી શું મયંકિની!

'ન્હાળો યાત્રી! અમારાં આ મયંકકુંજનાં મધુ.'

## અધ્યાય ૧૧ મો - આમન્ત્રણ

સૌંદર્યની છાંયડી અંગ ઓઢીને,
મુદ્રા મહીં કૈં કળીઓ ઉઘાડીને,
લાવણ્યની કોક લતા લળી લળી,
અર્પન્તી ત્હાં નેણુલનાં જ નોતરાં:
વસુ વધાવી વસુધા સમી નમી.

હતી જાજ્વલ્યની જ્યોત કામાક્ષીની પૂજારિણી.
જેવાં મયંકનાં બિંબો મયંકકુંજ દીપતાં,
એમ એને અંગઅંગે ચન્દ્રમા ચમકી જતા.
મદભરી માતંગિની ઝુલે જરીની ઝૂલમાં,
મહાજ્યોત મહારાણી જ્યોતિમાં એમ ઝૂલતી.
અશ્વિણીની ફૂલક્યારી નિર્ઝરે જેમ ફૂલડાં,
ફૂલનાં ઝરતી ફોરાં એહ વસન્તવાદળી.
પધારી ચન્દ્રિકામાંથી સંકોરી પટ ચન્દ્રીનો.
નિધિથી પ્રગટે લક્ષ્મી સહસ્રદલ પદ્મમાં,
આવી એવી મહારાણી ચન્દ્રિકાના પયોદથી.
દેહના પદ્મથી એને પાંખડી પાંખડી ફૂટે.
બીજની ચન્દ્રલેખા શાં નેણાં હતાં અમીઝરાં;
બીજની ચન્દ્રલેખા શી હાથે કટોરી હેમની.
જગત-જયિનીના પાયે પધારી એ પયોધિણી.
પાર્થે જાણ્યું, પાપ ઊગ્યાં પૂર્વનાં કોક આ ભવે.
'પધારો, યાત્રિકદેવ! માણો મયંકકુંજને;

અર્પશું ઉર-આતિથ્યો પધારો ને પીઓ સુધા.'
સુગંધમીઠડું બોલી હસી મદે સુગન્ધ શી.
'સલૂણી એ ઉલૂપીની સખી છું હું સુવાસિની;
ઘેરાં અમ અમી પીતી ઊલૂપી ઊછરી હતી.'
પૂર્વનાં સ્મરણે પાર્થ ઝંખવાણો ક્ષણેક ત્ય્હાં;
વીર ને યોગીની વાણે પછી બોલ્યો ધનંજયઃ
'એ પછી તો જીત્યા, જંગો સંહારો તરી ઊતર્યાં;
એ પછી તો વસન્તો કૈં ઊગી ને આથમી ગઈ.
વાવતો યોગેશ્વરના યોગને તીર્થતીર્થમાં
છે આ યોગેશ્વરસંઘ, હુંયે જોગી જમાતનો.
આવિયાં સૂર્યને દેશે ઝીલવા ભર્ગ સૂર્યનાં.'
'તો છિયે એક-જ-પન્થી આપણે યોગી યોગનાં.
અમો છૈં યોગનાં યોગી, ક્ષણનાં ન વિયોગિયાં;
સુરતા એક સંસારે, અસ્તિત્વે-વસ્તુવાસ્તવે.
કાલ તો ઊગશે ત્ય્હારે, અમારે સાચી આજ છે:'
ને સુખને મરકલડે મહારાણી ઝરી મીઠું.
નીર્ખી આયુષ્ય-આરેથી પરાગોને ઢળી જતા
પરાગ શા સિત્કારે ત્ય્હાં ટ્હોકી પછી પરાગિણીઃ
'નથી ઊગ્યો, મહાદેવી! ચન્દ્ર આ ચન્દ્રકુંજમાં,
પરમે પૂર્ણિમાપર્વે પરમ પ્રેમઉત્સવે
વારુ વસન્તપ્રાસાદે આમન્ત્રીશું અતિથિને;
મનના મહેમાનોને મનો-આતિથ્ય અર્પશું.

સંઘ જોતો હશે વાટ, આજ્ઞા દ્યો જાય સંઘમાં;
પૂર્ણિમાએ જૈશ પાછી આમન્ત્રણે વસન્તને.
સિધાવો, યાત્રિકદેવ! પાછા પર્વ પધારજો!'
આંખમાં આંખડી પ્રોઇ, બ્હાંયમાં પ્રોઈ બ્હાંયડી,
ચન્દ્રિકાના પટ ચીરી સિધાવી સખીઓ વને.
ચ્હડાવી પ્રાણપ્રત્યંચા વીંધનો ઘેરી ચન્દ્રિકા,
છૂટચા નિર્મળ નિર્દોષી કો અપરાધીના સમો
ચોગીપાયે ગયો પાર્થ દેવીના અતિથિગૃહે.
ચિન્તાભારે ચક્ષુએ ત્ય્હાં જોતો'તો સંઘ વાટડી;
પૂરેલો ત્ય્હાં ફ્લાહાર પત્રાવળે પડચો હતો.
ભભૂકે ભભૂકા ભાલે, આંખે ભૂલભુલામણી;
અંગે ઝાંખપમાં તેજ, તેજમાં પડી ઝાંખપો;
સંઘમાં આવિયો પાર્થ વનઘૂમન્ત સિંહ શો.
હરિ જાણે જીતી આવ્યો, સંઘ જાણે ભૂલો પડચો;
આનન્દ્યાં સૌ, વાળુ કીધાં, બેઠાં વર્તુલવૃન્દમાં.
ભદ્રા ભદ્ર અંગુલિએ સમારે વિખરી લટો;
પછી કહી કથા પાર્થે ઘેરી મયંકકુંજની.
'તેજ એ, કે તેજાભાસ? વ્હાલ, કે વણસાડ એ?
આતિથ્ય કે અનાતિથ્ય? આદર, કે અનાદર?
દીસે સૌ દેદીપ્યમાન, ઝાંખું ઝાંખું હતુ છતાં.
ઘેરી હતી ઘટાઓ સૌ આભમાં ચારુ ચન્દ્રિકા;
ત્હોય એ પડછાયા શી પૃથ્વીમાં પડતી હતી.

હતું સત્ કે અસત્ એહ? વસ્તુ કે છાંય વસ્તુની?'
થાકેલા પાર્થે હરિને પ્રશ્ન પૂછ્યો અનાદિનો.
'પરમે પ્રીછજો 'એહ' ગૂઢ ભાવે વધ્યા હરિ.
'આજની મધ્યરાત્રિની ગાઢ નીંદરને તરી
પ્રભાતની પ્રભામાં જે રહે તે સત્ પ્રમાણજો.
ગૂંથેલું સત્-અસતનું આ જગત્ છે વનઝૂમખું'
પછી પડ્યો બીજો દિન; સરે ન્હાયાં, વને ગયાં;
ગજાવી મંદિરે ઘંટા, આરતી ઉરથી કરી.
સૃષ્ટિ-સોહામણો સૂર્ય ઊગ્યો ને આથમી ગયો.
ને પછી પૂર્ણિમા ઊગી પર્વણી પૂર્ણ ચન્દ્રની.
પડતી એહ સન્ધ્યાએ આભના ઘાટઘાટથી,
સૂર્યે કીધું ચન્દ્રને કૈં, ચન્દ્રે કૈં કીધું સૂર્યને.
ને પછી છળછળિયાં ચન્દની પૃથ્વીમાં પડી,
પરાગોની પગલીએ પધારી ત્ય્હાં પરાગિણી.
'મોકલી મહારાણીએ આપ આમન્ત્રણે મ્હને;
પધારો દેવીપ્રાસાદે કામાક્ષીનો પ્રસાદ લ્યો.
આજ વસન્તપ્રાસાદે છે પૂર્ણિમાની પર્વણી;
અમારી રાજરાણીનાં ન્હોતરાં છે વસન્તનાં.
અમ દેવી આમન્ત્રે છે સંઘના મ્હોડવી સહુ;
પધારો પર્વોત્સવમાં ચન્દ્રની ચન્દ્રિકા પીવા.'
સૌએ જોયાં નેત્ર સૌનાં, રશ્મિએ રશ્મિને પૂછ્યું;
પેખતાં જ હરિએ ત્ય્હાં પારખ્યો નેત્રપ્રશ્ન એ.

ઊઠયા; લીધો યાત્રીદંડ; 'સજ્જ થા', પાર્થને કહ્યું;
ગયા સખાઓ રાત્રિમાં, વન્દીને ઝીલી વન્દના.
રુક્મિણી ને સુભદ્રાને કહ્યું 'જૈ આવિયે અમે.'
શિલાશીર્ષે શિલાપાય પાર્થ પાડે વિમાસતોઃ
'હરિવર છે સંગાથે, વાગે છે અનભે પડો.'

વનાન્તની વૈભવિણી વિભૂતિઓ
કહે 'પધારો' પ્રભથી પ્રકાશતી;
વેલી નમી આદર દે પરિમળે;
વસન્તની વાદળી શી વિહાસતી
અખંડ આમન્ત્રણ આંખડી ઝરે;
આમન્ત્રણો ત્યહાં અધૂરાં જ વેણનાં.

## અધ્યાય ૧૨ મો · વિલાસનું વન

ક્ષણ મહાપૂર સમી પૂરે વહે,
લ્હેરે ક્ષણ લ્હેરખડે લહેરતી;
કે પૂતળી એ હતી જૂઈ-જાઈની?
ને મંદ હાસ્યે મલકે વસન્ત શી.
વસન્તની વૈભવિણી પૂજારિણી.

વિલાસવનમાં રૂહે છે વિલાસોની મહેશ્વરી
સલુણી સખીઓ આને કહે છે વસંતનું વન.

અને અહીં ઉતારી છે છાયા નિત્ય વસન્તની,
તત્ત્વતઃ પૃથ્વીનું એહ હતું વિલાસનું વન.
પરાગિણીએ પિછાવ્યું પાર્થને કૃષ્ણચન્દ્રને
નારીઓના અંગ જેવી ક્યારીઓ મ્હેક મ્હેકતી;
પાથરી'તી કુંજકુંજે ફૂલડાંની પથારીઓ.
રૂપ રસ સુગન્ધોના કોર્યો'તા રંગસાથિયા;
રેખાવળો રંગોળીની જાણે પૃથ્વીતલે પૂરી.
માંડી ડુંગરના દુર્ગે, સોહાગી એ ખીણે સરે,
રોપ્યું'તું ધારની ધારે ચારુ ચન્દનનું વનઃ
જાણે રોપ્યો હતો આણી ઉખાડી મલયાદ્રિને.
આભ સ્હોતો ઊગે ચન્દ્ર, સન્ધ્યાએ સૂર્ય આથમે;
વીણતા વસુધાના ત્ય્હાં પરાગોને પૂજારિણી.
પૂરે પૃથ્વીપરાગો ત્ય્હાં અંગની ક્યારી ક્યારીએ.
પછી ચંપકના છોડ ઊભા'તા વાડ વાળીને;
ભમન્તા ભમરાને એ નિવારે દૂરદૂરથી.
મનની મોજનાં મોજે રમંતી ત્ય્હાં મનસ્વિની.
ઘટાઓના ઘેરવન્તી પાથરી આમ્રપલ્લીઓ;
ડાળીએ ખાતી હિન્ડોલા કોકિલા પ્રાશી મંજરીઃ
મદોન્મત્ત પ્રમદા શી ઢોળતી માધુરી વને.
'સોહાગી સહીઓ આને કહે છે વિધિનું વન;
સર્જાયે અહીંયાં ભાગ્ય રસીલાં નરનારનાં:'
મધુમીઠા પરાગોને વ્હેતા મૂકે પરાગિણી.

ઘટાઘટાનાં ઝુંડોમાં ગુફાઓ ભાગ્યની હતી,
કૃષ્ણે નીર્ખી, પાર્થે નીર્ખી, નીર્ખીને નેન ઢાળિયાં
અધપડિયાળી આંખે વિચરતા હતા સખા
'વારુ વાને જશે વાગી કામાક્ષીની પૂજારિણી,
અમારી મહારાણીએ પેખે અધપડિયાવળી:
અડધી અન્તરે ઢોળે, અડધી આંખ પૃથ્વીમાં'
સખીએ મહારાણીની ચેષ્ટાઓ ચક્ષુની કહી
નમન્તા આમ્રપત્રોની રેખાઓ હરિ વાચતા;
જાળીમાથી ઘટાપાર અભ્રને પાર્થ ભાળતો.
સખાઓને પરાગો ત્યહાં ઢોળતી'તી પરાગિણી
ના ઘડાયા સખાઓના ભાગ્ય એ વિધિનાં વને
કાળકાળ મહાકાળે ઘડ્યા'તા ભાગ્ય એમનાં.
યોગેશ્વરો યોગપાયે જતા કામાક્ષીનાં વને.
પછી તો માલતીકુંજો, ગુફાઓ જૂર્નજાઈની,
આછા અન્તર્પટે સ્હોતી આમન્ત્રતી અતિથિને
પાર્થે જોયુ કૃષ્ણનેત્રે, હરિએ વ્યોમગહ્વરે.
'રસીલાની રસકુંજો આ અમ રાજરાણીની
આવે જ્યહારે અમ મ્હેલે અતિથિની જમાત કો
સખીઓ સંગમાં લૈને રાજરાણી રમે અહીં,
કુંજો છે રસીલાસૂની, વિધુરા આજ છે વનો.'
નિશ્વાસને નેણુલે એ ન્યહાળતી કુંજકુંજને.
'આવ્યા છે અતિથિપુષ્પો, વીણાતા પણ શેં નથી?'

વૃત્તિને એ વારવાર પૂછતી'તી પરાગિણી.
અનુત્તર હતું હૈયું, બુદ્ધિ હતી અનુત્તર;
અનુત્તર હતાં એને વડાં સૌન્દર્યનાં વનો.
આગન્તુક એ પેખાતાં એહની બુદ્ધિપારનાં
વિલાસની વાડીઓમાં પટા પાડ્યા વિલાસના,
કામીની કામના જેવા, માર્ગો વને પડ્યા હતા.
યોગીના પાવલ પાડી સખાઓ ત્ય્હાં જતા હતા.
એમ જતાં જતાં આવ્યા વસન્તવન-મધ્યમાં;
છાયા વસન્તની કુંજે રહેતી'તી ત્ય્હાં મહેશ્વરી;
શિખરે મ્હેલ માંડીને ન્ય્હાળે વિસ્તાર પાથર્યા.
'જુઓ આ અમ પ્રાસાદ આભને કોરતો મ્હણે:'
દાખવ્યો દિલ શો મ્હેલ અંગુલિ કિરણે કરી.
પાર્થે પેખ્યો રણસ્તંભ કૃષ્ણે નિધિઝરૂખલો;
પેખી નિજ મનોમૂર્તિ સખાએ મ્હેલદર્પણે.
'અને ઝંખાય ત્ય્હાં ઝાંખો ચન્દ્રમા રાજરાણીનો;
ઝરૂખાને તેજ-ઝૂલે લીલાં લીલમને ઝૂલે:
ગૂઢ અનંગના રંગે અંગ હિન્ડોલ ડોલતો.
પૂર્ણિમાના ચન્દ્ર જેવી દાખવે રાજચન્દ્રિકા
દિશે દિશે રશ્મિબાણો નાખતી'તી વિભૂતિનાં:
વહે આદરનાં વેણ એ ક્ષણે એ ક્ષણેક્ષણે.
બોલી સત્કારનો બોલ એવે વસન્તકોકિલા;
ટ્હોકી કુંજ જગાડીને વૈતાલિકા વસન્તની.

જાગી દિવાસ્વપ્નમાંથી જોયું હૈયાની વાટમાં,
આંખડી ભરી આવન્તો ત્ય્હાં હૈયાવાસીને દીઠો.

સહસા ઊઠીને આવી મહારાણી મહેલથી.
વીજળીની વેલનેયે કીધા શું દીપ દીવડા,

મ્હોડ્યા હેમલતાને કો પત્રે પત્રે શું હીરલા;
ચાલતી એવી વેલી શી અંગથી ફૂલ વેરતી.

દિશાઓએ દીઠુ હર્ષે આવિયો ચારુ ચન્દ્રમા;
ઊગિયો ચન્દ્ર એવી ત્ય્હાં વનોમાં ચન્દની ઢળી.

વીંધીને વનછાયાઓ, સ્મિતની જ્યોત નાખતી,
અંગ આમન્ત્રણા બોલે, આખડી પ્રાર્થના ઝરે;

સખાઓ સન્મુખેઆવી ઊભી રૂહે રાજરાણીએ;
ઢળી આદરની ડાળી ઝૂમખે ઝૂમખે લળી.

વહન્તી દેહવેલેથી વસન્તની વસન્તિકા.

સૌન્દર્યપાંખે સરતી'તી સુન્દરી,
વસન્તપાંખે વહતી વિલાસિની;
સંગીત શી સ્હોરમ ફેરતી હતી,
સાંનિધ્યનાં યે સુકુમાર સોણલાં;
છતાં અધૂરુ કંઇ ભાસતું હતું.

અને અહીં ઉતારી છે છાયા નિત્યવસન્તની:

## અધ્યાય ૧૩ મો · કોડામણી

સહસ્રધારે ઉરને ઉછાળતી,
જયન્ત નેત્રે જગને નિહાળતી,
સૌન્દર્યની સાગરછોળ નાખતી,
કોડામણી એ હતી કોડની કલાઃ
જાણે વસન્તાનિલ વીજળી ઝરે.

પછી વસન્તપ્રાસાદે ત્ય્હાંથી સખીસખા ગયાં,
સખીઓ રૂપની માર્ગે પ્રભા પાથરતી જતી;
ચન્દને ચન્દને ન્હાતા સખાઓ સૌમ્ય ચાલતા,
કામનાનાં પુષ્પપુષ્પો વેરેલાં પન્થપન્થમાં;
જાણે કોડામણીની કોડની કળીઓ પડી,
કોડનાં કિરણો માર્ગે વેરી કોડામણી જતી
મ્હેકતી'તી કેવડાના સુગન્ધો ને સુવર્ણથી;
નાખતા'તી નેત્રડંખો કેવડાનાય ડંખ શા.
સખાઓની દીપ્તિમાંહી દર્શનભોગ માણતી.
પડતી રાત્રિને પીતાં જતા'તાં એ સખી સખા.
આવી છેલ્લી આમ્રપલ્લી ઘટાઓથી લળી જતી;
લ્હેકે કામલતાઓ ત્ય્હાં આંબાની ડાળીડાળીએ.
મનના મંડપો જેવા ઝૂકયા'તા વેલમંડપો
'છે મનોકામનાના એ મ્હોરેલા અમ માંડવા,'
મહારાણી પમરી એ પાંખડીના પરાગથી.
ગૂઢવેણે હરિ ગુંજ્યા 'કીકી-કીકીની કુંજ શા.'

ચમકી હીરાચમકે કીકીઓ સખીઓની ત્ય્હાં.
ચન્દ્રિકામાંથી કોરેલો ચંદનરંગ રંગિયો

એહ આરસપ્રાસાદ ઊભો'તો શિલ્પજ્યોત શો.
જેવો મ્હેલે મૂકયો.પાય સન્તોએ એ વસન્તનાં

આભમાં પૂર્ણિમા પૂર્ણ પ્રકાશી સોળપાંખડી.
ચન્દ્રિકાની મૂર્તિઓ શાં, ગયાં મ્હેલે સખી-સખા.

થતું ત્ય્હાં નમણું નૃત્ય, નાચતી નારીવેલીઓઃ
ફોરેફોરે ફોરતી'તી ફુવારા હાવભાવના.

કિરણો બોલતાં હોય એવી શી વાગતી વીણા;
મનની માધુરી જેવા પમરે ગીતના સૂરો.

મદિરાનાં ઘેન કૈંક ઉછાળે મદિરાક્ષીઓ.
'માણો મનની મ્હેમાની અમારા મોજમ્હેલમાં;'

બોલી મધુર જળબોલે જાણે નિર્ઝરણી ઝરી.
પછી ગુંજ્યું ગીત જાણે ગુંજી યક્ષયક્ષિણી.

ગગનની મ્હેકના જેવી ગેબી કો મ્હેક મ્હેકતા
આછી ચન્દની ઢોળન્તા હતા કર્પૂરદીવડા.

વિહ્વળી બોલતી વીણા, 'રસિયો છે રિસામણે.'
અંગની હલકો જેવી કંઠની હલકો હતી;

નાખે માનસ મૂર્છામાં મર્મની પાઇ માધુરી.
'અમારો આ સમારંભ યાત્રીરાજ! નથી વૃથા;

આત્મવિકાસને અર્થે દેવીનો મન્ત્ર પાળિયે.
વિશ્વવિકાસ છે એવો આત્મવિકાસ છે અમ;

નરોએ નારીનો નિત્યે રૂંધ્યો આત્મવિકાસને.
વિલાસોની વારુણીમાં આભા આત્મવિકાસની.
દીધા છે દેહ શેં દેવે દેહ જો માણવા નથી?
પૂર્ણિમાએ પૂર્ણિમાએ ગાન્ધર્વ લગ્નથી વરી
યોગીઓના યોગ જેવી દેહસમાધિ સાધિયે.
મહામનોરથો મ્હોર્યા, અધૂરા ઉરઓરતા,
કામનાના કોડ પૂર્યે માનવી છે ઉમંગિલું.
અધૂરા યજ્ઞના, યાત્રી! અમારા હોમકુંડ આ.'
વદી આશા નિરાશાના નિશ્વાસો નાખતો સમી.
'જુઓ ત્હાં મછંદરનું ત્રિયારાજ્ય તપે પણે.'
'ગોરખ-હાકલે ગાજે, કે મત્સ્યેન્દ્રની મીઠપે?'
પાર્થે નાખ્યું બોલબાણ, પ્રત્યંચા ભમ્મરે પડી.
ઝબૂકી ત્હાં ઝંખવાણી વીજળી રાજરાણીની;
સિંહની હાકલનો એ સામનો કીધ સિંહણે.
'નારીઓને નથી કોડ? નારીઓને ન ઓરતા?
યાત્રીરાજ! નારીઓને મન કે ના મનોરથો?
સુધા વસન્તો નર ને નારીઓને સુબોધ સૌ!
તમ સમી અમારે છે પાંખો આત્મવિકાસની;
અમારે પ્રાણપાંખોને ઉઘાડી ઊડવાં ન શું?
ત્હમારા કોડ કોળે ને અમારા કરમાય કાં?
અન્તરે ઓરતા જાગે આશા ઉલ્લાસ હાસ્યના,
કામાક્ષીનાં વનોમાં એ મ્હોરે અમ મનોરથો.

નરને નારના જેવા સમાન ગણિયે અમે.'
'મહારાણી! આપનાં એ અપમાનો કે ઉદારતા?'
નગ્ઘેલી નારને ત્હ્યાં પૂછ્યું પાર્થે હસી પડી.
'જગે નર સમી ઊંચી વીરીઓ કેટકેટલી?
પડી એ મર્મમીમાંસા ન્હીલી વસંત-ધર્મની.'
પુષ્પના બાણુ શો બોલ પાડતાં તો પડી ગયો,
ઝંખવાયો પછી પાર્થ, પછી પડ્યો વિમાસણેઃ
'નારીને જીતવે જંગે નથી જય, ધનંજય!'
વાયુમાં ઊડતા ભાવો આંખડીમાં ભરી પછી
ઉલ્લાસો એ ઓરતા એ, ઝંખ્યા-પ્રીછ્યા મનોરથો.
વિલાસો ને કામનાઓ અધૂરાં અણપૂરિયાં,
પારખી એ રસીલાંનાં પૂર્ણિમાનાં અમાસનાંઃ
અવલોકી આલોચી સૌ હરિએ મન્દ હાસ્યથી
સાર મર્મમીમાંસાનો સાર્યો એક શબ્દમાંઃ
'વારુ છે એ મન્ત્રસૂત્રો, વારુ વિલાસપૂજન;
પુણ્ય ને પાપનો ભેદ આપણે એક શબ્દનોઃ
માણુવા પુણ્યથી દેહ, ગાળુવી પુણ્યથી મહી.'

સુણ્યો જગે એ જયમન્ત્ર જોગીનો
સુણ્યો વને ને વનની વિભૂતિએ;
શું ગોરખો ગોરખ-મન્ત્ર કો ભણે!
ઝાંખી પડી નારી નરત્વ સન્મુખે,
ને ઝંખવાણું વન એ વસન્તનાં.

## અધ્યાય ૧૪મો • વસંતપરાજય

દીઠું અદીઠું ત્યહીં રાજરાણીએ,
નરત્વ દીઠું નરનું પરાક્રમી;
પછી અટંકા નરને હરાવવા
કોડામણીની જયવાંછના વધી;
વીરત્વ માન્યુ નરવીર જીતવે.

'ચાલો ચંદનીના ચોકે આભછાંયે અગાસીમાં'
ઝાંખપે પડતો ઝાળો સંકોરે જેમ દીવડો,
પ્રાણ-પ્રોત્સાહનો બોલ ઉચ્ચરી રાજરાણી એ.
'પૃથ્વીને પ્રેરણા પાતી ખીલી છે આજ ચન્દ્રિકા;
તરન્તાં પ્રેરણામાં એ નીર્ખો કામાક્ષીનાં વનો.
વસન્ત-વૈભવો વેરી વિધિએ વન પાથર્યાં'.
આગળ હંસીના પાયે માર્ગ દાખે પૂજારિણી;
બેલડીએ સખા ચાલે પાછળ પાર્થ ને હરિ;
પરાગો ઢાળતી ગોળી સૌની પૂઠે પરાગિણી.
જાણે જાય ચતુર્મૂર્તિ જીતવાને ચતુર્દિશા.
પંચેન્દ્રિયો શી રત્નાળી પાંચ પગથીઓ ચ્હડ્યાં;
છટ્ઠે પાંખડીઓ ચાંપી પરિમળે વધાવતી.
પછી પટને સંકોર્યો, આવી મ્હેલ-અગાસી ત્ય્હાં.
ચન્દ્રિકાનો કુંડ જાણે આભલનું સરોવર;
મધ્યમાં ફરકન્તો'તો કામાક્ષીનો મહાધ્વજ.
પડ્યાં'તાં તેહની પાર કાન્ત વસન્તનાં વનો;

કુંજકુંજે કર્પૂરના ઝગન્તા કામદીવડા.
ચન્દનીના નીરમાં એ, આભછાયેલ લોમમાં,
તારલાનાં કિરણોમાં પાય મૂક્યો સખી-સખા;
ચન્દનીનાં પરિધાનો ત્ય્હાં સખીજનનાં થયાં,
આભના ઉપરણાઓ સખાને અંગ શોભતા:
કામાક્ષીનાં કામણ શાં દેહદેહે દીપી રહ્યાં.
ફરકી સ્મિતની રેખા રાણીને અધરે, ઉરે.
વાય વસન્તની લ્હેરે મીઠા વસન્ત વાયુઓ;
પાંખેથી ઢોળતા જાય મધુરી શી વસન્તિકા:
પ્રતિષ્ઠા કરતા જાણે દેહે દેહે વસન્તની.
સલૂણી સખીઓએ એ પીધી ત્ય્હાં નેત્રપ્યાલીઓ;
વદી પછી વન્દી વન્દી 'સોહાગણ થઈ અમે'
હરિએ નીર્ખિયાં હાસ્ય, પાર્થે ખંખેરી પામરી;
મ્હેકતા મર્મને પેખ્યા સખીના હાવભાવમાં.
પછી પ્રારબ્ધને વાંચી, વાંચી મન્ત્રો વસન્તના,
ચન્દનીની ચારુતામાં-પૃથ્વીમાં પુણ્ય સીંચિયાં.
પૂર્ણિમામાં પૂર્ણિમા, ને ચન્દની ચન્દની મહીં,
હરિનાં ચક્ષુથી ન્હેતી વિશ્વમાં પ્રગટી ઊઠી;
હતીજ્યહાંદેહનીજ્યોત,ઊગીઆત્મનીજ્યોતત્ય્હાં:
ઝગી ઊઠ્યાં ઝુમ્મરો શું બ્રહ્મનાં બ્રહ્મતેજનાં.
રાણીએ કોર સંકોરી, જોયું કૈંક સરી જતું;
અર્ધ મીંચી નેણલાંને પાળ્યો ઉરપાલવ.

વસ્ત્ર-પાળે અવરોધ્યાં હરિનાં બ્રહ્મતેજને.
'બ્રહ્મનાં એ હશે તેજ, નથી એ અમ દેવીનાં;'
ભૂલતી રાજરાણીએ બ્રહ્માનંદ વિસારિયો.
સંકેલી દેહની વેલી ઊઠી એહ અમી ઝરી;
ગઈ અગાસીની પાળે ઊભી ત્ય્હાં પદ્મપાળ શી.
ઊભી ત્ય્હાં ન્ય્હાળવાને કે એ હતું કે બીજું જગત્?
એક જગને આરેથી નીરખંતી નવલું જગત્,
પાળ રોપી પદ્મણી શી પેખતી ને વિમાસતી:
'એનાં એ છે વનાન્તો આ, એનાં એ છે સરોવરો;
ફૂલડાં એ, પરાગો એ, એની એ ઝૂરતી લતા;
અસત્ સૌ કેમ ભાસે છે? એની એ છે જ આંખડી.'
આંખડીના મેલ લ્હોયા ચન્દની-પાલવે પછી;
હરિનાં હાસ્યને ઝીલ્યાં, દિલમાં દીધ દીવડા;
વળી જોયું વનાન્તોમાં ન્ય્હાળ્યું ત્ય્હાં નવલું જગત:
ઓસરે કામનાઓ ને ઊગતા આત્મભાવ ત્ય્હાં.
'જાદુગરો જોગી કો આ વ્હિલાવે વન માહરાં;
જોગીનાં જાદુને જીતું, કામરૂની હું રાણી તો.
ગૌર ચેતનિયો ચેલો, સિદ્ધ છે જોગી શામળો.'
ગઈ ગૌરવઘેલી એ જાજરમાન માનિની;
રચીને વેલનો થંભ હરિની સન્મુખે ઊભી:
જાણે કો ઊતરી રંભા જોગીના જોગના જયે.
અંગમાં આરઝૂ પૂરી આંખમાં અદ્ભુતો ભર્યાં;

ચક્ષુમાં ચક્ષુને ઢાળી રશ્મિમાં રશ્મિઓ ગૂંથ્યાં;
કામનું કામણગારું કીધું કામાક્ષી-ત્રાટક.

પ્રફુલ્લ્યાં પદ્મનાં જેવી પ્રફુલ્લી ચક્ષુબેલડી;
રૂપની રાણીનાં રશ્મિ ઝરંતાં હરિએ ઝીલ્યાં.

રૂપપ્રભા જોગપ્રભા—પ્રભાનો જંગ એ હતો.
ઝરંતી કિરણો રાણી મધુરા વેણુનાદથી;

કીકીકુળે સાગરિયે કીધી સાગરઘોષણા:
વસન્તનાં બાણુ સ્હામે નાખ્યાં શરદનાં શરો.

સૌન્દર્યની રાણી સ્હામે યોગેશ્વર ઊભા ખડા;
ચન્દ્રમાની સન્મુખે શું ભાસ્કર ભભૂકે પ્રભા.

ચન્દ્રિકાનો મ્હેલ ડોલ્યો ડોલ્યાં વન વસંતનાં;
હરિનાં શર વાગ્યાં ને ક્ષણ બ્રહ્માંડ ડોલિયું;

દેવ દાનવના જંગે ડામાડોળ થયું જગત.
સંગ્રામ સત્ અસતનો એ પંચભૂતો નિહાળતાં.

ને પાર્થને છાંટતી'તી પરિમળો પરાગિણી;
યોગીશિરે થતી ધારા ગિરિને શૃંગ ગંગ શી.

મધ્યરાત્રિ પડી એમ, ચન્દ્રમા મસ્તકે ચ્હડયો;
ચન્દ્રાડંબર ચન્દ્રીનો , ચન્દ્રધારે વધાવતો.

કામવનનાં કૌતુકે સખીઓ વિહ્વળી થતી.
ત્રાટકોની ધનુર્વિદ્યા ખેલાતી ન્હાળી ન્હાળીને

ધીર ગાંડીવધન્વાયે અધીરો ક્ષણ તો થયો;
અને ગાજી ઊઠ્યો પાર્થ ધીર મૃદંગ-શબ્દથીઃ

"ઓળખો છો કોણ છે આ અતિથિ આભ-શામળા?
આંગણે તમ આવ્યા છે, દૂર સાગરપાળથી."

ચન્દનીનાં પદ્મપત્રે રમન્તી રાજપદ્મણી
જાગી ગૈ ત્ય્હાં સ્વપ્નમાંથી સ્વપ્નસુંદર સુન્દરી.

ને પછી શોધવા લાગી કૌતુકકાન્ત ચક્ષુએ
જ્યોત્સ્નાના સાગર-ઘાટે દધિ સાગરપાળનો.

પૂછ્યું પૃચ્છકની આંખે આભ ને અન્તરિક્ષને,
'ચન્દ્રિકાના પૂરમાંથી પ્રગટ્યા કો પયોનિધિ?'

ગિરિમોને ગોરંભાતાં આભ ને એ વસુન્ધરા.
'એ છે અનન્તને ઘાટે, એ છે ચન્દની પૂરમાં;

એ છે ઘેરાં વનાન્તોમાં, ઊભા છે તમ સન્મુખે;'
આંખડીની અંજલિથી પીએ ચંદની સાગર.

'ઓળખો છો કોણ છે આ યાત્રી તમ અગાસીએ?
એ છે યોગેશ્વર કૃષ્ણ, સો-સો ગોરખના ગુરુ.'

'અને એ સૌમ્ય શબ્દાળા વીરને પણ પ્રીછજો.
એહ છે પૃથ્વીનું પુણ્ય, ધરાનો છે ધીમન્ત એ;

હસ્તિનાપુરનો પાર્થ, ધર્મક્ષેત્રે ધુરંધર:'
ધીર કંઠે કહ્યું કૃષ્ણે શબ્દથી પાંચજન્યના.

સખીને એ શબ્દમાંથી ઝડી પડી મૃદંગની;
સુણ્યે સલૂણીને ઊગ્યા સૂર્ય ત્ય્હાં મધ્યરાત્રિમાં.

સખાનાં મુખ ન્હાળે, ને નેત્રે ન્હાળે પરસ્પર;
અદ્દભુતે વસનારાંએ પેખ્યાં અદ્દભુત સન્મુખે.

કૃષ્ણ પાર્થ નામોચ્ચારે ગર્વિલો, આભ ન્હાળતો,
પ્રાસાદની પૂર્ણિમાનો, ભાગી પડ્યો મહાધ્વજ.

ઘટાઓમાં ઘોર ગાજ્યો, વનોમાં વીજળી વહી;
અને ગેબી તેજ એહ ગયું કામાક્ષી-મન્દિરે.

ચપળા શી ચમકી એ સખીઓ ભયવિહ્‌વળી;
ક્ષણ પડ્યો ધ્વજ ન્હાળે, ન્હાળે રત્નાળ ભોમને.

ઝ્હીલાતી નીરખી નાર હરિએ ભાખી સાન્ત્વના.
'પડ્યે ધ્વજ પૃથ્વીપાટે પૃથ્વી કાંઇ પડી નથી,

યોગીઓના યોગ વાગ્યા, ધર્મીના ધર્મ વાગિયા;
વાગ્યાં પુણ્યાળુનાં પુણ્યો, તેથી ભાગી પડ્યો ધ્વજ.

નવલો ધ્વજ રોપીશું ઊગ્યે પ્રભાતની પ્રભા :'
ભરી અનળેની જ્યોત હરિએ હાસ્ય વેરીને.

વળી પછી સખીઓને અન્તરે કૈંક સાન્ત્વના;
પાર્થે ત્ય્હાં પ્રારબ્ધબોલ ભાખ્યો ભવિષ્યવાણુ શો :

'કામપૂજા મટી ગૈ, ને પ્રેમપૂજા પ્રકાશશે.
હવે થાશે પ્રેમપૂજા અહીં કામાક્ષી-મન્દિરે;

વનોમાં વસશે હાવાં યોગીઓ પ્રેમયોગના.'
પ્રીછતી અતિથિ-દેવો પૂછે પૂજારિણી પછી :

'ગુણમોહી વૈદર્ભીએ પાઠવ્યે પ્રેમપત્રિકા
ધીર પગલે ધાયા'તા વિદર્ભે વન વીંધતા :

એ છો કૃષ્ણ ? –પ્રીછનારા પ્રેમના, પ્રેમભક્તિના ?'
પાર્થે ભાખ્યું : 'એ જ છે આ કૃષ્ણ વૈદર્ભીવલ્લભ;

યોગીઓના યોગેશ્વર, પ્રેમેશ્વર પ્રેમભક્તિના.'
સુણી સાન્ત્વનના શબ્દો પછી પરાગિણી પૂછે:
'અને પેલા ઉર્જ્યન્તે પધારી ત્ર્યોગીવેશમાં
જગભદ્રા સુભદ્રાને પ્રેમપુષ્પે વધાવી'તી:
એ વિજેતા આપ પાર્થ જંગના, પ્રેમજંગના ?'
હરિ હસ્યા, હસ્યો પાર્થ; પછી વાર્તા વદ્યા હરિ:
'ઉર્જ્યન્તે પ્રેમજંગ, સંગ્રામે કુરુજંગનો,
ધર્મધ્વજ ધરિત્રીનો, ધીર, ધર્મિષ્ઠ, પાર્થ આ:
જગભદ્રા સુભદ્રાનો સ્વામી જગસુહાગિયો.'
'ત્હારે યોગેશ્વરીરૂપે સંગે છે રમણીમણિ,
રુક્મિણી ને સુભદ્રાની હશે એ પ્રેમમૂર્તિઓ.
જ્યહાં સ્નેહલગ્નના દેવો, દેવીઓ સ્નેહલગ્નની,
કામાક્ષીનાં કામલગ્નો પામે નિશ્ચે પરાજય.
અજીત અમ બાણોની હારનું જાણ્યુ કારણ;
સ્નેહલગ્નનાં સ્નેહી શું કામનાં બાણ હારશે.
શ્રી હરિ! આજ પુરાયા અધૂરા અમ ઓરતા.'
વિશ્વ-આશીર્વાદ દેતા ઊર્ધ્વબાહુ હરિ કહે:
'પૂર્ણમાંથી પૂર્ણ લ્યો કે પૂર્ણ દ્યો, પૂર્ણ પૂર્ણ છે.
ઉલેચે સિન્ધુને મેઘ, કે તિધિ નદીઓ ભરે,
આવતાં ભરતી-ઓટ એનો એ જ સાગર.'
'અમારો આ અમ દેશે છે વસન્તપરાજય;
સ્નેહનાં સતિયાંને કો ના જીતે કામનાં વનો.

પૂર્ણિમામાં પૂરવાં શાં? ભર્યામાં ભરવાં કશાં?
ઉરમાં ઊગતાં ભાળી ભર્ગને શ્રી હરિ વદ્યા;
'એહ બ્રાહ્મીસ્થિતિ લોકે, ન મોહે એહ પામી કો.'

પ્હેલી જ વેળા જગજોગી દીઠ એ,
પ્હેલ્લો દીઠો મન્મથ આજ હારતો;
ને સર્વજીતે દીઠ બે અજીત ત્ય્હાં.
આયુષ્યના આસવનો હતો શું, કે
વસન્તનો એહ હતો પરાજય?

અધ્યાય ૧૫ મો · લોકસંગ્રહનું તીર્થ

યોગેશ્વરોના શુચિ યોગઅંચળે
વૃથા કીધાં કામવસન્તનાં શરો;
કામાક્ષીનાં કામણકૂડ હારિયાં;
પછી હરિએ ગૂઢ, પૂર્ણિમાઢૂંપ્યા,
અન્ધારને ભાસ્કર-ભર્ગ અર્ચિયાં.

જીંદગીની ચોપટના ખેલ ચારે રમી રહ્યાં
નારીઓના નારીત્વના, નરો કેરા નરત્વના:
કીધો યોગેશ્વર યોગે ત્ય્હાં વસંતપરાજય.
કામાક્ષીની કુંજમાંથી મધ્યરાત્રી નમી હતી;
મદઘેલી માનિનીનાં માનકામ મટ્યાં હતાં
નોબતો વાગતી હૈયે કો નવાં લોમહર્ષની.

'ભાગો યોગેશ્વર! ભ્રાન્તિ,અસત્કેસત્ વનોઆમઃ'
મેધા જાગી મહારાણી ચક્ષુની પાર પેખતી
આયુષ્યના મર્મ કેરો પરમ્ પ્રશ્ન પૂછે પછી;
આંખની આતુરતાથી સાક્ષી પૂરે પરાગિણી.
'અમારે ને ત્હમારે છે ભેદ એક જ શબ્દનો;'
બોલ્યા મૃદંગને શબ્દે શ્રી હરિ ધીરગંભીર.
'નરલોકે પરમ્ શબ્દ પ્રીછજો લોકસંગ્રહ.
વાવશો મા પાપપુષ્પો, આ લોકે પુણ્ય વાવજો.
આત્મ દીધો પરમાત્મે, દેહ અન્યે દીધેલ શું?
સૌન્દર્યો દેહ-આત્માનાં દેવાધિદેવનાં દીધાં.
દેહથી આત્મ શોભે છે, આત્મથી દેહ શોભતો:
દામિની ચમકે ત્હ્યારે મેઘ સુન્દર ભાસતો;
મેઘ ગાંભીર્યથી દીપે જ્વલન્તી દામિની લતા.
સોહે છે નરથી નારી, સોહે છે નર નારથી;
ઉભે આયુ પ્રભાવન્તાં ને પુણ્યોજ્જ્વળ હોય તો.
આ નરનારની સૃષ્ટિ દેવસૃષ્ટિ ભલે ન હો;
નથી જગ વેશ્યાવાડો પાપની પશુતાભર્યો;
રાખજો માનવલોક માનવી-મહિમાવતો.
शुद्धं अपापविद्धं જે પ્રેમનું દેહપૂજન
પુણ્ય એ છે પૃથ્વીલોકે પુણ્યાળુ પૃથ્વીવાસીનું.
રસિકોના રસને છે પાળ એક જ પુણ્યની.'
'તો અમારાં વનોની આ હોલવો કેમ ચન્દની?'

પૂછે પરાગશબ્દે પરાગો શી પરાગિણી.
'કહેશો કયહાં ત્હમારા છે રસદેશો રસિકના?
ઘડીકે ત્હ્યાં ભૂંસાયે છે રસીલી રસચન્દની?'
'હોલવતો નથી એને, ચન્દની હોલવાય ના;
ભવોભવે ય ભૂંસે કો ચન્દ્રમાનો અગીઝરો?
નિર્મળી છાંટી છાંટીને નિર્મળી ચન્દ્રની કરુ;
નિર્મળા દેહ-આનંદે નથી કો દોષ દેવનો.
કામાક્ષીનાં વનોમાં છે અર્ધસત્યોની ચન્દની;
વડાં અન્ધારિયાં વિશ્વે અર્ધસત્યો અસત્યથી.
અર્ધસત્યો છેતરે છે, અસત્યો નવ છેતરે.
વિશ્વનાં ઉદ્યાનો છે માણવા પુણ્યપાંખથી
માનવી માનવ-લોકે પૂજે છે સૂર્ય-ચન્દ્રને;
ન શશાંક, સવિતા ના, પૂજે છે સૌ મહાપ્રભા
વસન્તોત્સવિયાં જ્ય્હારે રમે વસન્તને વને,
આરોગે છે પરાગો કે ચાવે છે પુષ્પપાંખડી?
દેહ જ્ય્હારે જશે ત્હ્યારે દેહની વાસના જશે;
માણો પુણ્યપરાગોને ન માણો પાપચર્વણો.
પાપ છે વિષ પૃથ્વીનું, પુણ્ય છે પૃથ્વીની સુધા.'
'ત્હ્યારે જગત્-ચન્દ્રિકાની ચારુતા દાખવો, હરિ!
ચન્દા આ જગથી જાયે, આથમે છે અમી ઝરી:'
હૈયાભાવ મહારાણી વળી પૂછે મધુરવે.
'ચન્દ્રનાં ને ચન્દ્રિકાનાં અમી અનન્ત રંગીલાં;

જગેથી જગકર્તા ના આથમે, ના જશે જ કે.
સૃષ્ટિની અમૃતવેલી સંકેલાશે સદાળરી,
સંકેલાશે અમરોની ત્ય્હારે અમરવેલડી;
વિશ્વેથી ગોત્રવલ્લીઓ ન્હીલાશે સહુ તે સ્હમે.
પુણ્યવન્તો પિતૃલોક પૂછે છે નરલોકને,
'અમે-વાવી ગોત્રવલ્લી વાધશો કે ઉચ્છેદશો ?
વિશ્વની વિશ્વશોભા છે વસન્તની વસન્તિકા;
ચન્દનીની ચારુતા છે લોકનો લોકસંગ્રહ.
સ્થાપજો માનવ-લોકે લોકકલ્યાણકારક;
ઊગશે આજથી કાલ કાળજેતા મનોહરી.
જતી'તી રજની, ત્હોયે ન્હોતી પ્રભાતની પ્રભા;
જતા એ અન્ધકારોમાં ચન્દની ચમકી ઊઠી:
અંબર-છેડલે જેમ દીપે પાલવ સાળુનો.'
ઝીલતાં હરિનો બોલ, ઝીલતાં સત્યની સુધા,
ચક્ષુએ ચન્દની પીતાં પૂજારિણી-પરાગિણી.
ચન્દનીની ચારુતાના લોચને ચન્દ્રમા ઊગ્યા.
ઊઠ્યાં આનંદ-ઉત્સાહે, પ્રોત્સાહે પગલાં ભર્યાં;
વ્હેતાં નવ-વસન્તે સૌ ગયાં એ અતિથિગૃહે.
હરિનાં કીર્તનો ગાતો, આત્માનન્દે હુલાસતો,
સંઘ યોગેશ્વરોનો ત્ય્હાં જાગ્યો'તો રાત્રિજાગરણ.
પડતા પ્રભાત જેમ જોતો હરિની વાટડી.
અનભે-ઉપરણે ત્ય્હાં પધાર્યા પાર્થ ને હરિ;

પાંખો સમી હતી સંગે પૂજારિણી–પરાગિણી.
'નર છે, નારાયણ છે; ત્હમારા છે, ત્હમે લિયો:'
પાંખડી શી નિર્ઝરી રૂહે સખીઓ પૂજ્યભાવથી.
'એમનાં મન્દિર–યોગ્ય નથી કામાક્ષીનાં વનો.'
'યોગીના યોગેશ્વર છે, પ્રેમીના પ્રેમવત્સલ;
એમનો આશ્રમધર્મ પાળ્યો છે એમણે પ્રીતે.
સૌ સૌના આશ્રમધર્મ પાળી જગ જીતી જજો'
ઉચ્ચર્યા ઉદ્ધવયોગી શ્રીહરિના સુહૃદ્ સખા.
પ્રેમમૂર્તિ રુક્મિણીને, સુભદ્રા ભદ્રમૂર્તિને,
પૂજતી ભાવના ભાવે બંને સખી પગે પડી.
'અમ અધિકાં સોહાજો;' ભણ્યાં ભાભી–નણંદણા.
પ્રભાતની પ્રભા પેખી, હરિએ પળ પારખી
કાળના પરખન્દા શા વર્ષ્યા આયુષ્ય-આશિષો:
ત્રિકાળના મન્ત્રોચ્ચારે વસુધાને વધાવતા.
'બ્રહ્માનંદ સમા વ્હેતું રસાનન્દો રસેશનાં,
લોકસંગ્રહનું તીર્થ થશે કામાક્ષીનું વન.'

મયંકકુંજે મહીં ચન્દ્રિકા જળે,
પૂજારિણી ને પરમેશ્વરી[1] ઉરે,
પૂરી પ્રભાઉજ્જવળ પુણ્યની પ્રભા;
કામાક્ષીને એ નીર બ્રહ્મપુત્રીને
વહાવતા'તા હરિ · બ્રહ્મસાગર.

## અધ્યાય ૧૯ મો · ભાગીરથીસંગમ

સૌન્દર્યમાં સંગમ થાય શીલનો,
તો સ્હોય ભાગીરથી બ્રહ્મપુત્રીમાં;
તો પુષ્પનો રંગસુગન્ધ-સંગમ
સધાય. શોભાય પરાગ પુણ્યના.
ને દેહને આતમરંગ તો ચ્હડે.

'એક જ શબ્દનો ભેદ આપણો એ જશે હરિ?'
પ્રભા પ્રભાત પાડતું, બ્રહ્મ-મુહૂર્ત ઊગતું;
કામાક્ષીની મહારાણી ઉચ્ચરી ઉર-ઓલ ત્ય્હાં;
'અમારે ત્ય્હાં નથી લગ્ન, અમે કૌમારનાં વ્રતી;
આંખને આંખ આકર્ષે ઘડીના લગ્નહ્લાવ લે.
એ અમ ગાન્ધર્વ-લગ્ન, સ્નેહલગ્ન, સ્વયંવર.
યુગવ્યાધિ અમારો એ; દાખવો પથ્ય ઓષધિ.'
ન્હાળી ઊગ્યો નવો દિન, ઢાળી ત્ય્હાં નેત્રઅંજલિ,
રાણીને હરિએ ભાખી ઓષધિ યુગ-વ્યાધિની :
'અસંયમી કૌમાર છે, કામનાનું પરમ્ ઘર.
પુણ્યમાર્ગે પાપ-માર્ગે દૈવી કે દાનવી રીતે?
અમારે ને ત્હમારે છે ભેદ એ એક શબ્દનો.
કૌમાર એ નથી પાપ, પાળે કૌમારને જ જો;
કૌમાર શારદા સેવે, સેવ્યું ભીષ્મપિતામહે.
લગ્નનાં કે કૌમારનાં પાળો પુણ્યે લીધાં વ્રત;
છે મન્ત્રોચ્ચાર મ્હારો એ, ત્હમને નહિ, વિશ્વને.

અને આજે આચરો છો આકર્ષી આંખ આંખને
હવે આચરજો ભાવે આકર્ષી આત્મ આત્મને.
ઘડીનાં લગ્ન સંવર્જી જીવન-લગ્ન પાળજો.
લગ્ન સ્થાપો, વ્રત પાળો, સત્ત્વ ને સંયમે સુહો;
આંખ-સ્થાને આત્મ સ્થાપો,સ્વયંભૂ પુણ્ય ઊગશે.
આયુષ્યનો અગ્નિહોત્ર લગ્ન છે નરનારને.'
ત્ય્હાં તો પ્રભાતની પાંખે પડી જગે જગત્પ્રભા;
કામાક્ષીના મન્દિરેયે વાગ્યો ડંકો પ્રભાતનો;
ઊઠ્યાં સખીઓ ને સંઘ, સંચર્યાં દેવીદર્શને.
પૂર્વમાં ઊગતો સૂર્ય ઢળે મન્દિર-ચોકમાં;
ગૌરી ગાયત્રીનાં ભર્ગ અર્ચતો દેવીમૂર્તિને.
સંઘે ને સખીઓએ એ ઝીલિયાં ભાનુભર્ગને;
હરિએ સંયમનાં ત્ય્હાં સંભર્યાં વ્રતપાલન.
ને પછી વસમી આવી ઘડી અન્તે વિદાયની;
મનુના માનવ-લોકે અન્ત છે સૌ અનન્તને.
પાર્થે વન્દ્યો સખીઓને, વન્દિયો યોગીસંઘ સૌ;
આનન્દે ઉદ્ધવે લીધી વન્દના સખી–પુણ્યની.
રુક્મિણીના સુભદ્રાના પાયમાં સખીઓ પડી;
હરિએ વરદ હસ્તે અર્પી આયુષ્ય-આશિષો :
'કામાક્ષીની કુંજકુંજે હતાં જે કામકારણો,
સ્નેહસત્ત્વો થશે સૌ એ, સ્નેહ ને સત્ત્વ મ્હેકશે.'
ને પછી આનન્દ પાયે ચ્હડી રત્ન અગાસીએ,

રોપ્યો જે મન્દિર માથે કામાક્ષીનો મહાધ્વજ;
સ્નેહનાં સતિયાંઓને આમન્ત્રતો હુલામતો.
હરિ યાચક થૈ યાચે 'દેવીઓ! દ્યો રજા હવે;'
વ્હાવરી સખીઓ બોલી 'પાછા વળી પધારજો'
'આમન્ત્યા અતિથિ છો ઓ, દીધો છે કૉલ દેવનો;
मद्भक्ता यत्र गायन्ति, तत्र तिष्ठामि सर्वदा,
હરિનાં કીર્તનો ગાવ, આવશે ત્ય્હાં સ્વયં હરિ:'
મહિમા ભાવભૂખ્યાંનો ઉચ્ચર્યો યોગી ઉદ્ધવ.
પરસ્પર વન્દી વન્દી, આંખથી ઉર ઢોળીને,
પછી વિદાય-મુહૂર્તે અતિથિ પન્થમાં પડ્યા;
ને પરાગને પગલે પન્થ દાબે પરાગિણી.
ભગવાં સ્હવાર તેજ ધનાવે સૂર્ય સંઘને.
અને ત્ય્હાં આવિયું પેલું સૌન્દર્યનું સરોવર;
નવસ્હવારની લ્હેરે લેતું'તું મન્દ લ્હેરખાં.
ત્ય્હાં પાળપાલવે સંઘે પાછી વાળી પરાગિણી
હરિના માર્ગમાં એહ પરાગો પાથરી ગઈ.
'સોહાગી નરનારીને, સંયમશાળી શીલને,
દેહને આત્મની પેરે રૂપ બ્રહ્મ-દીપેલ છે.
સુન્દર, આરમજ્યોત, દેહદીપ્તિ વૃથા નથી:'
પન્થને પ્હેલ્લે પગલે સ્મિતશબ્દે વધ્યા હરિ.
ને એ યોગેશ્વર-સંઘ યાત્રાએ નિજ સંચર્યો;
હરિનાં કીર્તનો ગાતો ગયો ઉલ્લંઘતો વનો:

ન્હાળ્યાં ઉર-મન્થનોને, વિલોક્યાં ને વિચારતો
આઘે એક ગુફાઘાટે, ગૂઢ નિગૂઢ કુંજમાં,
હરિએ એક વેણે ત્ય્હાં વાર્યાં આશ્ચર્ય સંઘનાં:
'કૌમારની કામનાળા કો અસંયમી જોગીનો
કૌમારનો હતો શાપ, શાપ એહ નિવારિયો.'
પન્થે આનન્દતા એમ, યોગને પાય ચાલતા,
આવ્યા યોગેશ્વરો એહ સરિતાતીર' સંગમે.
સ્નાન કીધું, મેલ ધોયા, આત્મ-અંઘોળ કીધ ત્ય્હાં;
હૈયાંજળે યાત્રીઓએ ધોયો જીવનજંત્રને:
પછી વડની છાયામાં મન્ત્રો શ્રી હરિ ઉચ્ચર્યા:
'શીખજો સંગમયોગ આ સરિત્તીર સંગમે.
બ્રહ્મપુત્રા ભાગીરથી સાધે છે અહીં સંગમ,
એહવો દેહ-આત્માનો સંગમ છે સનાતન;
ભરે સૃજનની કુંખો, પૂરે છે પૃથ્વીનાં વનો.
સરિત-સંગમ આ જેવો જગે સોહાય સંગમ
સૌન્દર્યનો, શીલનો ને રસનો, પુણ્ય-આયુનો.
સૌન્દર્ય માનવીનું છે પુષ્પ પુષ્પ-સુગંધ શું;
રંગરાગો પરાગોને રચે છે રૂપમૂર્તિઓ.
રુચે છે નરને નાર, રુચે છે નર નારને,
પરસ્પરને પ્રીછે છે રંગથી ને સુગંધથી.
રાગથી, ને સાંનિધ્યથી પુષ્પ કો જેમ પુષ્પને;
ભાગ્ય સુભાગ્યને આરે માનવી પાણીડાં ભરે.

ભસ્મ છે અંતિમ રંગ આપણો—મનુમાત્રનો;
ને આયુષ્યની અન્તિમ સુગંધો બ્રહ્મયોગ છે.
આયુષ્યની સુગન્ધોથી અમીથી ઉર આત્મના
એમ આનન્દતો સંઘ મિથિલા-મારગે પડ્યો.

કામાક્ષીને કાનન દેહપૂજને,
સ્થાપ્યું જગત્-સોહન સ્નેહપૂજન;
મનસ્વિતામાં રસસંયમો પૂર્યા;
વસન્તશુદ્ધિ કરી, કામરૂપથી
લીધી હરિએ મિથિલાની વાટડી.

## અધ્યાય ૧ લો · ભાગીરથીના અધિદેવ

આનન્દતો આતમલક્ષ્મી-ગૌરવે,
વિલાસતો અન્તરની વિભૂતિએ,
પાર્થિવમાં, પાર્થિવથી છતાં પરો;
કામાક્ષી કેરાં જીતી દેહકામણો
ગયો હરિસંઘ વિદેહ-લોમમાં.

ચન્દની-ઉજ્જ્વળો ચારુ સંઘ એ ચન્દ્રવંશનો,
ચન્દ્રનાં કિરણો પેરે ભરીને માર્ગ ચાલતો.
દશે ક્ષિતિદિશામાંથી લીધી દિશા હિમાદ્રિની.
વામે હતો બંગદેશ, ને પ્રાગ્જ્યોતિષ પૂર્વમાં;
ગંગાની બ્રહ્મપુત્રીની બે પાર્શ્વે બે મહાભુજા.
હિમાદ્રિની પુત્રીઓના મહાનદો વહ્યા જતા.
લીલુડાં વૃક્ષ ને વેલી ઝૂલતાં નીરમાં ઝૂકે;
વિસ્તરે પાળની પાર વિશાળાં વહતાં વનો.
પૃથ્વીમાં પાથરી જાણે વાદળી પછી વાદળી.
વીંધી એ વનવિસ્તારો સંઘ એ વીંધતો જગત.
હરિ કહેઃ 'હરિસંઘે જોયાં કામણ દેહનાં;
ને રંગરંગના દીઠા દેહના મોહ દુસ્તર.
ઊભે જે થઈને દુર્ગ, છે અહોભાગ્ય એહનાં
અને ત્હોયે સોહ્યલાં છે જીતવાં દેહકામણ;
સાધુઓ! નથી મુશ્કેલ, સ્હેલ છે જગ જીતવું.'
સુણી એ હરિનાં વેણાં જ્યોતિર્વન્તાં, જગત્જયી,

ઉમંગ પામ્યાં, આનન્દ્યાં, સંઘનાં સાધુ-સાધ્વીઓ.
માનતા દોહ્યલું જેહ, હરિએ સોહ્યલું કહ્યું.
અને પછી પૂછ્યું પ્રેમે : 'સ્હેલ શી રીત? દાખવો.'
દિશાઓના સુણે કાન, સુણે સોહાગી જાહ્નવી;
કલ્યાણાર્થે મન્ત્રોચ્ચાર હિતસ્વી હરિએ કીધો.
'રસીલો રૂપનો દુર્ગ, દુર્ગ એ નથી દુર્ગમ;
રૂપનાં પૂરનાં જેમ હારે છે જન જોઈને;
મેલાં કે નિર્મળાં પીવાં જુએ એ જનતા જીતે.
દેહના રૂપના મોહ આવે કો નરનારને,
આકર્ષે આત્મને, ત્હારે ઉરે બે પ્રશ્ન પૂછવા.
અંગના નશ્વર છે આ? આત્માના વા અનશ્વર?
રૂપાળા રંગ ને રૂપ મદમસ્ત મનોહરા?
છે આ સૌન્દર્ય વેશ્યાનું?—વંઠી વારાંગનાનું? વા
કુળવન્તી કુળવધૂનું? વિવેકે એ વિચારવું.
અને વિશુદ્ધિને માર્ગે નિર્ધારવાનું નારીએ;
નફ્ફટ નેત્રાવળ, વા ન્હોતરે નેત્ર નિર્મળાં?
સુખનો અને શ્રેયસ્‌નો મહીમાં માર્ગ એહ છે;
આવશે અનભેમાર્ગે તો અર્ધી જનતા જગે'
જાહ્નવી જળને તીરે, ભાગ્ય શી એક ભેખડે,
સંઘનાં સાધુ-સાધ્વીનો રાત્રિપડાવ પડ્યો હતો.
ડુંગરઊંચા આરાને ધોઈને જાહ્નવી જતી.
અને પછી પ્રાતઃકાળે આવી પ્હેલ્લી પ્રભા પડી,

ને ગયાં'તાં પ્રાતઃસ્નાને સંઘનાં સાધુ-સાધ્વીઓ;
ત્હારે મીનાક્ષીનો સંઘ આવિયો બંગદેશનો.

ઘોરી ધિંગા ઘોડીલા, ને હાથી રથી મહારથી:
જાહ્નવી-જળ પેરે સૌ જોબનના જુવાળમાં.

પલાળે પાણીથી પાળો, ઉછાળે જળઊર્મિઓ;
મોરને નખરે નાચે, રાચે રંગડ રંગમાં.

હરિએ નીરખ્યો, દાખ્યો, સંઘનાં સાધુ-સાધ્વીને;
જતો'તો પાણીનાં પૂરે, ધાતો ધિંગી અધીરપે:

પ્રભાળા પ્રાગ્જ્યોતિષમાં, બ્રહ્મપુત્રીની પાળમાં,
પૂજવા પ્રેમના નામે કામાક્ષી કામપુત્રીને.

'જુઓ આ જગની ઝાળો, રૂપની રૂપમૂર્તિઓ;
મહન્તો દેહપૂજાના, માનવતાશૂન્ય માનવો.

દેહને આત્મ માને એ, આત્માને શૂન્યતા કહે.
દૂધ ને છાશને એક માને છે કોણ માનવી?

પાપ ને પુણ્યને એક કોણ ક્યારે ઉચારતાં?
દક્ષ છો ને મુમુક્ષો છો, લક્ષ છે જ અલક્ષ્યમાં;

તો પેખો પૃથ્વીની પાર આત્માની આત્મશોભમાં.
ધર્મ શું? ને અધર્મ શું? કર્મ શું? ને અકર્મ શું?

પીછયેથી એહ પિછાણે મર્મ શું ને અમર્મ શું?
એક છે મોક્ષનું દ્વાર, - એક દ્વાર અમોક્ષનું.

ગંભીરી તરવા ગંગા લે શિલા, તરણી તજી;
અવની-કુંજમાં એવા માણ છે પાપપૂજકો.

મૃત્યુલોકે પીએ મૃત્યુ મૂકી અમૃતના ઘડા.'
ગંગાપટમાંથી એવે આવિયા અવધૂત કો;
દેવ શા તેજતેજસ્વી, આભા આભલની હતી:
રાજરાજેશ્વર જેવા, બીજા જાણે ભગીરથ.
હરિએ હેતના શબ્દે સત્કાર્યો જગજ્યોતિને.
'પધારો, છો પ્રભાવન્તા; શિખા છો જગજ્યોતની;
યોગીઓ–અવધૂતોનો દેશ છે બંગદેશ આ.
નદીઓ પગદંડી, ને દિશાઓ તમ માર્ગ છે
નિત્યશઃ દેશ પ્રદેશો જોયા જાણ્યા અભિનવા;
દેહ છે અહીં, ને આત્મા આભલનો અતિથિ છે.'
જોઇને જગનાં તીર્થો જાણન્દા ભૂતભાવિના
ભાગીરથીના અવધૂત હરિના પાયમાં પડ્યા.
આયુષ્ભારે નમ્યાં અંગો, જ્ઞાનભારે નમી ચખો;
યોગભારે નમ્યો આત્મા યોગેશ્વર અજાણને.
'આ ભાગીરથીની ભોમ, આ છે ભાગીરથી નદી;
પુરાણી પૂર્વપુણ્યાળી નદીનો અધિદેવ હું.
વિધાત્રી કેરી આજ્ઞાથી વસું છું જળવ્હેણમાં.
આવ્યો છું સત્કારવાને સંઘનાં સાધુસાધ્વીને;
દ્દરનાં દીસિવન્તાં છો; સૂર્ય છો, ગ્રહ, તારલા.
પુણ્ય છો સારી પૃથ્વીનાં, ભાગ્ય છો એમ ભોમનાં;
ભાગીરથી સન્માને છે પૃથ્વીના પરબ્રહ્મને.'
હરિ હસ્યા મુક્ત હાસ્ય, સંઘ આનન્દિયો ઉરે;

ઊછળ્યાં સરિતાનીર, આનન્દ્યા જળદેવતા
પછી બોલ્યા બંસીબોલે નેહના બોલ શ્રીહરિ.
'ભાગીરથીના વિપ્ર છો, વૈષ્ણવો બંગવાસી છો;
નાલન્દના પરમ્ પૂજ્ય, પૂજ્ય માનવવંશના;
ભગીરથના બન્ધુ છો ગોત્રોદ્ધારક ધર્મીલા.
ધર્મ આજન્મનો બન્ધુ વિશ્વે માનવદેવનો.
અમો આગન્તુક આવ્યાં, તીર્થનાં તીર્થવાસીઓ;
સ્હાંજે આવ્યાં, જશું પ્રાતે; અતિથિ રાત્રિનાં છીએ.
ઉઘાડો જડ પડદા, દાખો નાલંદસોભકા.'
જળ-તરંગના શબ્દે ઉચ્ચર્યા જળજ્યોતિ એઃ
'હજ્જારો વીતિયાં વર્ષો, હજ્જારો વર્ષ વીતશે,
ભાગીરથી બ્રહ્મપુત્રી સુભગા સખીઓ વહે;
હિમાલયના હૈયાની સેરો જાણે વહી રહી.
દેશસીમા જ્ઞાનસીમા દોરે નાલન્દ-ભોમની;
હું છું મન્ત્ર ઉપદ્રષ્ટા, સાક્ષી, સેવક બ્રહ્મનો.'
'માનું છું, ને સન્માનું છું; જાણું છું' શ્રીહરિ કહે.
'ગુણદેશે ગુણાળા છો શોભો શતધા ગુણાવળે;
પૂજ્યતા પૂજતા દેશે આપ પૂજનયોગ્ય છો.
યુગો જોયા, યુગો જોશો; આપો કૈં યુગનું અણુ.'
સુણી બિરદાળી વાણી હરિની એ હિતરવિની.
જાગતા જળના દેવ ·પોરહ્યા પ્રાતસૂર્ય શા;
ને વેરે કિરણો સૂર્ય એમ શબ્દાવળો ઝર્યા.

'સંઘ છે દર્શનીયોનો, કરો નાલન્દ-દર્શન.
મહાજ્યોત મહાબુદ્ધિ આ અવધૂતની ભૂમિ;
ભણે છે ભાવિનાં ભાગ્ય રેણુ કેરા અણુઅણુ.
એહવો આવશે યોગ એક કો યોગ આવશે,
રાજેન્દ્ર કો કાળજેતા સૂર્ય-ચન્દ્ર ઉતારશે;
થશે કો રાજરાજર્ષિ, ત્હારે પ્રારબ્ધ જાગશે.
અહોરાત્ર વાતો કરશે દેવો સંગે મહર્ષિઓ;
પ્રગટશે પ્રભાસ્વામી, મ્હાલશે જ્ઞાનમેગળો.
દેશવિદેશથી આવી બ્રહ્મના બ્રહ્મચારીઓ
કરશે જ્ઞાનના યજ્ઞ, શોધશે આત્મના અણુ.
નક્ષત્રો ને તારલાઓ જન્મોત્રી એહ ભાખતા;
ભણે નદીઓનાં નીર ભણે એ ભાવિસાગર.
જ્ઞાનનાં અક્ષયપાત્રો ગૂઢતાના હિમાદ્રિઓ,
એવા સરસ્વતીપુત્રો ભૂમિ ભરી વિરાજશે.
પધારો ને પાય મૂકો; પાયથી પાવની કરો.'
સ્નાનથી દેહને ધોઈ, સન્ધ્યાથી ધોઈ આત્મને,
પંથીએ પાય મૂક્યો એહ નાલન્દભોમમાં:
પૂર્વે પાળ બ્રહ્મપુત્રા, પશ્ચિમે પાળ જાહ્નવી.

આયુષ્યના આગળિયા ઉઘાડીને,
પરંપરાની ત્યજી પાયશૃંખલા,
પ્રબુદ્ધ ને શુદ્ધિવિશુદ્ધ સંઘ એ
સુહંત નાલંદની જ્ઞાનભોમ
વૈરાગ્ય ને ત્યાગની છાંય પાથરી.

## અધ્યાય ૨ જો · નાલંદસોમમાં

લીલાં ખીલ્યાં વૃક્ષ, લીલુડી વેલીઓ,
સ્થળે સ્થળે ત્ય્હાં ફળદ્રુપતા ફૂલી;
ચોમેર એને જળકુંડળો હતાં;
ભુજા હતી ગંગની બ્રહ્મપુત્રીની :
નાલન્દની ગૌરવી જ્ઞાનસોમ એ.

પાથર્યા પૃથ્વીવિસ્તારે પાળ બાંધી હતી જળે;
જ્ઞાનની સીમની પેર બાંધી'તી પૃથ્વીની સીમા.
જળના જોમના ઓઘ, પાણી કેરા મહાપટ,
જાગતા જળદેવની તરણીમાં સરી ગયા.
ને મૂકી તીરની પાળે પાણીડાંભીની પાવલી,
ત્ય્હાં વાગી સોમની વીજ વિધિના વીજવેગથી.
થનગની બુદ્ધિપાંખો ને નાચી રહી ઊર્મિઓ;
આભમાં આવીને બેઠાં ઊડન્તાં જ્ઞાનનાં અણુ
ભૂમિથીયે ભૂમિનુ એ અન્તરિક્ષ હતું મહદ્.
જ્ઞાનનાં કિરણો જેવાં સૂર્યનાં કિરણો પડે;
પ્રજ્ઞાના વેગના જેવા વાતા'તા વેગ વાયુના.
ગૂઢ કો જ્ઞાનના જેવા આવતા વાયુદેશથી.
બ્રાહ્મણવર્ણી ભૂમિમાં બ્રહ્મવર્ણા સમીરણો.
શાસ્ત્રો ત્ય્હાં માનવી રૂપે વિચરતાં વનેવને.
જતા'તા સરિતા સ્નાને, બ્રહ્મર્ષિ એક આવિયા;
ઊડે ઉપરણે બ્રહ્મ મુદ્રામાં વાસ બ્રહ્મનો.

અંગ અંગ સ્તવે સ્તોત્રો, છાયાઓ મન્ત્રની મુખે;
વેદની પ્રતિમા જાણે ચાલતી પૃથિવીપટે.
એ હતા ઋગ્વેદાચાર્ય, મૂર્તિ ઋગ્વેદની હતા;
મંડળેશ્વર મંડળોમાં, પ્રભાળાંમાં મહાપ્રભઃ
લક્ષ્મીવાન્ જ્ઞાનલક્ષ્મીથી, પ્રજ્ઞાજ્યોતે પ્રગલ્ભ એ.
પછી મળ્યા ન્યાયશાસ્ત્રી, હતા શાસ્ત્રનિધિ સમા.
અન્તરિક્ષે ઊડન્તી એ ઝાલીને કિરણાવળો
ઉછાળે છલકચા પેરે ને અફાળે પરસ્પર.
સુણે એ શબ્દટંકાર વાયુઓ વાયુદેવતા.
ભાથે હતી શબ્દસાંગો લોહની ને સુવર્ણની.
રત્નજડચાં ખડ્ગો હતાં કિનખાબી મ્યાનમાં.
શબ્દબાણાવળી કુહેતા શબ્દના શૂરવીર સૌ.
વાયુના અણુઓ જોતા ગયા એ વનવાટમાં;
ને પછી મળિયા માર્ગે મહામુનિ મહોજસ.
આશ્રમના અધિષ્ઠાતા હોતા નાલંદભોમના,
કુહેતા'તા બ્રહ્મચારીઓ ત્હોયે ત્હેને 'ગુરુ' 'ગુરુ'.
તેહનાં તેજનાં પૂરે ન્હાતી નાલંદભોમકા;
તેહનાં તેજનાં તેજે તેજસ્વી ત્ય્હાં થતાં વનો.
કહેતા બ્રહ્મર્ષિ; ને રૂહેતા બ્રહ્મર્ષિ બ્રહ્મમાં રત.
ઝંખવાતા સૂર્ય-ચન્દ્ર ક્ષણ એ બ્રહ્મતેજથી.
હતા સૌ અન્ય જ્ઞાની, ને હતા એહ અનુભવી;
જીએ જીવનમાં જીવી પછી એ ઉપદેશતા.

બ્રહ્મછાયા બ્રહ્મર્ષિને બ્રાહ્મણો વન્દતા સહુ.
ઋષિઓ ઋગ્વેદરૂપ, બ્રહ્મરૂપ મહર્ષિજી:
એમ વિચરે ને વન્દે શાસ્ત્રો ત્‍હાં માનુષીરૂપે.
પછી જતાં જતાં આવ્યો, મહાસરની પાળમાં,
વિશાળો વડલો એક રહે મહાશિબિર શો:
મધુમીઠા મધુપોના ગુંજારવથી ગુંજતો.
દિશે દિશે પ્રલંબેલી ડાળો વિશાળ ડોલતી;
ડાળે ડાળે બ્રહ્મચારી ઝૂલે ને મન્ત્રને ઝીલે:
અને પલ્લવઝુંડેથી ઝુકાવે સરમાં જળે:
બ્રહ્મના બ્રહ્મચારીઓ તરે ત્‍હાં બ્રહ્મનાં નીરે;
તરે ને ડુબકી મારે, ડુબી ડુબી વળી તરે.
જળાનન્દે આનન્દીને આત્માનંદે મહાલતા;
બ્રહ્માનંદે આનન્દે એ આત્માનન્દી અમીઝરા.
અને ત્‍હાં પાળમાં બીજી જાંબુડો ઝૂકતો હતો;
બ્રહ્મચારિણીનુ વૃન્દ વિલમે બ્રહ્મવિલાસમાં:
જગતની લેગણો જેવી રાગિણી-વીતરાગિણી.
તીર્થવાસી તન્વંગીઓ પોયણાં શી પ્રફુલ્લતી.
જાંબુડાને ઝરૂખેથી ઝુકાવે સરનીરમાં;
પદ્મિનીની વેલ જેવી તરે ને નીતરે જળે.
ફેલાણી અફવા ત્‍હાં તો, વાયુ વાત લઇ ગયો;
દિશે દિશે જઈ દીધા સમાચારો સમીરણે;
'મુક્તિપુરીથી આવ્યો છે મુક્તોનો સંઘ મ્હાલતો;

મુક્તિની શુક્તિનાં મોતી અર્પશે મુક્ત હસ્તથી.'
પછી તો અંખીઓ આવી માર્ગના વૃક્ષવૃક્ષને;
પછી મંજીવની પીધી વને વેલડવેલડે
ચકોર જેવાં ચક્ષુઓ, પુષ્પનાં ઝૂમખાં સમાં,
પલ્લવે પલ્લવે ખીલે ઊઘડે પત્રપત્રમાં.
હરિયાળી જાળીમાંથી ન્હાળે આંખડી આંખડી.
જોગી જુએ જોગરૂપે, ભોગીઓ ભોગરૂપથી;
જોગીનો કે ભોગીનો એ સંઘ ? તે હરિને પૂછો.
સંઘનાં સાધુસાધ્વીઓ રમે ગમ્ય-અગમ્યમાં.
નાલંદની ભોમકાયે હતી ગમ્ય-અગમ્યની;
ગમ્યમાં ઊગતી'તી ને, અગમ્યે આથમી જતી.
ગંગાનાં બ્રહ્મપુત્રીનાં લ્હેરખાં લ્હેકતાં હતાં;
ભરી નાલન્દની ભોમ વ્યોમની ભોમમાં જતાં.
માર્ગે જતાં સંઘ પેખે દેખે આંખડી એટલું;
શ્રી હરિ ઊડતી દાખે જ્ઞાનની કિરણાવળો.
સહસ્ર રશ્મિ નાખીને સહસ્રાવધિલી દિશે
સહસ્રધા પાંખડીએ ભૂમિનો આત્મ ફોરતો:
બ્રહ્મના બ્રાહ્મણવર્ણો, જ્ઞાનના ગૂઢ વર્ણિલો.
મહાશાખ વૃક્ષરાજો મ્હોરેલા મ્હોર મ્હોરથી;
ફૂલડે ફૂલડે ફૂલી વેલવલ્લી પ્રફુલ્લતી;
પત્ર-પલ્લવની સંગે રોમાવળ સુરંગીલી!
વૃક્ષ વૃક્ષ હતું શાસ્ત્ર, ને વેલી વેલી કાવ્ય ત્યહાં.

ફૂલડે ફૂલડે એમ માનવજાત મ્હોરતી;
શાસ્ત્રોના ને શાસ્ત્રીઓના સુગન્ધોથી સુહે ભૂમિ.

બ્રહ્મચારીઓ કોડીલા, મદઝરા, મતિઝરા,
ઝીલીને જ્ઞાનની લક્ષ્મી લક્ષ્મીવન્તા ટહેરતા.

રાજરેખા, રમારેખા, ચક્રો કે ચક્રવર્તીનાં,
પડેલી પગલીઓમાં રેખાવળો રમન્તી'તી.

અંબ ને નીંબ મ્હોરે છે મૃદુમીઠી મધુરપે;
મ્હોરતી'તી ભૂમિ એમ મધુરી મધુરાવળે.

ગ્રીષ્મ વીત્યે પ્હેલી વર્ષા વર્ષે આષાઢી મેહુલે,
ત્યહાં ફોરમો ફોરે સુગન્ધાવળ ભૂમિની;
એવી ત્યહાં અહોરાત્ર સુગન્ધાવળ ફોરતી.
પ્રભાતે પ્રભાતે વાતા અનિલો સલિલોભીના
સમીરો સૌરભભારે સ્હાંજરે સ્હાંજરે વહે.
સૂર્યોદયે ને સૂર્યાસ્તે ભૂમિ સોહાગિણી થતી.

નીખંતો નન્દતો એમ હરિસંઘ જતો હતો.
એવે તારલથી વીંટ્યું આવ્યુ કો સૂર્યમંડળ;
બ્રહ્મર્ષિ મધ્યમાં એક, ફરતા બ્રહ્મચારીઓ.
આનન્દતું ઊછળતું આવ્યુ આશ્રમદિશથી;
હરિના સંઘને દીઠ્યે કીધી આનન્દ-ઘોષણા.
સંઘે કીધો પ્રતિઘોષ; ઘોષને ઘોષ પી જતો;
પડઘા-પરંપરા જાગી ઘોષ ને પ્રતિઘોષની.
નાલન્દ-ભૂમિએ જાણ્યુ હરિનો સંઘ આવિયો.

તળાવની પાળે ઊભું આવી એ બ્રહ્મમંડળ;
હરિની ફરતી વેરી બ્રહ્મે શું બ્રહ્મપાંખડી.
જ્ઞાનના મહિમાવન્તા બ્રહ્મર્ષિએ વધ્યા પછીઃ
'પધારો દ્વારિકાધીશ! પધારો યદુવંશીઓ!
દિશાઓમાં વિચરતા છો દિશાસ્વામીઓ ત્હમે.
દેવદેવર્ષિ જેવા છે દેવર્ષિ અમ લોમમાં;
દેવર્ષિએ પાઠવ્યો છે દેવો સત્કારવા મ્હને.
પધારો, દ્વારિકાભાનુ! પ્રભા પાડો પ્રભાતની.'
સુણી વેણાં રીઝી રાચી વધ્યાં હરિ પ્રસન્નતા;
'દેવર્ષિ દીપ્તિમાં છેને? બ્રહ્મને માર્ગે આશ્રમ?
આત્મા આનંદમાં વર્તે? ભૂમિ છે ભાગ્યવંત આ.
જલાવ્યો જ્ઞાનનો યજ્ઞ, જગત્‌માં જ્યોત નાખશે.'
હરિના સંઘના ઝોળા લીધા ત્ય્હાં બ્રહ્મચારીઓ;
બ્રહ્મચારિણીઓ આગે થઇ ત્ય્હાં માર્ગદીપિકા;
ને ગાતી વ્રજબાળાઓ હરિનાં ગુણકીર્તન.
નિત્ય નૌતમ નીર્ખીને સર્વતોભદ્ર ભદ્રદા,
આદેશ હરિએ દીધો કલ્યાણક કૃપાઘને;
'ઉદ્ધવ! પ્રેરણા પાવ બ્રહ્મની બ્રહ્મચારીને;
આનન્દાવો, બ્રહ્મબાળા! બ્રહ્મચારિણી-મંડળ.'
દેવર્ષિ-દર્શને એમ ગયું બ્રહ્મર્ષિ-મંડળ
ઉમંગીલું ગાતું રે, ને ભૂમિના જ્ઞાનઆશ્રમે.
થતી હરિપ્રભાથી એ પ્રભાળી · જ્ઞાનસોમકા.

પ્રતાપ પ્રાગ્જ્યોતિષના પ્રતાપ શો,
ગાંભીર્ય-કો આભલખંડ ઊતર્યો;
હતો મહિમા કંઈ કાશીપુત્રીનો;
વર્ણે હતી બ્રાહ્મણવર્ણીલી ધરા:
નાલંદની એવી હતી મહાભૂમિ.

## અધ્યાય ૩ જો · કુલપતિના આશ્રમે

નાલંદની સોમનું ભાગ્ય વાંચતો,
ને જ્ઞાનસીમા-મહિમા વિચારતો,
ને બ્રહ્મરશ્મિ અવધારતો ઉરે,
દેવર્ષિને આશ્રમ સંઘ એ ગયો.
દેવર્ષિની દીપ્તિ દીપન્તી આશ્રમે,

ભૂમિનો મહિમા જોતો સંઘ આશ્રમમાં ગયો.
ઘેર ત્ય્હાં આમ્રપલ્લીનો ઝૂકતાં પલ્લવે ઝૂલે;
દેવર્ષિના ભાવ જેવી ફાલતી હતી વેલડો;
દૃડઊંચી ડાળીઓનાં કોદંડો હીંચતાં હતાં.
મોરલા બ્રહ્મચારી, ને કોયલો બ્રહ્મચારિણી.
ગોરમ્ભો યોજનવાનો, ન્હાનકું શું હતું વન.
ખેલતાં ખેલતાં ખેલો, હરિણો રમતાં હતાં;
દોડતાં બાળબાળાઓ હાંકતાં હરણાં પૂંઠે.
બાહુમાં બાહુના જેવી ભાવે લીડી'તી ડાળીઓ;
અંગુલિમાં અંગુલિ શી ગૂંથાતી વિટપો ઝીણી.

શાખાઓ ત્ય્હાં પ્રલંબાતી જ્ઞાનીની જ્ઞાનગોષ્ઠિ શી.
તેજતેજની વેરેલી ગૂંથીને પુષ્પપાંખડી.
ઘટાછાંયનો ગાલીચો ધરામાં પાથર્યો હતો.
પાય મૂકત્યે પુષ્પવેલો પાયે પુષ્પ વધાવતી;
દોડતાં હરિણો જાણે જ્ઞાનનાં કિરણો ઝીલે.
વૃક્ષરાજી વીથી ઃ એમ વિભાઝરો વિભાકર
ઝરી ફુવારધારાઓ વન્દતો ઋષિભોમકા.
લેઈને જળની હેલો આશ્રમલક્ષ્મી શી જતી,
પુષ્પપુષ્પિતા વેલી શી નમન્તી ઋષિપત્નીઓ;
હાથિણી સમ હેલન્તી, માતા ભાવિ મહર્ષિની.
ઉછાળેલી શીંગડીએ ધપન્તી ધાય ધેનુઓ;
છલન્તાં વત્સવત્સાઓ બાલબાલા સમાં રમે.
નેણલે ન્હાળતો એ સૌ, વન્દતો, અભિનન્દતો,
જતો'તો સંઘ સાનન્દે આનન્દકન્દ વૃન્દમાં.
શ્રમીની શ્રમશાન્ત્યર્થે એહ આશ્રમવાસીએ–
ઉતાર્યાં સંઘના સન્તો આશ્રમના અતિથિગૃહે;
શાન્ત સ્રોતસ્વિનીતીરે, વૃક્ષોના ગાઢ ઘેરમાં;
જ્ઞાનની ગૂઢતા જાણી ઘેરીને સંઘને ઢળી.
ફરતા પર્ણકુટિરોના ઊભા'તા જ્ઞાનમંડપો.
ગૂંથીને જૂઈ ને જાઈ વાળી'તી દ્વારમાંડવી;
માલતી ઝૂલતી ગોખે, જાસુદોના ઝરૂખલા;
ને રાજેશ્રી રાજચંપો હતો આંગણદેવ શો.

દ્વારે ઊભા'તા દેવર્ષિ દેવદેવર્ષિના સમા,
ભૂમિ-આત્મા નમા ભવ્ય,મોક્ષદા જ્ઞાનજ્યોત શા,
આભના થભના જેવા, દેવની મૂર્તિ ભૂતલે.
ઋષિ વદન વન્દીને સત્કાર્યા મધુપર્કથી.
શ્રી હરિના પાયપદ્મ ધોયા કુંકુમકેસરે,
પછી પચામૃત દીધુ, ને લીધુ ચરણોદક.
'આત્માનન્દે ઉમગો છો કલ્યાણાર્થ ઉમગિવા;
સઘ સૌ ક્ષેત્રમા વત? માર્ગનો શ્રમ શો હતો?
રમે છે આનન્દરગે સઘની માદ્દી ધેનુઓ?
આપ છો બ્રહ્મની મૂર્તિ એહ છે બ્રહ્મવલ્લીઓ
કકર કો નથી ખૂચ્યો? વાગ્યો કો નથી કટક?
લીલા લ્હેરે કરો છો ને? વન્દે છે સૌ જનો વનો'
પાર્થ કહે, 'શુભેચ્છાઓ ફળે છે સર્વ આપની;
આ આમ્રપલ્લીના જેવી છે આમ્રપલ્લી સઘની.
આત્માને ઊણપો શાની વિરાજે જ્યહા હરિ સ્વય?'
પછી સોતસ્વીમા ન્હાયો, જમ્યા વનફળો-ફૂલો
બ્રહ્મવલ્લી જ્ઞાનવલ્લી, સોમવલ્લી સુહાગિણી,
વનની વેલ્લી વેલીના પીધા પીયૂષ ભાવતા,
યજ્ઞ કાજે સારવેલા સારભાર વનાન્તના:
રસસ્વામી સોમદીધા વીણી લીધા ઋષિગણે
પછી શ્રમી વિશ્રામીએ ડાળે ડાળે ચ્હડી ઘડી
આત્મપલ્લીની છાયામા લળાવી દેહવલ્લીઓ;

અને ડાળી-પલ્લવનો સ્વયંભૂ ઝુલતો ઝુલો.
ઘટાના એ ઘેરમાંથી, લીલમલીલી જાળીથી,
નેત્રો શોધે નેત્રમાર્ગો ઓળંગી ઊડવા નભે.
અને આભલની પાર જ્ઞાનના મેઘ શોધવા.
જ્ઞાનીની ઘડીઓ જાય રમન્તાં જ્ઞાનમાર્ગમાં.
ને પછી મધ્ય મધ્યાહ્‌ને, મહાયોગે, મહાક્ષણે,
સૂર્ય કેન્દ્રે હતો ત્હારે, દેવદત્ત ફૂંકારીને,
ઓંકાર ઓહમ્ સોહમ્‌નો આભે પાર્થે ગજાવિયો.
સમસ્ત આત્મન્ જાણે ઉચ્ચર્યો કુરુક્ષેત્રનો.
જાણે ગાંડીવટંકાર કીધો પીધે ગીતાસુધા.
જાગી ત્હાં જ્યોતમાં જ્વાળા, થયોસૂર્યપ્રભાઝરો;
જાગ્યું કુલપતિ-કુલ, જાગી એ જ્ઞાનભોમકા.
પલ્લવો આમ્રપલ્લીનાં ભાગ્ય શા ઋષિઆશ્રમો,
પયસ્વી સ્રાતસ્વિનીના ઘટાઘેર ઘૂમી વળ્યો.
ઘૂમી ઘૂમીને ઓંકાર ગયો એ લોકલોકમાં;
'અખાડો જ્ઞાનનો આજે જામશે;' જઇને કહ્યું.
એ મધ્યાહ્‌નોત્તર યોગે કોમળી તેજછાંયમાં,
ચોકમાં આમ્રપલ્લીના મળી આશ્રમમેદની:
હજ્જારો નર ને નાર, હજ્જારો બાલબાલિકા.
મહર્ષિઓ, બ્રહ્મર્ષિઓ, પનોતી ઋષિપત્નીઓ;
ધેનુઓ વત્સવત્સાઓ મોરલા મૃગલાં મળ્યાં.
ડાળડાળે ઋષિપુત્રો વેલે વેલ જ પુત્રીઓ.

રંગરંગી પર્ણ-ગૂંથ્યાં હતાં ત્‍્હાં પર્ણ-આસનો.
દેવર્ષિની દેવજ્યોત મેદની મધ્યમાં હતી;
પાર્શ્વે હતાં કુલમાતા જગત્-માતૃત્વ જ્યોત શાં.
શ્રી હરિ ત્‍્હાં હતા મધ્યે સર્વતોભદ્ર આસને;
ચન્દ્રી રુકૃમિણી ભદ્રાના ચોકમાં ચન્દની ઝરે.
એવો થયો જયઘોષ, 'જય કુલપિતાની હો;'
અને થયો પ્રતિઘોષ, 'જય હો કુલમાતનો.'
બ્રહ્મચારી માતા વન્દે, પિતાને બ્રહ્મચારિણી;
ગાજતી ગર્જને ભૂમિ, ગાજતા સરિતાતટો.
પુરાણી એ હતી સ્પર્ધા આશ્રમે માતૃપિતૃની,
ઊઠ્યા એક બ્રહ્મર્ષિજી, મુખે બ્રહ્મત્વની પ્રભાઃ
ઊર્ધ્વબાહુ ઊભા; ત્‍્હાં તો સંચર્યાં જળ શાન્તિનાં.
'પિતૃત્વની માતૃત્વની સ્પર્ધા આ છે સનાતન;
સ્વયંમુખે સ્વયંબોલે મટાડો આજ શ્રી હરિ!
કુમારો માતૃત્વ પૂજે, પિતૃત્વને કુમારીઓ.'
હસ્યા હરિ; મેદનીમાં એહ હાસ્યપ્રભા સ્ફુરી;
ધીરે ધીરે મન્ત્ર ભાખ્યા, ટીપે ટીપે ઝરો ઝર્યાં.
'સહસ્રધા બાલિકાઓ, શતધા ઋષિપત્નીઓ.
રુકૃમિણીજી સ્વયં બેઠા : શો ત્‍્હાં ઉત્તર ઉચ્ચરું?
નરસૂનુ થશે વિશ્વ, કે નારીસૂનુ આ જગત્,
જનતા ઉત્તર ક્‍્હારે પામશે આપ પ્રશ્નનો.
બ્રહ્મર્ષિ! બડભાગી છો, છે સોહાગણ સોમકા;

ધન્ય છે આશ્રમવાસી કુમારો ને કુમારીઓ:
કુમારો નારીને પૂજે, નર પૂજે કુમારિકા.

એવો યે આવશે યોગ, એવો યે સૂર્ય ઊગશે,
નરદ્રોહી થશે નારો, નારીદ્રોહી થશે નરો.

પૃછો દ્વારિકાવાસીને, પૃછો વા યદુવંશને,
વૈદર્ભીથી વધું હું? કે વૈદર્ભી મુજથી વધે?

મ્હને પ્રેમે ન્હોાનયો, મ્હેં એક્યું આહમ પ્રેમુથી;
પિતૃમાતૃની જ્યોતો છે દમ્પતીનાં સજોડલાં.

કુલપિતા કુલમાતા હું. તો વન્દું છું બેયને.'
ઊઠ્યા શ્રી હરિ; ને જૈને બન્નેને ચરણે પડ્યા;

ધરા ધ્રૂજી આભ ધ્રૂજ્યો આશ્રમના જયઘોષથી.
પછી કીધી જ્ઞાનપૂજા આશ્રમે બ્રહ્મપુત્રીની;

ગાયું સરસ્વતીસ્તોત્ર બાળબાળા હળી-મળી.
મોરલા-કોયલો ગાતાં તે દી ઉમંગરંગથી;

નીર્ખી પુત્રપુત્રી થાતી સરસ્વતી સુભાગિણી;
અને દેવભૂમિ જેવી ભાસતી જ્ઞાનભોમકા.

શારદે! સુભગે! પ્રસન્ન હો!
જ્ઞાનપંખિણી! આભઅંખિણી!
સુપ્રભશુભ્રા વર્ચસ્વઅભ્રા કુમારિકે!
શારદે! સુભગે! પ્રસન્ન હો!

બ્રહ્મદર્શિની, બ્રહ્માંડસ્પર્શિની, નિતાન્તહર્ષિણી;
કલ્યાણી ગ્રન્થપાણિ મહાવાણી
ગિરા ગૌરવેશ્વરી!

સૌન્દર્યમંડન, અશુભવિખંડન, શોભાશોભને!
વિશ્વવીણાધારિણી, અખિલભુવનવિહારિણી;
ધર્મટંકારકારિણી ગમ્ય-અગમ્ય-તારિણી;
સન્ત-મહન્ત-ઉદ્ધારિણી,
હંસવાહિની, ગહનહાસિની, સૌદામિની!

મહામનોરથા બ્રહ્મલાડીલી!
શ્રેયદા, પ્રેયદા;
રસદા, શુભદા, ઊર્જિતા, આયુર્દા;
શારદે! સુભગે! પ્રસન્ન હો!

જનતા-વન્દિની ઋષિ આનન્દિની
આનન્દનન્દિની, જયધ્વજી!
કવિતાકાન્ત નિત્યનિર્ભ્રાન્ત, પ્રભાતપ્રશાન્ત;
જોગેશ્વરી, ભોગેશ્વરી, વાગીશ્વરી;
પુણ્યમુદ્રા લોકભદ્રા બ્રહ્મચારિણી!
શારદે! સુભગે! પ્રસન્ન હો!

દિનો એમ રહ્યા કૈંક નાલન્દ-જ્ઞાનભોમમાં,
અને આશ્રમવાસી શું કીધી કૈં જ્ઞાનગોષ્ઠિઓ.
ઋષિ ઋષિપત્ની બાળો—રીઝ્યો ઋષિઆશ્રમ.
ને પછી એકદા ભાખ્યુ: જ્ઞાન છે ગૂઢતા ભર્યું;

જ્ઞાન ને ભક્તિની પાંખો ફૂટે તો તીર્થ છે કને.
સુભાગી બંગભૂમિમાં આવશે ભક્તરાજ કો;
ભાવલીની ભૂમિને આ ઊર્મિપાંખે ઉડાવશે.'
કુલપિતા-કુલમાતાને વિધિવત્ વન્દીવન્દીને
પછી પન્થે પડ્યો સંઘ પૃથ્વીના પરિક્રમણે.

બ્રહ્મજ્ઞ બ્રહ્માર્પણી બ્રહ્મચારીઓ,
ને બ્રહ્મચારિણી મહાપ્રભાળનુ
સરસ્વતી-સ્તોત્ર સ્મરી ઉરે ધરી,
એ સંઘ માર્ગે મિથિલાપુરી ગયો:
પ્રકાશતો જ્ઞાનપ્રકાશની પ્રભે.

## અધ્યાય ૪ થો. જળઅપ્સરા

લૈ જ્ઞાનનાં ગૌરવ જ્ઞાનભૂમિનાં,
નિહાળીને વર્ચસ્ બ્રહ્મચર્યનું,
ત્ય્હાં તીર્થવાટે હરિસંઘ એ ગયો;
મૂકી પૂંઠે સંસ્મરણો સુખાળવાં.
પન્થે પડ્યાં'તાં સરિતાસરોવરો.

તીર્થોમાં તીર્થીનો સંઘ જેતો'તો વગડે વને.
સંઘને મોખરે પાર્થ, ભૂમિના ભોમિયા સમો,
પારખે તરભેટા, ને ભૂલેલી કેડી કોરતો
સ્નાયુબદ્ધ નિયતાત્મ પાર્થ એ વીર દેહનો.

'અહો ! એ બ્રહ્મતેજસ્વી મુદ્રાળા બ્રહ્મચારીઓ !
ભુજાળા ભોગળ જેવી પાયે વાયુની પ્રેરણા;
શીર્ષે કેશાવળ ઊડે શૃંગાળા કાળિયાર શી.
બ્રહ્મનાં કિરણો નેત્રે, પ્રજ્ઞાની ફૂટતી કળી;
બેસતા ગ્હોરના જેવી મૂર્તિઓ બાલબ્રહ્મની.
ભમ્મરે તપનાં તેજ, ભૂમિનાં ભાગ્ય ભાલમાં;
ગાયત્રીના કુમારો એ હતા સૌ જ્ઞાનપુંગવો.
વનશ્રીની કાન્તિવન્તા મહર્ષિ ભાવિના હતા.
'એક–એક જ્ઞાનઆંબો': બોલ્યો પાર્થ મહાપ્રભ.
ભદ્રા બોલ્યાં ભદ્ર શબ્દોઃ'મ્હને ગમી બ્રહ્મચારિણી;
બ્રહ્મલોકથી આવી શું પૃથ્વીમાં બ્રહ્મવેલીઓ.
સખીઓ હરિણીઓની હતી આનંદમૂર્તિઓ.
બાળારૂપે ઊભી'તી શું જ્ઞાનની કિરણાવળો.
વેલ કો માલતી કેરી, વેલ કો જૂઈ જાઈની;
પાંખડી-પાંખડી ખીલે નિર્મળી ગુલછડી રૂડી.
મહર્ષિઓની માતાઓ પુત્રીઓ ગાર્ગીની હતી;
હંસગામિની હંસીઓ હતી સરસ્વતી સ્વયં.'
રુક્મિણી કહેઃ'હતી ત્હાં તો ગૌરવી ઋષિપત્નીઓ;
ભૂમિનું ને સ્વામીઓનું એહ આશ્રમગૌરવ.
ભાવિનાં ભાગ્યની માતા હતી અમૃતવલ્લીઓ.
આરોગ્યની અધિષ્ઠાત્રી, જનેતા કુળક્ષેમની;
પુષ્પપુષ્પે પ્રફુલ્લેલી જાણે સૌ વનદેવીઓ.

વનોની એ વનશ્રી, ને ગુણોની ગુણવલ્લરી.
શરદે શારદા એહ, વસન્તે એ વસન્તિકા;
વિધાત્રીની પુત્રીપુત્રી ધરિત્રી કેરી ધાત્રીઓ.'
'હતી બ્રહ્મર્ષિની જ્યોતો,' વદ્યા ઉદ્ધવ વેણલાં.
'ઓજસ્વી, વડા વર્ચસ્વી, ભાસ્કરો બ્રહ્મના સખા,
ધીર, ગંભીર, ને ગૂઢ ભાસતા ભવ્યતા સ્વયં.
જિહ્વાએ ષટ્શાસ્ત્ર બેઠાં, સ્કન્ધે જ્ઞાનની ઝોળીઓ;
સ્થાપેલા બ્રહ્મના સ્તંભ, ચાલતી વેદમૂર્તિઓ.
જ્ઞાનવિજ્ઞાનના કોષ પરબ્રહ્મે ભર્યા; પછી
પૃથ્વીમાં રમતાં મૂક્યા; એહ બ્રહ્મર્ષિઓ થયા.
બ્રહ્મર્ષિ આશ્રમથી, ને બ્રહ્મર્ષિથી જ આશ્રમ.'
'વિસ્મરો કાં દેવર્ષિને?' હરિની બંસરી ઝરી.
'અણુધોના વિણુધો જ્યહાં સર્જાયે એ ગુરુકુળ.
દેવર્ષિ જ્ઞાનની જ્યોત દેવર્ષિ ભોમદૈવત;
દેવર્ષિ બ્રહ્મની છાયાઃ તસ્માત્ દેવર્ષિ દેવ શા.
દેવર્ષિથી જ સોહે છે, સોહે છે ગુરુવન્તું ગુરુકુલ.
વાત્સલ્યે એ વ્હાલસ્હોયા, પાળે-પોષે પિતા સમા;
રાજન્ સમા અધિષ્ઠાતા, રાજશ્રી વિલસે સુખે.
બ્રાહ્મણકુળના બ્રહ્મા, જગત્‌ના છે જગત્‌ગુરુ;
ચન્દ્રમંડળમાં ચન્દ્ર સૂર્ય છે સૂર્યમંડળે.'
સૌસૌના આત્મમાં એમ જ્ઞાનભોમ રમી રહી;
સંઘ આનન્દતો એમ સ્મરણોને સ્મરી સ્મરી.

એમ જતો હરિસંઘ વાતોમાં વગડે–વને.
ને પછી પથિકો પન્થે ઢળ્યા'તા સરિતાતટે;

માથે મધ્યાહ્નના સૂર્ય ઝૂલે પારસપીપળો :
ડોલતાં પલ્લવો પત્રો હરિને પંખવો કરે.

હરિ સરોવરે ન્હાયા; ન્હાયાં સોતનીરે સહુ;
અને એ સોતનીરેથી લાવ્યાં પક્ષી રતુંબડાં.

અર્ધનિદ્રા અર્ધતન્દ્રા, જગત્ જેવા, પડયા હતા;
છન્દ છન્દે જતા વાતા મન્દ મન્દ સમીરણો.

એવે ત્ય્હાં ગીતની ધારા ઝીણી ઝરમરી રહી;
જાણે કો માધુરી ઢોળે અપ્સરા અન્તરિક્ષથી.

ઓલી શું જળની લક્ષ્મી જળતરંગના સ્વરે;
સિત્કારે વા જળશબ્દે સોતસ્વિની પયસ્વિની.

કોઈક તો કહો ક્ય્હારે હરિવર આવશે રે લોલ.

દિવસે દિનમણિ પૂજું. કમળ ધરાવું જો!
વળી–વળીને પૂછું શ્રીહરિની વાતડી રે લોલ;
રાત્રે પૂજું શશિયર, પોયણ અર્પું જો!
પાથરજો હરિને તિમિરાવળ ચન્દની રે લોલ.

દિશદિશ વહતા જગસંચરતા વાયુ જો!
સન્દેશો શ્રીહરિને માહરો લઈ જજો રે લોલ;
સ્થળસ્થળ ઢળતાં જગધપતાં જળવ્હેણલ જો!
શ્રમિત શ્રમિત હરિવરના પાય પખાળજો રે લોલ.

મેહુલ! પાંખ પ્રસારી જગત્ ઘૂમો છો જો!
જગકલ્યાણક! કરજો મુજ કલ્યાણને રે લોલ;
આભલ! નવલખ તારલનયને નીરખો જો!
જ્યહાં હો ત્હાં હરિને ચન્દરવે છાયા કરો રે લોલ.

જોપીડા! જોજે જગરેખાવળ નમણી જો!
વિધિ લખિયેલી વરધો હવે કેટલી રે લોલ?
અનિલ! અનિલ! તમ વાંચું અક્ષર અક્ષર જો!
નિત્યનિત્ય થાય કે આજે હરિવર આવશે રે લોલ.

કોક તો કહો, ભલા! હરિવર ક્યાહરે પધારશે રે લોલ;
કોક તો કહો, ભલા!—

હલક દેવબાલાની, મીઠપ ગાંધર્વલોકની;
આશા ભરી વ્હેણુસંગે ગીતવ્હેણુ વહ્યે જતું.
સંઘનાં સાધુ ને સાધ્વી આનન્દ્યાં હરિકીર્તને.
ભદ્રા ધાયાં શ્રોતઆરે ગીત ગાનાર શોધતાં;
ત્હાં તો ઊભાં'તાં આરામાં વહતાં ધીર પાણીડાં.
સોહાગણી સુભદ્રાએ નિહાળ્યું જળકૌતુક;
પયસ્વિનીનાં પાણીડાં શ્રીહરિને પુકારતાં.
'હરિ! આ કૌતુકઆરો; પોકારે શૂન્યતા ત્હને.'
ત્હાં ગહનતા બોલી, બોલિયાં જળ સ્રોતનાં;
વ્હેતું આવ્યું વળી ગીત વહન્તા જળવ્હેણુથી.
'જોપીડા! જોજે જગરેખાવળ નમણી જો!
વિધિ લખિયેલી વરધો રહી હવે કેટલી રે લોલ;

અનિલ! અનિલ! તમ વાંચું અક્ષર અક્ષર જો!
નિત્ય નિત્ય થાય કે આજે હરિવર આવશે રે લોલ.'

ધાતો આવ્યો સંઘ આરે, થયો આરો સજીવન;
પધાર્યાં ત્ય્હાં રુકમિણીજી હસન્તા હરિને લઈ.
'સાચે આ કૌતુકઆરો; જો સ્હામી જળઅપ્સરા';
કૌતુકમુગ્ધ ભદ્રાને હરિએ દાખ્યું કૌતુક.
સોતનાં નીરની મધ્યે, અને પદ્મપત્ર આગને,
દેવસૌન્દર્યની મૂર્તિ ઊભી'તી જલસુંદરી;
સર્વસૌરભસંભાર અંબાર દેવરૂપનો.
હરિને વન્દતી ઊભી અમૃતસ્વામી ઓળખી.
અને પછી દેવકંઠે દેવની માધુરી ઝરી;
'આ છે તપસ્વીનો આરો, હરિ! આપ તપસ્વી છો.
જાણો છો વીતી તે વાર્તા, જાણો મુહૂર્ત આજનું
ને આ તપસ્વી-આરાની હું તો છું જળઅપ્સરા.'
'વારુ, તું જગને કાજે કહે ત્હારી કથા કંઈ.'
જળથી મધુરા બોલે બિરદાવી હરિવરે.
'હતા મહાતપસ્વી એ આવ્યા'તા તપલોકથી;
ઐશ્વર્યસિદ્ધિને અર્થે, કે અન્તરિક્ષ જીતવા.
આ શિલાએ વિરાજીને ઉગ્રોગ્ર તપ આદર્યું;
જોયું આભઝરૂખેથી, ગગ્યું તપસ્વી-સાહમ;
મોહી મોહન-મુદ્રામાં. આભથી ઊતરી સરી.
નીલપંખો વીણું ત્યાં તપસ્વીને વધાવવા;

સુણી એ મુજ સંસ્થાર થયો ભંગ સમાધિનો.
જાગિયા; જાગીને જોયું; તો જોઈ વીણતી મ્હને.

નીર્ખી તપેશ્વરી કોપ્યા, નિર્ઝર્યો કોપ શાપથી;
'નીલપદ્મો ગમે છે, તો થજે તું નીલપદ્મિની.'

લોકજિહ્વા તેહ દિનથી નીલનેત્રી કહે મ્હને.
વીનવ્યા; વત્સલી. ત્ય્હારે દીધું ઈંક નિવારણ;

'રાત્રે રાત્રે નારીરૂપ, કમલિની દિનેદિને.'
ત્ય્હારથી વિધિવત્ પાળ્યું બ્રહ્મચર્ય વિધિવશાત્.

'ને વિશ્વપરકમ્માામાં અહીં હરિ પધારશે,
થશે ત્હારું પૂર્ણરૂપ મંગલ હરિદર્શને.'

એહ સૂર્ય ઊગ્યો આજે, આરો ધન્ય થયો; હરિ !"
વન્દી વન્દી શ્રીહરિને, વન્દીને પાથર્યું જગત.

જળે જળઅપ્સરાઓ વન્દતી નન્દતી શમી.
હરિએ આશિષો અર્પી, સંઘે વધાવી ફૂલડે;

અને તપસ્વીનો આરો શાપમુક્ત થયો ત્ય્હાં.
સ્રોતસ્વિની આનન્દી, ને સૂકા તટો થયા લીલા;

નીલનેત્રી પદ્મિનીને જળે હૈયે ઝીલી લીધી.
અખૂટ ઉરના ભાવો, અખૂટ ઓઘ નીરના;

અખૂટ અદ્‌ભુતો વિશ્વે, અખૂટ હરિની લીલા.

અખંડ ભૂમંડળના કિરીટ શો,
પયસ્વિનીથી પૂરતો દિશા દિશા,
આમન્ત્રતો લોક ઊભો હિમાલય.
ગયો હરિસંઘ હિમાદ્રિની દિશે,
જુગો-જુગોના જનમાર્ગ ખેડતો.

## અધ્યાય ૫ મો · બળતાં વન

ગિરિગિરિના દવ છે જુદાજુદા,
નાનાવિધિ વહ્નિય છે વનેવને;
જગત્-જગત્નાજૂજવાજઅગ્નિઓ,
ઉરેઉરે આતમ-અગ્નિ એહવા.
આવો, બુઝાવો જળતા હુતાશ કો.

પન્થ પન્થે પાય માંડી કાપતો કેડીકેડીઓ;
આંખડી ચોજનો ધાતી માર્ગમાં હરિસંઘની.
ઓળખે આત્મના રોગો, પારખે દેહપીડને;
વનશ્રીમાં શોધતાં ત્ય્હાં ઓષધિ રોગરોગની.
જોતાં'તાં જગવિસ્તાર મહી વિસ્તરતો મહદ્.
ડુંગરે ડુંગરે દેવ, દેવાંગના જળેજળે;
સરિતે સરિતે તીર્થ, યાત્રાધામ સરેસરેઃ
નીર્ખે, હર્ખે, વધાવે, ને વન્દે દૈવત દેવનાં.
સંઘ બ્રહ્મત્વને પૂજે હરિ બ્રહ્મત્વ ખીલવે.
જગતમાં જામતા કલિનાં કૂડને ધુએ.

તીર્થ તીર્થ ઉચ્ચરતા શ્રીહરિનો જયોજયો.
સંઘ જ્યહાં જ્યહાં સંચરે, ત્ય્હા કેડીમાં ફૂલડાં ઊગે;
માર્ગને બંને પાસે ધાન્યે ભરાય ખેતરો.
વીણે લ્હણે હરિસંઘ, હરિ હુલસાવતા ધરા.
ધરાની ધીરતા વન્દે વીરતા પાર્થ વીરની.
માર્ગે મળ્યુ પંચ એક વનીનુ ગ્રામવામીનુ;
વડેરાને સ્કન્ધ સ્કન્ધે ઢળકે તીરકામઠાં
માથે તરકાળો મ્હોટા, મૂછોના શોભિયા મુખે;
ગામની બુદ્ધિનો સાર, ગામનુ એક ગૌરવ.
વડેરાએ સઘ દીઠો જતો ઉત્તરની દિશે.
હૈયાની હાકલ દીધી, 'ઓ વટેમાર્ગું વાટના!
માર્ગ ભૂલા પડ્યા ભાસો, દીસો છો દૂરદેશના.
આપણો એ નથી માર્ગ, આપણો માર્ગ પૂર્વનો.
માસે-છ માસે આવે છે-આ દિશે વનના દવો,
બળતી દવની ઝાળો કરે છે ભૂમિ અગ્નિની'
થંભ્યો એક હરિસંઘ, થંભે જેમ વહેળિયું;
વન્દી ગામવડેરાને મિથિલાવાટ વીનવી.
'મિથિલાની એ જ કેડી; ખેડી હતી ખૂણાં ખૂણાં.
હમણાં કોક આવી છે ભૂનોની ત્ય્હા ભૂતાવળ;
પર્વે પર્વે ભભૂકે છે ભડકે ભડકે દવો.
વળો એ પાધરી વાટે, આ તો છે દવની ભૂમિ.
આવ્યા છે ત્ય્હાં ઋષિ કોક, પ્રાતે પ્રાતે કથા કરે;

કથા ડાહી દેવ જેવી, કથામાં દાખવે દવે.'
હરિએ આભને પૂછ્યું, ને પૂછી પ્રીછી વારતા;
પ્રીછીને ઉચ્ચર્યા શબ્દો ત્રિકાળમન્ત્રના સમા :
'વડેરા છો વયોવૃદ્ધ; પૂજ્ય છો, ગ્રામપંચ છો;
આ પૃથ્વીના પાટવી છો; બુદ્ધિ છો દેશબન્ધુની.
સાચું કહો છો ગુણ્યુ તે સૌ, આ તો છે દવની ભૂમિ.
મિથિલામાં ઋષિ એક આવ્યા છે કોક દેશથી
ને એ ભડકે ભડકે ભમાવે છે ભૂતાવળ.
ભલુ કીધું કીધી વાર્તા, અજાણ્યાં અગ્નિમાં પડે.
પણ એક પૂછું વાત પાધરી ધરના મમી.
પ્રારબ્ધી એ જતો. જેણે જગ-અગ્નિ દીઠા નથી;
કેઇ ભોમે નથી દીઠા જ્વલન્તા જળતા દવો?
દેશે દેશ દવ લાગ્યા, દવ લાગ્યા દિશે દિશે'
'ભણે છે તો ખરું બાપો;' વડેરા એક ઉચ્ચર્યા :
'દિશાઓ સહુ દીઠી છે; બાપા! જા તું દીઠી દિશે.'
સિધાવ્યુ એ ગામપંચ ગામનુ ગુહ્ય ગોતતું.
ને સંઘ પાધરી વાટે સિધાવ્યો મિથિલાપુરી.
અને પછી પૂછ્યું પાર્થે વેડતાં માર્ગકંટકો,
'પ્રફુલ્લ્યાં જગ બાળન્તા હરિ! એ દવ શા હશે?
પ્રજાળે નગરો જે, ને જલાવે વગડાવનો?'
'હા' કહી ટાપરી પૂરી, સંઘે એ પાર્થપ્રશ્નની;
હરિને થયુ, 'બોલે છે મિથિલાપુરીની દિશા'

'પાર્થ! આ તાહરો પ્રશ્ન નથી કૈં આજકાલનો;
આદિકાળથી પૂછે છે જિજ્ઞાસાળા જગતજનો.
મિથિલા જઇને જોજે દવના ભેદ છે ત્યહાં.
ને વાગોળી-વિચારી જો પ્રશ્ન ત્હારો વળી વળી;
જાગે છે જગતે શાને વનદવો જગત્ દવો?
સાગર ઊછળે શાને? નથી શાન્ત થતા ક્ષણે?
અને પછી બ્રાહ્મદૃષ્ટિ વાળજે અભિઅન્તરે;
નીર્ખજે ભરીને નેણાં, ચિતાઓ કેરી ચારીઓ.
આધિ-વ્યાધિ-ઉપાધિના હૈયે હૈયે હુતાશ છે;
બ્રાહ્મણ-અબ્રાહ્મણને અગ્નિહોત્ર ઉરે ઉરે;
ધખધખે છે અંગારા આત્માને સળગાવતા
શિલાઓ સાતપૂડાની વા વિન્ધ્યાપાય ઉત્પલો,
સૌને ગ્રીષ્મે ધખે ઘામ, શિશિરે થાય શીતળા.
તેજને તિમિરાવળની કારમી કુરુક્ષેત્રની,
પુણ્ય ને પાપની ઝાળો ઊઠે છે અવની ભરી.
ખાંડવવનના અગ્નિ વરસે છે વને વને.'
વિરંચીએ સૃષ્ટિકાળે કોરી છે કૈંક કેડીઓ;
જતો'તો પાધરી વાટે સંઘ એ મિથિલાપુરી.
વનો આવ્યાં વૃક્ષો આવ્યાં, ઘટાઓ ઘેરતી પડી.
ઝૂલતી વેલી વેલીએ ઝૂલતાં નવ પલ્લવો.
પાથર્યાં'તાં પત્રપુષ્પો ધરો લીલી હતી ધરા.
ન દીઠો અગ્નિઅંગારો, ન કો ભસ્માવળે દીઠી;

ન દીઠો કો દવાગ્નિ, કે પગલી કો દવાગ્નિની.
લીલમલીલુડી પાંખે પોપટો ઊડતા હતા;
ગેલે નિર્મળા રીઝી હંસો હંસીની સંગમાં.
ઊભાં હતાં આભ જોતાં સૌમ્ય સારસસારસી.

ત્હાં ટ્હૌકી સુભદ્રા : 'જો, પાર્થ! સારસડાં રમે:'
'મૈથિલીનો દેશ છે આ,'....ટહુકો પૂર્યો.

સંઘના સાધુઓ માર્ગે રામને રટતા હતા;
સંઘની સાધ્વીઓ પન્થે મૈથિલી સ્મરતી હતી.

વૃક્ષરાજોની છાયામાં પડાવો પાડતા જતા.
એકદા વડલા-ઘેરે ઢાળો ઢળેલ સંઘનો;

ઝૂલતા'તા વૃક્ષઝૂલે ડાળીને છેડલે ઝૂડી.
શાખ બેઠાં કરે વાતો જગતની શુકસારિકા;

આપે-લે ચંચુઓમાં, ને પેપડી પેપડી ચૂગે.
સંઘ ન્હાળે હરિને, ને ન્હાળે ધ્રુવદિશા હરિ.

સૂર્યનાં કિરણો ભોલ્યાં? લાલિયા વાત વાયરા?
આભઘેરાવ વાંચ્યો? વા આંખે ક્ષિતિજ ઓળખી?

હરિએ હાકલ દીધી છાંયે ઢળેલ પાર્થને:
'ઉત્તર દિશાથી, પાર્થ! આવે છે વનનો દવ.'

સફાળા ને ઉમંગાળા ઊઠ્યા સંઘ હરિસખા;
ઊભા જૈને હરિસ્હોડે વડઘેરની કોરમાં.

જોયો જે વડલારોપો ઉત્તરે ધ્રુવતારલો.
'સાચે, હરિ! દવાગ્નિ છે. વૃક્ષનું એ થશે વન;

ધૂમ્રસૂનો દવાગ્નિ આ દ્રુમે દ્રુમ જલાવશે.
આ દિશે દવ આવે છે સાધુસાધ્વી દઝાડશે.'

લીધાં પાર્થે પડી હુવાં, ને કીધાં ચાપબાણુ ત્હ્યાં;
ભાવતો ભણીને મન્ત્ર ચ્હડાવ્યાં ચિન્તવી દિશા.

'મેઘાસ્ત્રનો મન્ત્ર નાંખે?' પૂછે હરિ, અને હસે.
'નીર્ખજે ને પારખજે ભાવભેદ દવાગ્નિના;

યજ્ઞાગ્નિ શા દવાગ્નિયે હોય છે દેવદેવના.'
હરિએ હાક દૈ તેડી, ભદ્રા સુભદ્ર રુક્મિણી;

બે વૃક્ષરાજની મધ્યે ઊભી બે પુષ્પવેલડો.
મહાબાહુ મહાધન્વા મહાજેતા ધનંજયે

ભણી મેઘાસ્ત્રનો મન્ત્ર ચાપથી બાણુ છોડિયુ.
ધારા-ધારા વર્ષતું એ ગયુ દવાગ્નિની દિશે.

લોકનુ અજ્ઞાન બોલ્યું, 'અકાળે માવઠું થયું.'
હોલવાયો ઝંખવાયો ન ત્હોયે કૈં દવાગ્નિ એ;

ઊભો'તો, મહાશાખાળો અગ્નિનો વડલો વડો.
જલે એ મિથિલામાર્ગે જગતુજ્વલન્ત અગ્નિમાં.

'દવાગ્નિનો વડલો આ હોલવાતો નથી, હરિ!'
આશ્ચર્યની મુદ્રાવન્તાં ભદ્રા સુભદ્ર બોલિયાં.

હરિ હસ્યા અટ્ટહાસ્યે; એ હાસ્યે વડ ડોલિયો;
હસ્યા એ વૃક્ષના દેવ વૃક્ષનાં પલ્લવો હસ્યાં.

'મૈથિલીની મિથિલા આ, આ નથી કુરુક્ષેત્ર કૈં.'
ઝંખવાણો પાર્થ ત્હ્યાં તો પ્રાતઃચન્દ્રની ઝાંખપે.

ઘડી એક વીતી એમ, ત્હાં તો દવાગ્નિદિશથી
ઊડતું ઊડતું આવ્યું મેઘાસ્ત્ર એ વૃથા થઈ.
શાન્ત સુસ્ત હતી ધારા નીરકોરી હતી ધરા.
પાર્થને પ્રણમ્યું બાણ, પ્રણમી પાયમાં પડયું;
વૃથા થયું બાણ જાણે પ્રાર્થતું પાર્થની ક્ષમા.
ઉપાડયું, ને જોયું, તો બાણના કવચે હતો
તેજાક્ષરી ઋષિમન્ત્ર જગતજ્વલન્ત જ્યોતિનો.
'બ્રહ્મર્ષિનું બ્રહ્મતેજ વાળે છે ક્ષાત્રતેજને.'
હરિ હસ્યા; હસી બોલ્યા : 'પાર્થ! તું એક પ્રીછજે,
બુઝાતા હોત મેઘાસ્ત્રે, તો ન હોત જગે દવો.'

જલે વનો ને પ્રજળે મહાપુરો,
એવાં જલે માનવપુત્રનાં ઉરો;
શમાવજો પ્રોજ્જ્વળ અગ્નિ એહ કો.
મહાસ્ત્ર મેઘાસ્ત્ર વૃથા વહાવશો,
આત્માનું મેઘાસ્ત્ર વહો ઉરેઉરે.

.

[અધ્યાય ૬ થી ૧૭ લખાએલા નથી]

## અધ્યાય ૧૮ મો · ઉપાઓને આંરે

ન્હોતાં વનો કે તરુપત્રપલ્લવો,
ન્હોતા ઝૂલા વેલડનાય ઝૂલતા;
ત્યહાં જગત્‌નાં શિખરો ઝઝૂમતાં.
હિમાદ્રિની એ હિમની હવેલીએ:
ગિરિગિરિને હિમતોરણો હતાં.

મૂકી એ ગિરિના ઘાટો મૂકી એ ગિરિમેખલા,
પાશુપત ભૂમિ કેશ મૂકી વીર મહાજનો,
'ગયો જગત્ શિખરોમાં હરિસંઘ હુલાસતો:
બ્રહ્મત્વના બ્રહ્મરન્ધ્રે, આશ્રમે બ્રાહ્મત્વના.
ન્હોતી કુંજો,નઉદ્યાનો,ન્હોતી ત્યહાં આમ્રપલ્લીઓ;
ન્હોતી હરિની હરિયાળી,લક્ષ્મીની લાલિમા નવા.
હતા માત્ર શુભ્ર શ્વેત ઢળેલા ઢગ હિમના.
પ્રભા શુભ્રા પડે તે ત્યહાં પરાવર્તન પામતી;
સહસ્રધા રશ્મિધારા કોટિધા પ્રગટાવતી.
ધારા ધારા ફુવારાની ફૂદડી લઈ ફેરતી.
અભ્રોની હારમાળા શું આભ ત્યહાં મેઘલું હતું.
પડતી પાણીધારાઓ ઠરી જૈ તોરણો રચે;
મણિ માણેક મોતીનાં, લીલમ પોખરાજનાં–
ઝવેરીએ ઝવેરાતો ધરાવ્યાં શું હિમાદ્રિને!
પુણ્યવર્ણો પ્રભાશ્વેત પ્રાસાદો હિમના હતા;
હિમના ઝરૂખા ગોખો, હિમકોરી અટારીઓ.

વેણુ વેણુ રણે તેમ, હિમ હિમ હતાં ત્યહીં;
આદ્ય આનંદરંગીલી હતી એ હિમની ધરા.
મહાહિમ-પગથારે પાથર્યાં ચોક હિમના;
દૂર હિમક્ષિતિજોમાં જૈને હિમસીમા ઢળે.
રજતરંગે ચમકાવે 'હિમ હિમ દિશા દિશા;
મન્ત્રોચ્ચાર કરે જાણે 'બ્રહ્મ બ્રહ્મ જગત્ સહુ.'
મેઘનાં પૂરના જેવા ઝરે ત્યહાં હિમના ઝરા;
પાથર્યાં હિમના જેવા હિમે ભર્યાં સરોવરો.
કલ્પના કલ્પનાકાળે બ્રહ્મને શું પ્રભાતમાં
એક તત્ત્વ એક સત્ત્વ સાંપડ્યું કેં સદાબરૂ.
પૃથ્વીમાં પ્રગટ્યા બ્રહ્મ – બ્રહ્મવર્ણી ધરા હતી;
વસતા બ્રહ્મગોત્રી ત્યહાં બ્રાહ્મણો બ્રહ્મના ભૂખ્યા :
એકદષ્ટ એકઆશ એકજ્યોત જયી યતિ;
જગતજ્યોતિર્ધરો જંગી, વિશ્વમાં વેદના ઝરા.
હરિનો ત્યહાં ગયો સંઘ ઋષિવરોની સોમમાં.
વળે સૂર્ય ધ્રુવદેશે, ને ઊગે ઉત્તરાયન,
વહતી વિશ્વમાં આવે વસન્તિકા વસન્તની;
દિનો લંબાય પૃથ્વીમાં તેજ વાધે દિનેદિને,
ત્યાહરે ખીણની ખોમાં સિધાવે એ ઋષિવરો.
ફળો ફૂલો ફાલ ધાન્ય અડાયાં ઇન્ધનોધનો
સંગ્રહે બ્રહ્મચારી, ને સંગ્રહે વર્ષવર્ષનાં.
વલ્કલો વૃક્ષછાલાના વણે, ને કોપીનો ગૂંથે;

ધીંગડ ધોઇને ગૂંથે ધાબળા ચાક–ઊનના;
ગૂંથ્યા પ્રકૃતિએ જેમ પલ્લવો વેલવેલના.
ને બ્રહ્મચર્યના દંડ યાચી લે વૃક્ષવૃક્ષથી.
વૃક્ષે ચ્હડે, વેલે ઝૂલે, સરે ન્હાય સુખાળવા;
તરે નદી સ્હામી પાર કે અનધ્યાયની વિધે.
મોરલાની પીઠે બેસી દોડાવે વનમોરલા;
કોકિલા શું વદે વાદ કુહૂ કુહૂ વને ભરી;
નચાવે બંસરી છેડી કલાધર કલાપીને:
ગ્રીષ્મ એમ વીતી જાય આમ્રપલ્લીની છાંયમાં.
ને પછી આભના કેન્દ્રે તપે ભાસ્કરની પ્રભા,
નીરથી નીતરે દેહ, વાયુઓ ધામના વહે;
સાગરે ભરીને પાણી આવે વર્ષાની વાદળી:
ત્ય્હારે જગત્-શિખરોમાં સિધાવે ઋષિમંડળો,
નીલઘેરા આભઆરે, ગિરિના શૃંગશૃંગમાં.
બ્રહ્મવ્રતી બ્રહ્મચારી ઝુકાવે હિમને ઝરે.
અને પછી વર્ષા આવે વિભૂતિવન્ત વૈભવી;
ચન્દનીની વેણુ જેવા, ચન્દ્રનાં કિરણો સમાં,
ઊડી રહે અન્તરિક્ષે હિમ કેરા અણુ અણુ;
એ પછી કે શેરતકાળે આભલની અટારીથી
પૂર્ણિમાનો પૂર્ણચન્દ્ર જ્યોત્સ્નાપૂર્ણ કલા કરે;
ચન્દ્રિકાનાં પૂર વર્ષે હિમને લોમ; ત્યાહરે
દેવ-દેવાંગના કેરી દેવદીપ્તિ ધરે ધરા.

બ્રહ્મભૂમિ દીપે જાણે બ્રહ્મનાં બ્રહ્મતેજથી.
ને જ્યોતાળાં જગત્‌શિખરો જ્યોત્સ્નાને જગતે ઝરે,
હિમના ને જ્યોત્સ્નાના ત્યાહરે ખોબલા ભરી
અંજલિ અંજલિ પૂરી અર્પે તર્પણ પિતૃને.
પ્રતિ-આશીર્વાદ વર્ષે પિતૃઓ પિતૃલોકથી.
એમ મહાબ્રહ્મર્ષિઓ વસી બ્રહ્મસમીપમાં
ત્‌હાં પરબ્રહ્મને શોધે, પામે, ને થાય બ્રહ્મવત્;
જંગી જગત્‌શિખરોમાં, થૈ જગત્‌શિખરો સ્વયં.
શિખરે શિખરે એહ હતાં ત્‌હાં દેવમન્દિરો;
શિખરે શિખરે દેવ વિરાજે દેવમન્દિરે.
દેવદેવના દેવત્વે બ્રહ્મર્ષિ બ્રહ્મને પૂજે
બ્રાહ્મણો સૌ બ્રહ્મર્ષિ ત્‌હાં બ્રાહ્મણો બ્રહ્મપુત્ર સૌ;
બ્રહ્મભાવે સ્હોરમતી ભૂમિ બ્રહ્મસમીપની.
પછી શિશિરના વાય સમીરો સુસવાટના,
ને પડે મૂશળધારે હેમન્તે હિમમેહુલા;
ત્‌હારે ઇન્ધન સંકોરી, જ્વાળા જ્વાળા જલાવીને,
ઉરના આદરે સૌ ત્‌હાં યાજ્ઞિકો યજ્ઞ આદરે.
જાય એહ યજ્ઞજ્યોતિ જગત્‌જ્યોતિ થઈ જગે.
અને એ યજ્ઞની ભસ્મો, વિભૂતિ અંગઅંગની,
આભરંગી ઉષ્ણભાવી થતી ત્‌હાં અંગધાબળી;
ને વિરાજે ભાગ્યદેશે ત્રિપુંડ્‌-ઊર્ધ્વપુંડ્રમાં
શીર્ષે ડોલન્તી ઝૂલન્તી કેશાવળની કેસરો

અછાણા સમ ઊડન્તી કંઠે, સ્કન્ધે, મુખે, ઢળે;
ઓઢી ઋષિવરે જાણે શીતરક્ષક વલ્લીઓ.
વલ્કલોની વૃક્ષઉષ્મા દેહઉષ્મા દીપાવતી.
ઘાટ સુવર્ણગંગાના ન્યારાંન્યારાં ધરે રૂપો.
પ્રાતઃકાળે રજતવર્ણી, સુવર્ણવર્ણિલા દિને,
સન્ધ્યાએ આભલવર્ણા કાંચનગંગના તટો.
ગૂંથે મહીં હીરામોતી સૂર્યની કિરણાવળો.
વર્ષાના કો સાન્ધ્યકાળે જતી સન્ધ્યાની સન્ધિકા
આભમાં કોક ગૂંથે છે અભ્રોનાં કોર-પાલવો.
એવી એ ગિરિઘાટીના કોરપાલવની પ્રભા;
સોનલા પાલવ સોહે રૂપેરી જરિયાનને.
વાદળનો વાદળી રંગ ઊડતો હિમમાં પડી;
અધ્ધર અન્તરિક્ષને વાદળરંગે રંગતો:
હિમના સાગરે ઊભો સિંહલદ્વીપ સુવર્ણનો;
જાય સુવર્ણ લેવાને કોક જનપદવાસી ત્ય્હાં.
ગિરિથી પૃથ્વી પડતા ધોધના રંગ જૂજવા;
હિમ-રૂપેરી, સુવર્ણસુવર્ણા, વ્યોમવાદળી.
'ભાભલ! ગિરિતટે જૈને ન્હાશું કાંચનગંગમાં.
થશે કાંચનની દેહ સૌની તમ સરીખડી.'
બોલી, ભદ્રા ભદ્રશબ્દો ભાભલને રિઝાવતી.
સોનાંને પાથરી સૂર્ય જતો'તો હિમદેશથી;
જાણે કાંચનની આંગી ધરાવી ગિરિરાજને.

એ સોનલકાળના યોગે, સન્ધ્યા આવતી ત્યાહરે,
અસૂરા મ્હરોણુ જેવો હરિસંઘ ગયો ત્યહાં.

ને તમિસ્રા તમોગુણી આથમે ગાઢ રાત્રિની,
નભપ્રાન્તે નમી જાય મધ્યરાતલ તારલા;

ત્ય્હારે સૌન્દર્યમાળા શી; દેવકુમારીઓ સમી,
ઉષાઓ રમવા આવે સુવર્ણસરિતાતટે

નિત્યશઃ નવલા રંગે નવરંગી ચીર ધારીને
પનોતા પૃથ્વીને આરે આભઆરેથી ઊતરે.

રમે, હસે, ઊડી જાય, ઉર્વશીની સખી સમી.
ઉષાઓ રમવા આવે કાંચનગંગની ધારમાં,

માટે ઉષાઓનો આરો એને બ્રહ્મર્ષિઓ કહે.
એ આરે જૈ ઊભો સંઘ રંગીલો રંગરંગનો.

સોહાતાં રુક્મિણી ભદ્રા સોહાગિણી ઉષા સમાં;
પાર્થ-ઉદ્ધવની મૂર્તિ બ્રહ્મર્ષિ શી સ્તવે ઊભી.

નીખં, ને નીર્ખી આનન્દે બ્રહ્મની ભોમકા હરિઃ
હરિની નેત્રપ્રભાથી પ્રભાવન્તા ગિરિ થતા;

હરિની બ્રહ્મપ્રભાથી બ્રહ્મવર્ણી થતી ભૂમિ;
હરિની આત્મઉષ્માથી ઉષ્માવન્તુ થયુ જગત.

ઉષ્મા પ્રભા બ્રહ્મ દેતો સંઘ એ ભોમમાં ગયો;
ગિરિએ આંગણુ ઢાળી સત્કાર્યો હરિસંઘને.

સ્હડચો સ્હડચો સંઘ ઉમંગરંગીલો
જગત-અગાસીની ઉછંગવાડીમાં;
ઊભો જઈ મધ્યમિનાર ટોડલે,
કાન્તિમતી કાંચનગંગને તટે
વાસો કીધો દેવગિરિની ગોદમાં.

## અધ્યાય ૧૯ મો · હિમમાંના ઋષ્યાશ્રમોમાં

બ્રહ્મપ્રભાવંત હિમાદ્રિમંડળે
મહાગિરિઓ ચિર હિમહિમના
અખંડ પૃથ્વીપગથાર પાથર્યા.
ગિરિગુફાનાહિમવાસત્ય્હાંહતા,
કરે ઉષાદર્શન ત્ય્હાં મહર્ષિઓ.

હિમાલયના હૈયામાં, આભ ઊંચે, નીચે ધરા,
વચ્ચે કાંચનગંગાનાં હિમનાં શિખરો હતાં.
હિમઘેર્યું એક એક શૃંગ શૃંગાળવું વડું.
ગિરિએ ગિરિએ વાસો શિખરે શિખરે ધ્વજો.
બોલતી’તી વેદમન્ત્રો ગિરિછૂપી ગુફાગુફા.
ધૂમ્રવર્ણી યજ્ઞજ્વાળા જગતે જ્યોત નાખતી;
દેવલોકે સંચરીને સંચરે બ્રહ્મલોકમાં.
વેદાધ્યયનનો ઘોષ નિત્યશઃ ગાજતો ત્યહાં;
ગિરિઓ સુણતા, લેતા ઉરેઉરે શ્રુતિ ભરી.
વેદમન્ત્રો ઝીલ્યા, માટે જગત્કેન્દ્ર ગિરિ થયા.

સરિતા-સ્રોત-ધોધોમાં શ્રુતિઓ પામતું જગત.
એમ ઊતરતા લોકે બે જ્યોતિ બ્રહ્મજ્ઞાનના;

પુણ્યયજ્ઞપ્રભા એક બીજી પુણ્યશ્રુતિપ્રભા.
એક અગ્નિરૂપ ધારી અગ્નિહોત્ર થતી જગે;

બીજી થતી બૃહદ્ ભાવે જ્ઞાનયજ્ઞ ગૃહેગૃહે.
હિમાદ્રિની હિમજ્યોત બ્રહ્મજ્યોત થતી મહદ્

કોતરે કોતરો વાંધાં મહાવારિ મહાનદો,
કોતરે ગિરિઓ એમ મહાજ્યોત મહર્ષિઓ.

અગ્નિના આશ્રમો માંડે ગુફામાં ગિરિ કોતરી.
છીપર બ્હારીનું બાર, ઝરૂખા ગિરિછાંટના;

ઉઘાડે, ને દ્વાર વાસે ગોઠવીને શિલા શિલા.
વંડીઓ કોરીને બ્હેતી ઋષિની પાયદંડીઓ.

ગિરિઓ બ્રહ્મગિરિઓ, શિખરો બ્રહ્મશૃંગ એ;
ગુફાઓ બ્રહ્મગુફાઓ, ભોમકા બ્રહ્મભોમકા.

એક-એક બ્રહ્મર્ષિ એ હતા બ્રહ્મશિલા સમા;
સ્થિરાવે પૃથ્વીને એ, ને પડતા આભને ઝીલે.

માનવીના માનુભાવો, મહત્તા મૃત્યુલોકની,
બ્રહ્મની બ્રાહ્મણતા, ત્યહાં સંગ્રહી સંભરી ભરી.

પૃથ્વીનાં શિખરો નીર્ખી કરી પૃથ્વી-પ્રદક્ષિણા
દિને દિને પ્રાતઃકાળે પધારે સૂર્યદર્શને.

આભ ઘૂમી એમ આવે ચન્દ્રમા રાત્રિ રાત્રિએ.
બન્ને જ્યોતિર્ધરો પેખે પૃથ્વીનાં અદ્‌ભુતો ત્યહાં.

વિરાજી એ ગિરિઘાટે દેવીઓ દિવ-વાસિની
દેવસૌંદર્યના વાધા ધરાવે પૃથ્વીલોકને.
પૃથ્વી થાય પ્રભાવંતી સૌન્દર્યે સુરલોકના
સંચર્યો એક દેવર્ષિ ઊડી દેવ-વિમાનમાં.
વસાવ્યાં વીણીવીણીને આંખમાં પૃથ્વી-અદ્‌ભુતો;
દીઠી અદ્‌ભુત ગંગાને દીઠો બીજો હિમાદ્રિને;
જગતકલ્યાણને કાજે વ્હેતા સ્રોતો દિશેદિશે;
માનવીની તૃષા છીપે, પૃથ્વીને પાય પાણીડાં.
ન્હોતાં ત્ય્હાં વત્સવત્સાઓ ન્હોતાં ત્ય્હાં દૂધધેનુનાં;
મહાપૂરે ધરા ધાતાં પાણીને પાળવે ધરા.
એ પાણીમાં સોનું-રૂપું, લોહ ને સપ્ત ધાતુઓ;
હતો એવો સપ્ત સત્ત્વી હિમાદ્રિનો ગિરિવર.
બ્રહ્મર્ષિનું, દેવર્ષિનું, તીર્થ એ દેવલોકનું.
ગિરીન્દ્ર એ ગિરિઓનો, નૃપેન્દ્ર નરલોકનો;
ચારુમુખી ચક્રવર્તી, મહર્ષિનો મહેન્દ્ર એ.
કોક દી કાળને અન્તે સંકેલાશે ધરિત્રી આ.
એ મહાગિરિ ત્ય્હારેયે સર્જાશે નવકલ્પમાં;
નવલા નગેન્દ્રને રૂપે મૂર્તિ થૈ કાળકેન્દ્રની.
સંસારમાં સિંહ જેવા, ગિરિઓમાં ગરુડ શા,
ગુફાઓમાં સમાધિસ્થો, જગત્‌ના જોગીરાજ એ.
મળ્યાં હતાં મહારત્નો પૂર્વે અમ્ભોધિમન્થને,
મળી એવી રત્નમાલા કાંચન-ગંગને તટે.

સંઘે નિજ મહેચ્છાઓ નિહાળી મૂર્તિમંત ત્ય્હાં.
રત્નગર્ભા ભૂમિ કેરાં રત્નો મહર્ષિઓ હતા.
ગિરિનાં શિખરો જાણે આવિયાં માનવી રૂપે,
ભવ્ય, ઉત્તુગ તેજસ્વી ગંડસ્થળો ગિરીન્દ્રનાં.
વિમાનો બ્રહ્મનાં જાણે ઘૂમે હિમગિરિ મહીં.
આભને ભેદીને જોતા પેલી પાર ઋષિવરો.
વિશ્વના ભેદના ભેદુ, અભેદભેદી દૃષ્ટિના.
વાંચતા વાયુના મન્ત્રો, વાંચે આભલના થરો.
પૃથ્વી તારકના યોગ ઓળખે યુગયોગી શા.
અદ્‌ભુતોની ભોમકામાં યુગના અદ્‌ભુતો વસે.
આભે ઉષાઓને આરે, અદ્‌ભુતો ને ગિરિગિરિ,
ગુફાઓમાં ગિરિવાસે પૃથ્વી-પ્રારબ્ધીઓ હતા :
ઊર્ધ્વમુખી, ઊર્ધ્વ-આત્મન તીર્થના ઊર્ધ્વગામીઓ;
કૃપાકાન્ત, શ્રુતિશાન્ત, જગતના ધ્વાનહારીઓ;
બ્રહ્મજ્ઞો, બ્રહ્મયજ્ઞો, મહાજ્યોત, મહાપ્રભ.
પૃથ્વીના પ્રારબ્ધીઓની પ્રારબ્ધી બ્રહ્મભોમમાં,
અસૂરો આથમે સૂર્ય, વ્હેલેરો ચન્દ્રમા ઊગે;
વર્ષે પ્રકાશનાં પૂર, અન્ધકાર અધૂકડો.
સંઘ ત્ય્હાં ઊતર્યો જૈને એક ઘેરી ગુફા મહીં,
થયો ત્ય્હાં તો મહાઘોષ મન્ત્રનો સાન્ધ્ય યજ્ઞનો.
ને ગિરિશિખરો ગાજ્યાં, ગાજી ખોની ખીણો ઊંડી.
આભમાં તારલા આવ્યા, ચ્હડી તેજ-વિમાનમાં.

શિલા ચ્હડી ગુફાદ્વારે સંઘેયે કીધ દર્શન.
પાર્થ સંઘજળગરિયો હિમનાં જળ લાવિયો;
સંગ્રહેલાં ફળોફૂલો ઉદ્ધવે દીધ સંઘને.
તેજસ્વી તારલા વન્દી વિરાગ્યાં સાધુસાધ્વીઓ;
વિરાજી ગુફાશિખરે જગત્ જોતા હતા હરિઃ
દૂર દૂર દિશાઓમાં, પૃથ્વી-પાળની પાછળ.
પછી પડી મધ્યરાત્રિ, આભ ધમધમે ઊંડાં,
ત્ય્હારે અન્ધારને આરે અષ્ટમી ચન્દ્રમા ઊગ્યો.
ઢોળતો’તો સુધાસ્વામી હિમપાટે હિમાંશુઓ;
હરિને રીઝવવાને હરિના પાયમાં પડ્યો.
ફોરતા હિમના ફૂટ્યા ફુવારા રંગરંગના;
સુધાકરે પ્રગટાવી જાણે સુધાની વેલીઓ;
કે સન્માન્યા હરિને શું ગિરિએ ઉરઊર્મિએ.
હિમફૂટી રશ્મિધારા ગૂંથાઈ ચન્દ્રધારમાં.
વધાવી વન્દીને પિત્રિ હરિ થયા સુખાળવા;
ને રમન્તી રમતીલી રાત્રિયે હસતી જતી.
મ્હાલતી મધ્યરાત્રીની, રમ્ય માઝમ રાતની,
ચન્દ્રની ગિરિરમણા ન્યહાળતા કોં ઋષિવરો.
ઊડેલ આભને આરે લેતી’તી રાસ તારિકા;
પ્રારબ્ધી પૃથ્વીને ઘાટે ઘૂમતાં ચન્દ્રરશ્મિઓ.
આથમી એ રાત્રિજ્યોત, ઝંખાયો ચારુ ચન્દ્રમા;
આથમી રાત્રિરમણા, સિધાવી તારિકા સખી.

નમી એ રજની રાણી, પ્રણામી હરિને જતી.
ત્ય્હારે થયો ચેતનાળો સમાધિસ્થ ગિરિગિરિ.
સજીવન થઈ ત્ય્હારે નિદ્રાઘેરી ગુફાગુફા.
વાયા ચૈતન્યના વાયુ પ્હેલ્લા વ્હેલ્લા પ્રભાતના,
ગુફામાં ઘૂમવા લાગ્યા ઋષિઓ બ્રહ્મચારીઓ;
પ્રગટી યજ્ઞની જ્વાળા, ચન્દ્રની જ્યોત ઝંખવી.
ચન્દ્રપ્રભા ઝીલંતી ત્ય્હાં નીસરી ઋષિપત્નીઓ.
ચન્દ્રિકામાં ચમકન્તા બ્રહ્મર્ષિ બ્રહ્મલોમના;
અગાંગે યજ્ઞની ભસ્મ વાદળી વ્યોમરંગની,
કાંચનગંગને ઘાટે ગુફાઓ નીસરી જવા.
એહ મહાગિરિઓમાં હતો આજે મહોત્સવ;
શ્રી હરિના પધાર્યાનો? સંઘના પુણ્યપાયનો?
ભાખ્યું હતું જ્યોતિષીએ આભના જ્યોતિ જોઈને,
આભઆરે થશે આજે પ્હેલ્લી ઉષાનું દર્શન;
સૂર્યના સૌર વર્ષાન્તે, આથમ્યે બાર ચન્દ્રમા.
હતો ત્ય્હાં હિમવામીને આયુષ્યનો મહોત્સવ;
ઉષાનાં દર્શન કાજે રહેતા'તા હિમમાં ઋષિ.
'આજથી અવહેલન્તી ઉષાઓ નભ આવશે.'
એ આશાવેલનાં પુષ્પો જગતને પમરાવતાં.
આશાના એહ પમરાટે આત્મવન્તું થતું જગત્.
ઋષિમંડળ નીસર્યું'તું ઉષાનાં દર્શને જવા,
શબ્દ-શબ્દે પાય માંડી, મન્ત્ર-મન્ત્રે જ થંભીને.

ઋષિવરો સામ ગાતા, ઝીલતા બ્રહ્મચારીઓ.
ઋષિઓના સામમન્ત્રે ઊડી નીંદર સંઘની;
જાગીને જોયું તો જોયા જાગતા એ ગિરિવરો.
જાગી'તી યજ્ઞની જ્વાળા શૃંગેશૃંગે ગિરિગિરિ.
ચન્દ્રજ્યોતે ગૂંથાતી'તી યજ્ઞજ્યોત રતુંબડી.
ઊભો'તો હરિનો સંઘ ગુફાઘાટે ગિરિશિરે.
નિહાળે આભનો આરો, નિહાળે ઋષિમંડળ;
બ્રહ્મર્ષિને મુખે ન્હાળે આછેરી પ્રભ બ્રહ્મની.
જગત્‌વેધી દૃષ્ટે જોતા હરિ આભલના થરો;
જગત્‌જ્યોત શા જોતો'તો ચન્દ્રમા ચન્દ્રવંશીને.
દૃષ્ટિઓ સહુ દ્રષ્ટાની થતી'તી પૂર્વ-કેન્દ્રિણી.
આભની ઝાલરો માંહી ઋષિઓની ઉષા હતી.
લ્હોયે ગંગઘાટ જેવી આભમાં ચેતના ઊડે.
ઉચ્ચ ઉષાઓને આરે, કાંચનગંગને તટે,
ઋષિમંડળ ઊભું'તું ઉષાના દર્શનોત્સુક.

સહસ્રશાખા શગ રાત્રિની નમી,
ફૂટી પહેલ્લી ટશરો પ્રભાતની,
પ્રભા ધીરી શી ઝરી પૂર્વને મુખે;
[1] ત્યહારે હરિસંઘ ઉરે ઉલ્લાસતો
ઉત્તુંગ જાને ગિરિ ભમ્મરે ઊભો.

## અધ્યાય ૨૦મો · ઉષાનાં ઇન્દ્રધનુષ્યો

ગિરિ ગિરિ કુંકુમ પાય પાડતી,
ઉરે ઉરે ઉત્સવને જગાડતી,
બ્રહ્મર્ષિને દર્શન દેતી બ્રહ્મનાં;
આયુષ્યનાં ઉપરણાં ઉજાળતી,
આભે પધારી ઊજળે મુખે ઉષા.

'અહાહા! પૂર્વની પાળે કુંકુમ ધોધવા ફૂટચા;
હવે જગતનાં ભાગ્ય કંકોળાશે જ કુંકુમે:
સોહાગણ કુંકુમવન્તી ઉચ્ચરી ઋષિપત્નીઓ.
પ્રારબ્ધના અક્ષરોની રેખાવળો લલાટમાં.
એવી રેખાવળો કોરી વિધિએ વ્યોમભાગ્યમાં;
અને એ રેખરેખામાં આછેરાં કુંકુમો પૂર્યાં.
ટીશીટીશી કળી ફૂટે, કળીને પાંદડી ફૂટે,
એવી રેખાવળોને એ પછી પાંદડીઓ ફૂટી.
બન્ધાણું વ્યોમને દ્વારે કુંકુમ-પાંદડી-તોરણો.
ઊછળ્યા ઉરના ભાવે વધાવ્યાં ઋષિપત્નીએ.
પાંખડીનાં થયાં પુષ્પો પ્રફુલ્લેલાં પરાગથી;
જાણો શું પુષ્પધન્વાનાં ફેંકાતાં ત્હાં પરસ્પર?
જામ્યો શું આભમાં આજે ઉત્સવ ફૂલડોલનો?
પછી એ પુષ્પબાણોના પુરાયા સાથિયા નભે.
રંગરંગી રંધોળીઓ ચિત્રાણી વ્યોમઆંગણે;
દેવરંગો, દેવરેખા, ચિત્રવિચિત્ર આકૃતિ.

બ્રહ્મચારીઓએ ભાવે પૂજ્યા એ બ્રહ્મસાથિયા;
હૈયામાં ચીતરી લીધી દ્વિવિની દેવમૂર્તિઓ.
પૂર્વના મ્હેલમાં બેઠો અદીઠો સૂર્યરાજવી
ન્હડાવી તેજનાં ચાપે નાખતો રશ્મિનાં શરો.
વૈભવી વ્યોમવાડીમાં ગિરિના ઋષિઆશ્રમે,
પછી એ સાથિયા ગૂંથી ગૂંથાઈ ફૂલમંડળી.
ઉષાના આભહિન્ડોલે પરબ્રહ્મ ઝૂલે ઝૂલે;
ઝુલાવે પ્રાતઃ અનિલો એ હિન્ડોલો વિરાટનો.
યજ્ઞની યજ્ઞજ્વાલાઓ ભાળી બ્રહ્મર્ષિએ ત્યહાં;
ઝરી બ્રહ્મર્ષિમુખેથી સહસા વેદઘોષણા.
ઋગ્વેદના વેદમન્ત્રો, સૂક્તો વિશ્વપ્રભાતનાં,
ઉષાઉરમાંના બ્રહ્મ પૂજવાને વહી ગિરાઃ
મહામન્ત્રો નિર્ઝરેલા મન્ત્રદ્રષ્ટાની દૃષ્ટિથી
શબ્દશબ્દે પ્રાણ પૂરી, આત્માને મન્ત્રમન્ત્રમાં,
ઋગ્વેદનાં ઉષાસ્તોત્રે ઋષિઓએ ઉષા સ્તવી.

મહેકાળના મુખથી પડયા'તા ઋક્મન્ત્ર એ.
ઉષાના ઉરના વાસી બ્રહ્મર્ષિ બ્રહ્મને પૂજે.

## ઋગ્વેદ · મંડળ ૧ લું · સૂક્ત ૧૧૩

### ઉષાસ્તોત્ર

પધારી આ શ્રેષ્ઠ જ્યોતિઓનોય જ્યોતિ,
અદ્‌ભુત ઊગ્યો છે મહા–મહાપ્રકાશ;
જાણે પ્રસૂતા સૂર્યના જન્મ કેરી!
એમ ઉષા કાજ રાત્રિએ સ્થાન છોડ્યું.

તેજસ્વી વત્સાળ દીપન્ત શ્વેત આવી,
તે કાજ કૃષ્ણાએ સદનો ખાલી કીધાં;
સમાનબન્ધિનિ, અમર્ત્ય, અનુચરી,
વિચરે આભે રંગ ધોતી પરસ્પર.

એક જ પન્થ બહેનોનો: અનન્ત,
વારાફરતી દેવશિખ્યા વિચરે ત્સ્હાં;
ન થંભે–ન ઠેરે સૌન્દર્યવન્તીઓ,
રાત્રિ–ઉષા એકમની ભિન્નરૂપા.

દીપ્તિમતી સ્તુતિ પ્રેરતી પધારે,
વિચિત્રવર્ણી દ્વાર અમ કાજ ખોલે;
પ્રેરે જગત; લક્ષ્મી અમ કાજ વેરતી;
ઉષા જીતી છે ભુવનો સહુને.

સંકોચી સૂતાને વિચરાવન્તી લક્ષ્મી,
ભોગાર્થ યજ્ઞાર્થ ધનાર્થ, કોઈને;
અલ્પદ્રષ્ટાને દૂરતઃ દેખાડવાને
ઉષાએ જીત્યાં છે ભુવનોય સર્વ.

કોને મહારાજ્ય, કોને મહાયશ,
કોને યજ્ઞ, કોને અર્થસાધના:
ન્યારા ન્યારા અનુલક્ષી જીવોને
ઉષાએ જીત્યાં છે ભુવનોય સર્વ.

દર્શન દે છે દુહિતા આભની આ,
શ્વેતામ્બરી યુવતી શી ખીલી છે;
તું વિશ્વ-ઈશ્વરી, પાર્થિવોની તું લક્ષ્મી:
ઉષા સુભગે! આજ ખીલજે અહીં તું.

પૂર્વે ગઇ ને પંથે અનુચરે છે;
આવન્તીઓમાં શાશ્વતી તું જ પ્હેલ્લી;
જીવન્તને પ્રેરતી તું પ્રકાશતી,
સુવેલને તું કોઈને ના જગાડે.

ઉષા! પ્રજાળ્યો અગ્નિ પ્રવૃદ્ધવા જે,
પેખાડજે સૂર્યને તું પ્રકાશીને;
ને યજ્ઞભોગી માનવીને મળી તું,
તે ત્હેં કીધું છે દેવનું ભદ્ર કાર્ય.

ખરે! કેટલું એહ સમીપ રહેશે?
—જે ઊગી આવી, જે ઊગશે હવે;
શોચે છે જે કામકામી પૂર્વની ને
પ્રફુલ્લેલીયે પાછળ જાય આવી.

મૃત્યુમાર્ગે એ ગયા મૃત્યુધર્મી,
પુરાતન ઉષા પેખતા ખીલતી જે;
હવે અમોને પ્રત્યક્ષ થાય છે એ,
આવે છે એ, જે જોયા શી આવતાંમાં.

શત્રુવિડારિણી આવી નિયમે નીમ પાળી;
ને સૌખ્યભાવી સ્તોત્રો પ્રેરનારી,
સુમંગલા! દેહહવિથી દીપન્તી,
હ્યાં આજ ઉષા! શ્રેષ્ઠતમા! પધાર.

પૂર્વે ઉષા શાશ્વત ઊગતી'તી;
ને આજ આ દેવીએ લક્ષ્મી ઢોળી;
હવે ખીલશે અનુલક્ષી આવતાંને;
સ્વેચ્છાવિહારી અજરા અમૃતા દિનો કરે.

પ્રકાશથી આભદિશાઓ પ્રકાશી,
નિવાર્યું દેવીએ એ શ્યામરૂપ;
રાતા અશ્વે જોડિયા રથ સંગે
ઉષા પધારે છ જગત પ્રબોધતી.

લાવે છે એ પોષ્યને ને વરેણ્યને,
અદ્‌ભુત જ્યોત કરે છે જ્ઞાનદાતા;
વીતેલીઓની ઉપમા શાશ્વતી, ને
પ્રભાળાંમાં, પ્હેલી ઉષા ખીલી છે.

ઊઠો, જીવો! આપણો પ્રાણ આવિયો;
અન્ધાર આથમ્યો, પધારે છ જ્યોતિ;
સૂર્યનો આવનપન્થ ખાલી થયો છે;
એ આવિયું, જે આયુષ્ વધારે.

વીણી ગૂંથી ઉચ્ચરી સ્તોત્ર-બોલો
પ્રોજ્જ્વળ ઉષાને સ્તુતિકારો સ્તવે છે;
પ્રકાશ, લક્ષ્મી! આજ સ્તવનાર કાજે,
આયુષ્ પ્રજાથી અમને દીપાવ.

ગોવન્તી ને વીરસૂ જે ઉષાઓ
પધારે છે મર્ત્ય હોતાને કાજ
સ્તુતિઓ સમાપ્યે સોમ પીનારને આ
વાયુવેગી અશ્વદાત્રી થજો સદા.

હે દેવમાતા! અદિતિના દેવમુખ!
મહાધ્વજે! યજ્ઞની દીપ્તિ હો તું;
પધાર, હમારા સ્તોત્રની કીર્તિકારિણી!
જનોમાં અમને કીર્તિ દે, વિશ્વકીર્તિતા!

જે અદ્ભુત રૂપો ઉષાઓ વહે છે
સ્તવતા યજમાનને ભદ્ર હો તે;
વરુણ સૂર્ય એ અમારું સ્વીકારો,
સિન્ધુ, અદિતિ, પૃથ્વી, ને આભ-સૌયે.

બ્રહ્મવાદી બ્રહ્મર્ષિને બ્રહ્મના બ્રહ્મચારીને,
વૈભવી વેદમન્ત્રોનો, મહાઘોષ ગયો શમી;
મેઘધારા શમે જેમ પૃથ્વીમાં સરિતા-ઉરે.
શ્રોત્ર માંડી ઝીલે ઘોષ ગિરિ ગિરિ, ગુફા ગુફા.
ઉઘાડી ઉર આત્મામાં ઝીલે હિમાદ્રિમંડળ.
ઉષાનાં કુંકુમો ઝીલે ને ઝીલે બ્રહ્મની ઋચા.
ઝીલીને હરિ આનન્દ્યા · બ્રહ્માનન્દની લ્હેરથી;
પાંચજન્ય મહાશંખ જાણે પૂર્યો સ્વયંમુખે.
સંઘે સુણ્યો બ્રહ્મનાદ ભવ્ય બ્રહ્મર્ષિકંઠનો;
નીર્ખી હરખીને પેખ્યો નભોમંડળમાં જતો.
વેરેલાં વ્યોમને પાટે, ઉષાનાં અંગથી ખર્યાં,
ક્યારે ક્યારે પુષ્પપુષ્પો ફોરે સોરંગી સૌરભો.
બ્રહ્મર્ષિનો બ્રહ્મનાદ ઢળે એ પુષ્પપુષ્પમાં.
જેટલા આત્મના ભાવ, જેટલી ઊર્મિઓ ઉરે,
ઉષાનાં ઇન્દ્રધનુષ્યો ઊડડાં આભ એટલાં:
ઉઘાડી આભઆરે શું મયૂરોએ કલા કલા.
માનવીના આદિબોલે, વાણીના આદિકાવ્યથી;
મહંકાળના આદિમન્ત્રે ઉષા સ્તવ્યા મહર્ષિઓ:
કાંચનગંગના ઘાટે, હૈયાસોમે હિમાદ્રિની.
સાંભળે દિવ્યે દેવો, ને બ્રહ્મ સાંભળે સ્વયં;
હસે, જગ હસાવે એ સાંભળી સાંભળી ઉષા.
આ લોકે શ્રુતિના મન્ત્રો આદિ માનવવારસો;
ને પરલોકનું ભાતું બ્રહ્મના બ્રહ્મતીર્થનું.

જગે મહામાનવવંશ જન્મિયો
ત્હારે જ ગાયાં ગીત જે ઋષિવરે;
સત્કારતા એ જગઆદિ મન્ત્રથી
ઊગી ઉષાને સ્તુતિગીત ગાઈને;
ઋગ્વેદના મંડળથી મહર્ષિઓ.

## અધ્યાય ૨૧ મો · મન્ત્રદ્રષ્ટાના મન્ત્રો

પ્રભા પ્રભાના પલટાવની પટો,
ઉષા રમે રંગીલી લોલલોચન;
પ્રચંડ ને પ્રોજ્જ્વળ રત્નજ્યોતનાં
નાચે નભે ઇન્દ્રધનુષ્ય નાચનાં;
જાણે જગે બ્રહ્મકુમાર ક્રોરિયા.

વળને દી હતી જ્હારે ત્હાં અનધ્યાયની તિથિ;
ન કો અધ્યયનઘોષ ગિરિ-આશ્રમ-આશ્રમે.
જલતો એક યજ્ઞાગ્નિ શિખરે જ્યોતિ નાખતો,
કેંક ત્હાં શિખરે જાય, કેંક શિખરથી સરે;
ચ્હડે ને ઊતરે શૃંગ કસ્તૂરી-મૃગલાં સમા.
સંચરે બ્રહ્મકસ્તૂરી બ્રહ્મના બ્રહ્મચારીઓ.
એક કો સાહસી વૃન્દ તરાપો હિમનો કરી
હાથેળીથી હંકારે, ને તરે સારે સરોવરે.
હિમગુફા કોતરે કો, કો ઉરે હિમને સરે.
રચીને હિમની વંડી ચેકતા કોક ચેકડે;

આમનસામન કોક દોટાવે હિમના દડા.
કો કરે હિમની ધેનુ, કો કરે હિમહસ્તિઓ;
કો કરી સિંહની સ્વારી ઘૂમે હિમ-પ્રદેશમાં;
કો રમે કુસ્તીની મસ્તી: સૌ ખેલો અસ્તિનાસ્તિના.
યજ્ઞજ્યોતે આવી તાપી બ્રહ્મચારી વળી જતા.
વીરતા બાલની નીર્ખી હર્ખતા'તા મહર્ષિઓ;
રાચતી નયણાં ઠારી, વત્સલા ઋષિપત્નીઓ.
આશ્રમનાં પિતામાતા હર્ષ-ઉત્કર્ષ વર્ષતાં.
પાણીઆરે વ્રજબાળા મધ્યાહ્નોત્તર સંચરી;
રઢિયાળાં ઋષિપત્ની રત્નજ્યોત હતાં ત્યહીં.
હિમનાં હિમાંશુઓમાં પડતી સૂર્યની પ્રભા;
ઋષિપત્ની આરાની એ પ્રભોને ઉજ્જવળી કરે.
બ્રહ્મબાળા નમી-વન્દી, ઘડૂલો જળમાં મૂક્યો;
દીઠી ત્ય્હાં ઋષિપત્નીએ બાળાની બ્રહ્મજ્યોતને:
આત્મતેજે ચમકન્તી સૂર્યમાં ચન્દ્રના સમી.
'પધારો પાણીડે, બાલા ! જગતૂને પાવ ને પીઓ;
અમારાં એ વ્રત; ભાસો ગિરિનાં કો પ્હરેણલાં.
ત્હમારાં પુણ્યપગલે ધન્ય થૈ કૈં ગિરિગુફા !'
બાળાને સહજભાવે પૂછ્યું ઋષિપત્નીએ.
'આઘે આઘે દ્વારિકા છે પશ્ચિમ સાગરને તીરે;
આવ્યો છે સાગરસંઘ યાત્રાર્થે આપને ગિરિ.
કનેની આ ગુફાખોળે કીધો વિશ્રામ આશ્રમ.

ઉપા સ્તવો છો, નીખો છો; ઉપાદર્શન આવશું.'
સંઘને વન્દના કહાવી ભાવે 'પધારજો' કહી;
સિધાવ્યાં પાણીડાં પાવા ઋષિને બ્રહ્મચારીને.
ગિરિગુફા જૈને વાતો બાળાએ હરિને કરી.
હરિ કહે, 'શુભાનેણી ઋષિથી ઋષિપત્નીઓ.'
સાયંકાળે યજ્ઞવેળા ઊતર્યો નભતારલા;
ગિરિમાં ઘૂમતો પાર્થ આવિયો યજ્ઞદર્શને:
યજ્ઞનારાયણ નાખે જ્વાલાઓ ગિરિદેશમાં.
બાળકોએ દીઠો યાત્રી સિંહલો સાધુવેશમાં.
'વીર છો, યુદ્ધજેતા છો; બ્રહ્મજ્ઞ છો બહુશ્રુત;
સુપર્ણો બ્રહ્મસખા છો; ભાખે એ યજ્ઞજ્યોત આ.
અતિથિ છો; ગુફા કેઈ કરે આતિથ્ય આપની ?'
બ્રહ્મર્ષિના બ્રહ્મચારી ભાવથી પાર્થને પૂછે.
'સુજ્ઞ છો, સૌમ્ય છો, વીરા! બ્રહ્મચર્યવ્રતી, સુધી;
યજ્ઞ-ઇન્ધનના સ્વામી, ગિરિ-સૌજન્ય-મૂર્તિ છો.
પ્હણે-પેલા ગિરિઘાટે ગુફાનાં અતિથિ અમે.
દૂર સાગર-ઘાટેથી આવિયાં ગિરિ-દર્શને.
ગિરિની યજ્ઞજ્વાળા છે, બ્રહ્મજ્વાળા સમોવડી.'
ગુણદ્રષ્ટા કહ્યું પાર્થે. ઉચ્ચાર્યું બ્રહ્મચારીએ:
'ઇચ્છો એ માગીને લેજો, દેશું હૈયે હશેય તે;
પાઠવે અન્ન ને પાણી મહર્ષિ અમ આ ઘડી.
– ગિરિમાં અતિથિ ક્યહાંથી ? પ્રશ્નપ્રશ્ને જ પ્રેરિયા;

આવજો દર્શન કાજે, અલૌકિક ઊગે ઉષા.
કાંચન-ગંગને ઘાટે, પ્રભાતે પડતી પ્રભે,
આભને કુંકુમ આરે, બ્રહ્મયોધ! પધારજો.'
એ રાત્રે સંઘગુફામાં થયો અતિથિ-ઉત્સવ;
મહોત્સવ ગિરિમાં માણ્યો ઉષામાં બ્રહ્મદર્શને.
નમી વળી જતી રાત્રિ, ઢળી ગૈ ગિરિમંડળે.
હિમના પટ ઓપન્તો હિમાંશુ ક્ષિતિજે ઊગ્યો;
ઊઠ્યાં, ગયાં ગિરિઘાટે ત્ય્હારે આશ્રમ-મંડળો.
ને ગૌરવી ·શુક્રશૃંગે હરિસંઘ ઊભો હતો.
અને પછી કૈંક વારે આભના ચારુ ચોકમાં
રત્નાળા રેવન્તરાજે ઉષાના આવિયા રથો;
કુંકુમે કેસરે અર્ચ્યા, આયુષ્યે અમૃતે ભર્યાં.
આનંદી, વન્દી ને વન્દી, ને અભિનન્દીને ઉષા
બ્રહ્મર્ષિએ મહાઘોષે ચ્હ્ડી ઋગ્વેદ-મન્ત્રથી.

**ઉષાસ્તોત્ર · ઋગ્વેદ મંડળ ૧ · સૂક્ત ૧૨૩**

આ જોડાણા દખણાદિના મહારથો,
એમાં વિરાજે દેવો અમૃતાધીશો.
કાળા નભેથી સ્વામિની ઉષા ઊઠી
ચિકિત્સતી માનવજાતભદ્રને.

જાગે છે એ સૌ ભુવનોથી પૂર્વે,
જીતે છે એ મહાલક્ષ્મીની દાત્રી;
ન્હાળે ઊંચેથી યુવતી એ પુનર્ભવા
પ્હેલા પુકારે પ્હેલી આવી ઉષા આ.

એ વ્હેંચે છે ભાગ્ય આજે નરોને,
સકુળવન્તી દેવી ઉષા મૃત્યુલોકે;
સવિતાદાત્રી અમને દ્યો અન્ન દેવો,
અપાવીને ભાસ્કરને ભળાવો.

ઘરે ઘરે આ દેવી ઉષા પધારે,
દિને દિને રૂપ અધિકાં ધરન્તી;
દાનેચ્છાળી પ્રોજ્જ્વળ નિત્ય આવે,
આગે આગે વ્હેંચતી એ વસુઓ.

ભગિની બ્હેનાં! હે વરુણપુત્રી!
પ્હેલ્લી સ્તુતિ ગા તું, ઉષા દયાળી!
પછી સિધાવે પાપના જેહ ધાતા;
દખણાદિના રથે જીતિયે એમને અમો.

ઉચ્ચારશે સ્તુતિઓ, બુદ્ધિઓ ઉન્મુખી હો;
અગ્નિઓ જ્વલંત થઈ ઊઠો આ;
વાંછિત વસુઓ અન્ધકારે છૂપેલાં
લાવી ધરે છે દેદીપ્યમાના ઉષાઓ.

એક આથમે છે, એક પધારે;
ભિન્નરૂપે અહોરાત્ર સંચરે;
એકે ઢાંક્યાં ચોમેરવાસી તમસ્ ગુફામાં,
ચમકે ઉષા દીપ્તિમન્તા રથોમાં.

જાણે એક આજે, જાણે એક કાલે,
વરુણનું ધામ સેવતી દીર્ઘકાળ;
અનિન્દી ત્રીસ દિનો રહે ત્યહાં,
અક્કેક જાયે પ્રતિદિને સ્થાન નિર્મ્યે.

પ્હેલા દિનનાં રૂપને જાણતી ઉષા
શ્વેતવર્ણી—કૃષ્ણાથી ઉજ્જળી—ઊગે;
ને ફોડતી ઋતધામ યુવતી એ
દિને દિને વિચરે ધામ નિર્મ્યે.

કન્યાની પેરે દેહને ખીલવન્તી
આવે છ દેવી દેવની પ્રાપ્તિ વાંછતી;
સંસ્મિતવન્તી યુવતી આગેનાં
ઉરોજને દાખવે દીપ્તિમન્તી:

માતૃ ન્હવરાવી યુવતી રૂપવન્તી
પ્રકાશતી આવી દેહ દર્શાવવાને;
ભદ્રા ઉષા ! તું વિસ્તરતી ખીલી રહે,
તુજથી અન્ય ઉષા કો ન્હોંચી નથી ત્હાં.

અશ્વોવન્તી ગાયોવન્તી વિશ્વ રહોતી
સંયમી એ જાય છે સૂર્યરશ્મિ સંગે;
જતી રહે, ને વળી પાછી આવે,
ધરી ધરી ભદ્ર રૂપો ઉષાઓ.

ઋત રશ્મિને અનુવર્તનારી
પ્રેરો અમોમાં કર્મ સૌ ભદ્રભદ્ર;
ઉષા! અમોને સુપુકારન્તી પધાર,
ધનદા અમને ધનીનેય હો સદા.

બ્રહ્માએ સૃજનકાળે ગજાવ્યો’તો ચતુર્મુખે,
આભે એ જ મહાઘોષ આજેયે ગાજતો હતો.

અને છેલ્લા ત્રણ મન્ત્રો ફેંકાયા વ્યોમચોકમાં
ગુફાના શૃંગથી ત્ય્હારે થઈ એ મન્ત્રઘોષણા.

ડગે ડગે મન્ત્ર ગાતો પધાર્યો હરિસંઘ ત્ય્હાં.
એક પાર્શ્વે બ્રહ્મબાળા, બીજે પાર્શ્વે ધનંજય.

ગિરિના ઋષિમંડળને મોખરે જ ઊભા હરિઃ
રુક્મિણી ને ભદ્રભદ્રા ભેટ્યાં સૌ ઋષિપત્નીને.

હરિ ભણે ઉષા-સ્તોત્ર, ઝીલે સંઘ-મહર્ષિઓ;
એમ બ્રહ્મે સ્તવ્યા બ્રહ્મ હિમાદ્રિ શિખરો-તટે,

ગિરિ-આગન્તુક ભાવ્યે, આશ્ચર્યભાવ ઊનર્યે,
ક્ષણમાં ગિરિવાસીએ પ્રીછ્યાં ગિરિ-અતિથિઓ.

'અરે! આ તો બ્રહ્મણાળા.' ઓળખી ઋષિપત્નીએ;
'અહો! આ છે બ્રહ્મયોધ.' પ્રીછિયો બ્રહ્મચારીએ.
બન્નેયે બોલનાં સાચાં ઉપાદર્શન આવિયાં.
શ્રીહરિને વન્દી વન્દી ઊભું બ્રહ્મર્ષિમંડળ.
'મુખપાઠે ચતુર્વેદો બ્રહ્મા શા આપ કો અહીં?'
'એ તો છે સાગરસ્વામી, દ્વારિકાધીશ શ્રીહરિ;
પાય ચાલી પધાર્યા છે અહીં હિમાદ્રિ-દર્શને.'
મિતાક્ષરે ભાખી પાર્થે દ્વારિકાધીશની લીલા.
'સાક્ષાત બ્રહ્મમણિ એ તો; ક્ષિપ્રાના ગુણીઘાટના.
એ તો ગુરુ સમા શિષ્ય અવન્તીના મહર્ષિના.
ધરામાં દ્વારિકાધીશ બ્રહ્મરૂપ, નમો નમો!'
આભકંઠે બ્રહ્મવાણે શ્રી હરિ ત્ય્હાં વદ્યા પછીઃ
'હિમાદ્રિના બ્રહ્માંશુઓ! જ્ઞાની છો, ને ગુણજ્ઞ છો;
ગિરિના ગૌરવો છો, ને પરબ્રહ્મપિપાસુ છો.
ઉષાની ચૂન્દડીમાંના નવલા ચારુ રંગ છે,
ભિન્નભિન્ન ભાતીગળ; એવી બ્રહ્મલીલા કલાઃ
દેવદૈવતે દીપન્તી, અદ્ભુતેનોથીય અદ્ભુત.
શુભ્રવર્ણો અભ્રમાંહી પૂરે છે કોની પીંછીઓ?
સૂર્યમાં ચન્દ્રમાં કોણ પ્રકાશે છે પ્રભા-પ્રભા?
તેજેનોયે તેજસ્વામી, પૂર્ણકામી જ એહ છે.
આદ્યે અનન્તને આરે, કને આત્મસિંહાસને,
જ્યોતિમૂર્તિ વિરાજે છે, પરબ્રહ્મ પરાત્પરઃ

સર્વદ્રષ્ટા, સર્વસાક્ષી, સર્વતોભદ્ર, ભદ્રક.
પ્રીછવા પામવા એને, તીર્થોનું તીર્થ સાધવા,
મન્ત્રો છે મન્ત્રદ્રષ્ટાના પાજ બ્રહ્મર્ષિ-બ્રહ્મની.
માનવવંશ એ પાજે આવે-જાય અનન્તમાં.'

રાત્રિ નિમન્ત્રે, ઉર પાથરી ઉષા
પૂરે દિગન્તે પ્રભસાથિયા; પછી
એહ પ્રભામાં પ્રભજ્યોત આથમે.
અનન્તના અન્તરમાંથી ઊતરી
અનન્તના અન્તરમાં જતી હતી.

## અધ્યાય ૨૨ મો · બ્રહ્મયજ્ઞ

હિમાદ્રિના આશ્રમઆશ્રમેથી એ
ત્ય્હાં બ્રહ્મચોકે ઊતર્યા મહર્ષિઓ;
સત્કારવા શ્રીહરિને ગિરીન્દ્રમાં
સાધુસમારંભ સુરીત આદર્યો:
કીધો બ્હદ્ યજ્ઞ ગિરિ-ગિરિવરે.

રહવારે સવિતા ઊગ્યે આશ્રમ-બ્રહ્મચારીએ
ગાયા આમન્ત્રણમન્ત્રો મહાઘોષે ગિરિસ્વરે.
ગિરિશૃંગે ગિરિવાસે ઘોષ આમન્ત્રણે ગયો.
સાંભળ્યો શિખરે શિખરે બ્રહ્મનાદ બૃહદ્ ધ્વનિ.
આવ્યા ગુફાગુફામાંથી બ્રહ્મર્ષિ બ્રહ્મવાંછુઓ;
બ્રહ્મસભા બ્રહ્મર્ષિની મળી ત્ય્હાં બ્રહ્મચોકમાં.

ને નિર્ધાર્યો બ્રહ્મયજ્ઞ હરિને હુલસાવવા.
થયો પછી ઘડીમાં તો બ્રહ્મચોક સજીવન.
ઘોષણા ત્હાં ગાયત્રીથી ગાજતી બ્રહ્મયજ્ઞની.
વેદિ થઈ, આજ્ય આવ્યાં, આવ્યાં ઇન્ધન ને હવિ.
ગુફાગુફાના યોગીન્દ્રો પ્રેમોત્સાહે પધારિયા;
સમગ્ર યજ્ઞસામગ્રી સજી ઉરસોરભો ભરી.
એ સ્હવારે ઉદ્ધવજી સ્નાન અર્થે સરે ગયા;
આવેલા જળની હેલે મળ્યા કો બ્રહ્મચારી ત્હાં.
'ના સમાતો ચોકમાં આ ઘોષ શો?' ઉદ્ધવે પૂછ્યું.
'ચોક છે એ બ્રહ્મચોક, યજ્ઞે ત્હાં બ્રહ્મને યજે.
હિમાદ્રિના હેમકૂટો નીખાર્યે ચોકમાં ઊભી.
અને સાંદીપનિદેવ દેવર્ષિ જે અવન્તીના,
મહંકાળની છાયામાં જે મહંકાળ પી જતા,
એમના જ ગુરુબંધુ દેવર્ષિ અમ છે અહીં.
આત્મા ને પરમાત્માના મહાયોગ-વિશારદ
ગિરીન્દ્રમાંના યોગીન્દ્રો એક–એક મહર્ષિ છે.
પાંડવ-કૌરવના ભીષ્મ હસ્તિનાપુરે પિતામહ,
દેવર્ષિ ગિરિઘાટોમાં છે આશ્રમપિતામહઃ
ઝૂકી જતા જ્ઞાનભારે, યજ્ઞજ્યોતે ઊભા થતા.
હરિ સત્કારવા સૌએ નિર્ધાર્યો બ્રહ્મયજ્ઞને.
'મહાઘોષે થશે આજે ગિરિઓમાં મહોત્સવ.
થાય એવો બ્રહ્મયોગ હિમાદ્રિમાં ક્વચિત્ ક્વચિત્.'

સરેથી સંઘમાં આવ્યા ગુફાએ ન્હાઇ ઉદ્ધવ;
દીઠું બ્રહ્મર્ષિનું પંચ બહુ હરિપદાંબુજ જે.
વીનવે વિનયવાણે બ્રહ્મયજ્ઞે પધારવા.
'આવીશ; આવશે સંઘ; કે આદર અનાદરે?
ધન્ય છે જ બ્રહ્મયજ્ઞ બ્રહ્મના બ્રહ્મપુત્રને.
કહેજો હિમાદ્રિવાસીને હરિની બ્રહ્મવન્દના.'
ઊઠ્યું બ્રહ્મર્ષિનુ પંચ, ગયું બ્રહ્મર્ષિમંડળે;
કહ્યું, 'ભાવને પ્રીછ્યો છે,' કહ્યું, 'હરિ પધારશે.'
અને પછી હરિ ચાલ્યા, ગિરિની ઘાટીમાં ગયા;
ઊભા જઇ ગુફાદ્વારે, બીજા કે ગિરિશૃંગ શા.
વાદળી શું ગુફાદ્વાર, મન્દિર શી ગુફા હતી.
ઊઠ્યા મન્દિરના દેવ ગુફનેર દ્વાર આવિયા.
'પધારો, શ્રી કૃપાનાથ! કીધી આ વૃદ્ધને કૃપા.'
'ગુરુના ગુરુબન્ધુ છો, આપ છો ગુરુના સમા.'
ભીંજતા પ્રેમઅશ્રુથી શ્રી હરિ પાયમાં પડ્યા.
'સાંદીપનિ ને દેવર્ષિ ભણ્યા સંગે હિમાદ્રિમાં.
આપે અહીં કીધો વાસો, ગુરુ ઉજ્જયિની ગયા.
એકે મધ્યદેશ, એકે ધન્ય કીધો હિમાદ્રિને.'
'અમે અલ્પ અમે સ્વલ્પ; ભણ્યા શું? શું ભણાવશું?
વડા છો, ને વડેરાની રીતે વિશ્વ કરો વડા.
ઉદ્ધારક આંખડી પ્રેરો, ગુફામાં પગલાં કરો;
અર્પો સૌ બ્રહ્મચારીને આશીર્વાદો, જગદ્‌ગુરો!'

એ પછી એહ મધ્યાહ્નને બ્રહ્મયજ્ઞ થયો બૃહત્;
પૃથ્વી-બ્રહ્મના સન્માને ગિરિના બ્રહ્મચોકમાં.
બ્રહ્મર્ષિ – બ્રહ્મચારીઓ ગિરિથી એમ ઊતર્યાં;
વિશાળા એ બ્રહ્મચોકે ન માયું બ્રહ્મમંડળ.
ને પછી કીર્તન ગાતો ગિરિગૌરવ ઢાળતો,
પધાર્યો હરિનો સંઘ બ્રહ્મચોકે મહર્ષિમાં:
હાથીના સંઘમાં જાણે આવિયો સંઘ હાથીનો.
બાથમાં બાથ ભીડીને ચાંપીને ઉરમાં ઉરે,
નેત્રમાં નેત્ર ઢાળીને મળ્યા દેવર્ષિને હરિ.
લીધી દીધી સંઘસંઘે પરસ્પરની વંદના.
પોકાર્યો ત્ય્હાં જયોચ્ચાર હરિનો બ્રહ્મમંડળે.
દેવર્ષિ લૈ ગયા ત્ય્હાંથી હરિને યજ્ઞવેદીએ.
પ્રજ્વળાવ્યો હરિહસ્તે અગ્નિને બ્રહ્મયજ્ઞના;
આચાર્યે ને અધ્વર્યુએ અગ્નિથી અગ્નિહોત્રના.
થઇ એ યજ્ઞની જ્વાળા કાંચનગંગ-જ્વાળ શી.
આભમાં એ ઊર્ધ્વગામી વિશાળી યજ્ઞ-જ્યોતમાં
પરબ્રહ્મને સંદેશો હરિએ કૈંક પાઠવ્યો.
પરબ્રહ્મ શું બ્રહ્મવાર્તા કીધી કૈંક હરિવરે.
તે દિને યજ્ઞની જ્વાળા હતી કૈંક અલૌકિક;
બ્રહ્મજ્યોતે ઝગન્તી'તી જ્વાળાઓ બ્રહ્મયજ્ઞની.
વાયુથીયે વેગવન્તી તેજસ્વી સૂર્યતેજથી,
પ્રારબ્ધને વેરનારી આયુદાત્રી જયસ્વિની:

એકએક હતી જ્વાળા અકેકી બ્રહ્મપાંખડી.
દીઠું એહ દેવર્ષિએ અદ્ભુત દેવદૃષ્ટિએ.
આનન્દ્યા અદ્ભુત નીર્ખી, અન્તરે પ્રણમ્યા હરિ.
અખૂટ આજ્યનાં પાત્રો, અખૂટ યજ્ઞ ઇન્ધનો;
અખૂટ કુંડમાં જ્યોતો, અખૂટ યજ્ઞના હવિ;
આચાર્યની અધ્વર્યુની અખૂટ ભાવ-ઊર્મિઓ.
સ્થાપ્યા શું અક્ષયપાત્રો શ્રી હરિએ સ્થળેસ્થળે.
એમ ત્યહાં પડી સ્હાંજ ગિરિમા ગિરિઘાટમાં.
એક શિખરની ધારે બિરાજ્યો જઈ ભાસ્કર.
પડછાયા પ્રલંબાયા ગિરિના યજ્ઞધૂમ્રના.
ગાજી રહી બ્રહ્મઘોષે પૂર્ણાહુતિની ઘોષણા.
થયો ગગન–ગોરંભો વ્યોમમાં યજ્ઞ–ધૂમ્રનો.
જતી'તી યજ્ઞજ્વાળાઓ ચક્ષુની પાર ઊડતી.
કસ્તૂરી-કેસરે અર્ગ્યું અર્પ્યું શ્રીફળ અગ્નિને.
વહાવ્યા આજ્યના ધોધ ન્હાની સ્રોતસ્વિની સમા.
બ્રહ્મર્ષિએ બ્રહ્મમન્ત્રે વધાવ્યો બ્રહ્મયજ્ઞને.
મંગળાષ્ટકનાં ગીતો ગાય ત્ય્હાં ઋષિપત્નીઓ:
ને હોમકુંડે ઢોળાતા અગ્નિમાં નેત્રઅગ્નિઓ.
આવિયા આશ્રમમાંથી શતાર્ધ બ્રહ્મચારીઓ;
સ્કન્ધેસ્કન્ધે હતી પૂર્ણ મટૂકી ચાકદૂધની.
બ્રહ્મયજ્ઞ રાખી ઠાર્યો દૂધડે અન્ય યજ્ઞને.
હરિએ એહ યજ્ઞોને અર્પી વિદાય-આશિષો.

અને પછી હરિ પાસે આવ્યું આશ્રમમંડળ:
આગે આગે વેદમન્ત્રો ઉદ્દગાતા બ્રહ્મચારીઓ;
ને પાછળ અલગાર બ્રહ્મર્ષિઓની ચાલતી.
છેલ્લેવેલ્લે પધાર્યા ત્ય્હાં દેવર્ષિ લૈ ગિરિધ્વજ.
મહાધ્વજ ધર્યો ભાવે હરિના પાય-પદ્મમાં;
હરિએ જઈને રોપ્યો શીર્ષાગ્રે બ્રહ્મયજ્ઞના.
વળી થયો બ્રહ્મઘોષ, ગયો યજ્ઞની જ્વાળમાં.
'વિરાજો એ ધ્વજછાંયે કરીશું આપપૂજન;
બ્રહ્મર્ષિઓ અગ્રપૂજા યજ્ઞે કરે છ બ્રહ્મની.'
દેવર્ષિએ વીનવ્યું એ હરિને દેવને સ્વરે.
પ્રણામી ગુરુબન્ધુને બેઠા યજ્ઞાસને હરિ;
મધુપર્કે પાય ધોયા, લ્હોયા ઉપરણે લળી.
લાવી ત્ય્હાં ઋષિપત્નીઓ કંકુકેસર, કસ્તૂરી;
હિમાદ્રિના સૌરભોથી વિધાત્રી શી વધાવતી.
ને યજ્ઞયજ્ઞ-ભસ્મો તરભાણે ભર્યે ભરી,
શ્રી . હરિને અંગઅંગે દેવર્ષિ અભિષેકતા:
'આપ છો સાગરસ્વામી, મહાસાગર સાગરે;
હિમાદ્રિના અતિથિ છો, ગિરિઓમાં ગિરીન્દ્ર છો,
યોગીન્દ્રોમાં યોગેશ્વર, બ્રહ્મર્ષિ માંહીં બ્રહ્મ છો;
સ્વીકારશો અગ્રપૂજા શ્રીહરિ! આ હિમાદ્રિની.'
ષોડશોપચારે કીધું હરિનું અગ્રપૂજન;
બ્રહ્મજ્ઞોને બ્રહ્મકંઠે પછી બોલ્યા હરિવર:

'બ્રહ્મજ્ઞ છો, બ્રહ્મર્ષિ છો; છો બ્રહ્મકિરણાવળો;
બ્રહ્મના બ્રહ્મગોત્રી છો, યોગીન્દ્રો યોગયજ્ઞના.
ચળો છો જ્યોતિઓ અર્પી બ્રહ્મને બ્રહ્મયજ્ઞથી.
પેખશો પામશો અન્તે સૌ પરબ્રહ્મને પ્રીતે.'
એવે ઘોર ભેરી નાદે પ્રફુલ્લ્યા ગિરિશૃંગ શા,
કૈલાસેથી આવિયા રૂડાં કૈલાસીના મહન્તજી.
દેવર્ષિની બ્રહ્મર્ષિની બ્રહ્મણી વન્દના ઝીલી;
શ્રી હરિને અભિષેક્યા કૈલાસીની વિભૂતિએ.
અંજલિ અંજલિ આપ્યું કૈલાસીનું શિલાજિત,
ભાખ્યો કૈલાસી-સન્દેશો'હરિ!ક્યહારે પધારશો?'
'ગિરિ કૈલાસ આવીશ નિશ્ચે કૈલાસી-દર્શને;
કહેજો ભવ-ભવાનીને હરિની બ્રહ્મવન્દના.
હિમાદ્રિની વૃથા યાત્રા યાત્રા કૈલાસીની વિના.'
પહાડો પાર જયઘોષ પોકાર્યો બ્રહ્મચારીએ,
આનન્દે બ્રહ્માનન્દે એ ગિરીન્દ્ર હિમાદ્રિમાં.
બ્રહ્મર્ષિમાં અગ્રપૂજા થૈ હરિ બ્રહ્મરૂપની.
પરબ્રહ્મે સુણી એહ ઘોષણા બ્રહ્મયજ્ઞની

હિમાદ્રિના પૂજ્ય બ્રહ્મર્ષિઓએ
પૂજ્યા—અર્ચ્યા ભાવથી શ્રી હરિને;
પૂજાયોગે યજ્ઞપૂર્ણાહુતિમાં.
માંડ્યા નેત્રે હેરતો'તો હિમાદ્રિ
'બ્રહ્મર્ષિમાં બ્રહ્મની અગ્રપૂજા.

## અધ્યાય ૨૩ મો · હરિનું નવઉપાસ્તોત્ર

હિમાદ્રિમાંના ગિરિમંડળે મળી
ઉચ્ચારી યોગેશ્વરની ગુણાવળી,
બ્રહ્મર્ષિના આશ્રમઆશ્રમે પછી
ત્યહાં અગ્રપૂજા કીધ બ્રહ્મયજ્ઞમાં
યોગીન્દ્ર યોગેશ્વરને યજે–પૂજે.

તે રાત્રે પડતી રાત્રે પરમાત્મયોગ સાધવા
દેવર્ષિના ગુફાદુર્ગે યોગીન્દ્રો ગિરિના મળ્યાઃ
ભેદભેદુ કાળદ્રષ્ટા, આભની પાર પેખતા.
દેવર્ષિના દેવદ્વારે, ઘાટના ગિરિમન્દિરે,
પ્રદીપો ગિરિના જેવા આવી ઊભા ઋષિવરોઃ
પતંજલિ યોગેશના પૂર્વકાલીન પૂર્વજો.
ને દ્વારિકાસંઘ સંગે પધાર્યા શ્રી હરિ ત્યહાં;
પુર મહાજનો સંગે આવે જેમ નૃપેન્દ્રકો.
પાર્થ ને ઉદ્ધવ જૈને બેઠા બ્રહ્મર્ષિ-મંડળે;
બ્રહ્મબાળા-વૃન્દમાંયે શોભતા'તા હરિસખા.
હરિ જૈને વિરાજ્યા ત્યહાં દેવર્ષિજીની પાંખ શા.
ગાયત્રીનો થયો ઘોષ સાયંશંખ સમો મહત્.
યોગીન્દ્રો સૌ થયા સ્વસ્થ એકએક શિલા સમ.
ગિરિનાં શિખરો ડોલે, તો ડોલે દેહસ્તંભ એ.
નિર્વિકલ્પ સવિકલ્પ સાધી લીધી સમાધિને.
ઓળંગી ગિરિનાં શૃંગો, ઓળંગી વ્યોમ-ઘાટને,

અનન્તતાના આરામાં યોગીન્દ્રો જઈને ઊભા.
નીરખ્યો કૈંકે આત્મલોમે સૂર્યને સૂર્યવંશીએ;
અન્ય ચન્દ્રવંશીઓએ નીરખિયો પૂર્ણ ચન્દ્રમા.
સૌએ દીઠા પરબ્રહ્મ શ્રી હરિને સમાધિમાં;
યોગેશ્વર યોગીન્દ્રોના ગિરિઓના ગિરીશ્વર.
સ્ફુલિંગો પ્રથમે ભાળ્યા, સ્ફુલિંગો ચન્દ્રમા થયા;
ચન્દ્રમાના થયા સૂર્ય, ને મહાસૂર્ય સૂર્યના.
વિમાનો આભમાં ઊડે, માપે આભે અનન્તતા,
સો પરમાત્મના પન્થે એવા માપે અનન્તને:
બ્રહ્મતીર્થં ભણી ઊડે પ્રેરણા પાંખમાં પૂરી,
દેવનાયે દિગન્તોને નિહાળી પૃથ્વી આવિયા.
પૂર્ણકામ પૂર્ણધામ પૂર્ણાત્મા શ્રી હરિવર,
ગયા અનન્તતા પાર અગાધતાની લોમમાં.
રમે છે સાન્તમાં સાન્ત ને અનન્ત અનન્તમાં.
પ્હોર વીત્યે મધ્યરાત્રે સમાધિથી જગાડિયા
હરિવરે સ્થાપીસ્થાપી હસ્ત બ્રહ્મર્ષિ-મસ્તકે.
વ્યોમે ઘૂમી વળે માળે ગરુડો ગિરિગામીઓ,
એમ ઊડી ઘૂમી વ્યોમે પધાર્યા સૌ ગિરિવરે.
વહે ચોમેર અન્ધાર તમિસ્રા શું મહાતમસ્;
આત્મનાં અજવાળાં ક્યાં? પૃથ્વીના અંધકાર ક્યાં?
સમાધિ સાધી યોગીન્દ્રો ગયા આશ્રમઆશ્રમે;
સંઘ ગયો ગુફાએ ને શ્રી હરિ ગિરિમાં ગયા:

'મળશું હવે ઉષા—આરે ગિરિના ઘાટમાં', કહી,
અન્ધારે ભૈરવ જેવા 'પધારો' ગિરિઓ કહે.

ચ્હડ્યા ગિરિ ગિરિશૃંગો, ઊતર્યા ગિરિઉરમાં;
નીખર્યા ગિરિ ગિરિઘાટો, નીર્ખી સૌન્દર્યની ખીલો.

આંખલડીના પલકારે તારલે તારલે ઘૂમ્યા;
વિરાજી આત્મની પાંખે અનન્તે વિચર્યા હરિ.

વીણ્યાં કૈંક વિશ્વપુષ્પો વિધિનાં પુષ્પનાં સમાં.
હૈયાવાસી ગૂઢ પુષ્પો સમર્પ્યાં ગિરિમંડળે.

વર્ષ્યાં કાંચનગંગાએ કાંચનો પુષ્પ-પુષ્પનાં.
હરિએ સર્વ સત્કાર્યાં સત્કારી અન્તરે ધર્યાં;

ને પછી આભલ આરે વિરાજ્યા વિશ્વજ્યોતિ શા.
ઉચ્ચોચ્ચ ગિરિને શૃંગે, હિમના શુભ્ર આસને.

બેઠી'તી પાછલી રાત્રિ તમિસ્રા ગાઢ ઢોળતી;
એમાં ચારુ ચન્દ્રવંશી ચમકે ચન્દ્રમા સમા.

ગીતથી મન્ત્રદ્રષ્ટાના, છન્દથી વેદછન્દના,
ગૂંથી પુષ્પ-કિરણોએ નવઋક્સૂક્ત સર્જિયું.

નવ-ઉષાનું ઉષાસ્તોત્ર, યાત્રાના પર્વની શ્રુતિ.
ઉષાની કૈંક એ માંહીં આલેખી સુકુમારતા;

અને કૈંક મહીં પૂર્યાં વાત્સલ્યના પરિમળો.
મ્હેકતી ગીતમાળાએ બૃહદ્ બ્રહ્મપરાગથી.

એવે આભલની કોરે પડી ચન્દ્રની પાંખડી.
પ્રભાની હરિને પાયે આછી રેખાવળો ઝરી.

પાયમાંથી સુધા ધાવી પાછી વર્ષી સુધાકરે.
દિવવાસી ઉષાદેવી ન્હોતી એ ચન્દ્રનાવરે;
અમીવન્તી વ્યોમલક્ષ્મી હતી કોક અલૌકિકઃ
પૃથ્વીની પાર્થિવતાના અન્ધકાર ઉજાળતી.
સમર્પી દેવલક્ષ્મી એ ચન્દ્રમાએ હરિશિરે.
કહી, 'આ પીયૂષપાણિ કહે છે ઉવા પધારશે.'
વ્યોમવાસી સુધાંશુને અભિવન્દી ઊઠયા હરિ;
વિચર્યા ગિરિશૃંગોમાં નવશ્રૃંગની શ્રયા લઈ.
ગિરિ ગિરિ થતો ધન્ય, હિમાદ્રિ ખીલતો હતો.
પધાર્યા કાંચનઘાટે, ઊભું'તું ગિરિવૃન્દ ત્ય્હાં;
ચન્દ્રમાની ચન્દનીનાં આછેરા ચારુ વસ્ત્રમાં.
હસન્તા હેરતા સૌને ઊભા જૈ ઘાટમોખરે;
જાણે હિમાદ્રિનો આત્મા ગિરિથી આવિયો સ્વયં.
ઋષિવરો ગિરિવરો વિલોકે ને વિચારતા.
આનન્દતું હુલ્લાસતું સૌનું અન્તર ઉચ્ચરે,
'ગિરિમાંથી ગિરિરહોતું લાવ્યા છે કૈંક ગૌરવી.'
ત્ય્હાં તો આવી ઉષાદેવી ઢોળતી જગ-કંકુમોઃ
આભના પડદામાંથી કુંકુમી મુખ ક્હાડીને;
આનન્દતી વિશ્વાનન્દે મલકાતી મધુરપે.
જગત્ થયું જ્યોતિવન્તું આશા ઉત્સાહવન્તું ત્ય્હાં;
સૌએ કીધો જયોચ્ચાર ગિરિગિરિ ગજાવતો.
શંખ ને બંસીના યોગે, પ્રભાકંઠે પ્રભાતના,

હરિ નવ-ઉષાસ્તોત્ર ગાય ને ગવરાવતા.
અભિનવ ઉષામન્ત્રો ઝીલતા'તા મહર્ષિઓ.

## નવઉષાસ્તોત્ર

અન્ધાર હતો, આભ હતું ગુફા સમું;
ગાઢ તમસ્‌નાં અભ્રો ઊડતાં હતાં;
આનન્દતી વન્દતી, નન્દતી, જતી,
ઉષા પધારે કુંકુમપાય પાડતી.

\

પ્રતાપ સોહે વદને ઉજ્જ્વલન્તે,
પ્રતાપ સોહે શામળે અંબોડલે;
પ્રતાપ સોહે સ્વર્ગગંગાની સેંથીમાં;
ઉષા પધારે કુંકુમપાય પાડતી.

તારા-જડેલી રજની વિસ્તરી'તી,
તારા-મઢેલો સાળુ હતો ઉષાનો;
પ્રારબ્ધ વેરતી, પુરુષાર્થ પ્રેરતી,
ઉષા પધારે કુંકુમપાય પાડતી.

વિરાટનાં નેત્રમાંથી વહન્તી,
પરબ્રહ્મના હૈયેથી ઝરન્તી,
કલ્યાણી સર્વત્ર કલ્યાણ પૂરન્તી,
ઉષા પધારે કુંકુમપાય પાડતી.

'જીર્ણો જશે,' 'પલ્લવશે નવ પલ્લવો,'
'પ્રફુલ્લશે તેજકળીઓ ગૃહે ગૃહે.'
આગાહી નવ જન્મની ઉચ્ચરન્તી
ઉષા પધારે કુંકુમપાય પાડતી.

ઊંડી વડી ગૂઢ અનન્તની ખીણો,
સાગર સમી, પડી ક્ષિતિજ પાછળે;
તરંગ તરંગે ત્ય્હાં સુરંગ નર્તતી
ઉષા પધારે કુંકુમપાય પાડતી.

'પ્રભાત પડશે,' 'પ્રભા આવશે.' કહે;
'તમસ્ જશે,' 'રજનીયે જશે.' વદે;
હોમાગ્નિની જ્વલન્તી જ્વાળ જેવી
ઉષા પધારે કુંકુમપાય પાડતી.

ગિરિગિરિનાં શિખરો સુહાવતી,
ગિરિગિરિના ઊભતી ઘાટઘાટે,
અહર્ ઊગ્યાનો ફરકી જયધ્વજ,
ઉષા પધારે કુંકુમપાય પાડતી.

સુણી શ્રી હરિનું સ્તોત્ર, રાચીને ઋષિવન્દને,
ઊતરી આભ-આરેથી ઉષાદેવી જગત્પ્રભે:
અન્તરિક્ષે પાય પાડે દીસ દેવાંગના સમી.
કૌમારની કાન્તિવન્તી વિદુષી જ્ઞાનવર્ષિણી,

પધારી શારદા પોતે, બ્રહ્મની બ્રહ્મચારિણી :
પુણ્યપ્રભે, દેવજ્યોતે, અક્ષાના શુભ્ર પાલવે;

નેત્ર-કંકાવટી મધ્યે કંકોળી આત્મકુસુમો.
લક્ષ્મીની લાલિમાવર્ણા ભરેલા પાલવે હતાં

ચન્દ્રમાના વૈભવો ને ભાસ્કરની વિભૂતિઓ.
મુખે કેસર ને ચંપો, પારિજાતક પાયમાં,

મસ્તકે મન્દારમાળા, અંગમાં અદ્દ્ભુતો હતાં.
શ્વેતામ્બરે સંન્યાસિની, પ્રતાપે રાજરાણી શી;

અંગુલિ અંગુલિ એની ઝગન્તી મણિની શિખા.
જગત્‌આભા ઝંખવતી આવી કૌમારકાન્તિ એ.

પધારી તેજ-પગલીએ, પધારી પુણ્યપાલવે;
શ્રી હરિના ભાગ્યદેશે અર્ચિયાં દેવકેસર.

મસ્તકે વરદ હસ્ત પાયે કંકાવટી ઢળી,
પિતાશ્રીને યથા પુત્રી હરિને પૂજતી ઉષા.

ક્ષણમાં દર્શન દીધાં, ક્ષણમાં થૈ અલોપ એ;
આવે જાય વીજ એમ ઉષા ત્યહાં આવી ને ગઈ.

'શું થયું ? શું થાય છે ? એ, વિમાસે જગવિસ્મિતો;
ચક્ષુના પલકારામાં સિધાવી ચક્ષુપાર એ.

કાંચનગંગને ઘાટે એકલું ઊભું'તુ જગત્
રચી નવઉષાસ્તોત્ર કાંચનગંગઘાટમાં
હરિવરે ઉષા પૂજી, ઉષાએ હરિને પૂજ્યા.

અમ્ભોધિની સાગરઘોષણા પૂરી,
ગિરીન્દ્રની ભૈરવી ગૂઢતા ભરી,
પુરાણ એ કાંચનગંગઘાટમાં
ગાયું ઉષાસ્તોત્ર પુરાણગૌરવે
ઋગ્વેદનું સૂક્ત રચી હરિવરે.

## અધ્યાય ૨૪ મો • બ્રહ્મમુહૂર્ત

સૌભાગ્યની ચૂંદડલી સુરંગીનાં
ધારી પરિધાન ઉષા પધારતી:
સૌભાગ્યના પર્વ સમા દિનેદિને.
સુહાગિયાં નૌતમ સ્તોત્રસ્તોત્રથી
સત્કારતા શ્રી હરિ સૂર્યપુત્રીને.

એ પ્રભાતે પ્રભાજ્યોત શૃંગે એક હરિ ગયા;
દેવર્ષિને લીધા સગે રંગેચંગે ઉમંગમાં.
બન્નેયે બ્રહ્મજ્ઞોને માધુરી ઝરતી ઉષા.
જગતમાં ઊગતા પ્હેલ્લા પ્રભાવન્તા પ્રભાતનું
વહન્તી વ્યોમથી આરે માધુર્ય પ્રાણપ્રેરતું.
ગગનાગ્ર ગિરિશૃંગે હતા દેવર્ષિ ને હરિ
બ્રહ્મલોક નિહાળન્તી પ્રાતઃસન્ધ્યા–સમાધિમાં.
હરિની દૃષ્ટિના જેવું વર્ચસ્વી વ્યોમ ઝીલતું
શૃંગ હતું સૂર્યલોકે, તળેટી પૃથ્વીલોકમાં.
વિધાત્રી ક્યાંક બેસીને લખતી ભાગ્ય વિશ્વમાં.

મહાભાગ મૃત્યુલોકે અમૃતો વર્ષતાં હતાં.
પ્રારબ્ધ સમો અદૃશ્ય હતો હજી પ્રભાકર.
હજી પૃથ્વીપાળ પૂંઠે સલૂણો સૂર્ય મ્હાલતો.
તમસ્‌નો તેજનો યોગ ક્ષિતિજે ઊગતો હતો.
પ્રૌઢી પાંખો પ્રસારીને ગરુડો આભમાં ઊડે;
લીધા બે ગરુડો ત્ય્હાંથી, ગયા અસીમમાં સખા.
મહાજળ મહાજ્યોતિ સાગર-વ્યોમનો વટી;
ઊભા હતા આત્મપાંખે ઉષા-આરે અનન્તમાં:
ઉષાનો ન્ય્હાળતા દેશ દૈવાંશી ને અલૌકિક.
પ્રેરીને ચક્ષુચક્ષુને પરોવીને મણિમણિ,
હરિવર દેવર્ષિને ગુણાવળો ગણાવતા.
વિષ્ણુનાં સહસ્રનામ સાર દશાવતારમાં.
'વિશ્વના પ્રાણુના જેવા ઉષાના પંચ પ્રાણ છે;
પ્રકાશ શી પ્રકાશે એ પચપ્રકારની ભૂમિ.
વીજદ્રષ્ટા વીજવેગી પ્રથમે એની પ્રેરણા;
ઊંઘેલાને જગાડે, ને સૂતેલાને કરે ઊભા.
ગરુડની પાંખથીયે વીજની પાંખ વેગીલી;
વીજથી દેવની પાંખે, દેવથી પાંખ બ્રહ્મની.
જ્યોતિ ઝીણી ઉષાપાંખે બિરાજે બ્રહ્મપ્રેરણા;
જગે ઝીલે પ્રેરણા એ બ્રહ્મર્ષિ બ્રહ્મચારીઓ.
વિરાજો છો ઉષાઆરે ઊભેલા છો નભસ્‌-તટે;
હિમાદ્રિના બ્રહ્મરન્ધ્રે માંડ્યા છે ઋષિઆશ્રમો:

વિધિના પોતરા જેવા ત્હમે છો ઋષિ-વારસો.
જગાડે છે જેહ ભાવે સૂર્યકિરણ પદ્મને,
એહ ભાવે મનુકુળને ઉષારશ્મિ જગાડતાં.
કન્યાનેત્ર પ્રેરે છે કો વીર વીરત્વ વીરનાં.
કુમારી કૌમારભાવે ઉષા પુરુષાર્થ પાય છે.
પુરુષોના પુરુષાર્થો સન્નારીની છ પ્રેરણા.
વાયુ-લ્હેરો જગાડે છે પુરુષાર્થો સિન્ધુમોજના;
નરોનું નરત્વ નાણે ગુણાળી ગુણસુંદરી.
ઘણી વેળા પુરુષાર્થી જીતે પ્રારબ્ધને જગે.
રાત્રિ નિદ્રાની જનેતા, ઉષા છે પુરુષાર્થની.
રાત્રિ અન્ધારને પાય, ઉષા પાય પ્રકાશને.
પ્રકાશ જગતપ્રભાળો ત્રીજો મણિ ગુણાવળે.
રાત્રિ પુત્રી તમિસ્રાની, ઉષા તો સૂર્યપુત્રી છે.
મૃદુ તેજલ તારલાઓ, જ્વલન્ત પ્રભ છે ઉષા.
ચન્દ્ર ગૌર સૂર્ય શુભ્ર, ઉષા કુંકુમવર્ણિલી.
વ્યોમને વિશ્વને રંગે રંગે માનવ-જાતને.
રંગ દશ્ય અદશ્યોને, જાજ્વલ્યવંત સુપ્રભે.
જેટલા બ્રહ્મલીલાના, ઉષાના રંગ એટલા.
ને પ્રારબ્ધ ઘડનારી ઉષા વિધાત્રીની સખી.
ગામોના, ગગનાંગણના, જગતના, જગલોકના,
લખે પ્રારબ્ધના લેખ ઉષા કંકુમ–અક્ષરે.
સો કોનું આયુષ્ય વીતે જેહવું જેનું યૌવન;

જેની જેવી ઉષા જાય, તેવાં પ્રારબ્ધ તેહનાં.
આયુષ્યનો પ્રાતઃકાળ કાળદિન સમસ્તનો.
પ્હેલે પ્હોરે પ્રફુલ્લે છે પદ્મો પુષ્પો નશે ઉરે;
જગે જીવન્પ્રભાજ્યોત પ્રથમ પ્હોરની પ્રભા.
અને પીયૂષની ધાત્રી ઉષા બ્હેનડ ધરિત્રીની;
પન્થે પીયૂષ પાનારી કામધેનુ મહર્ષિની.
વિધિવશ અમૃત મૃત્યુ ઉષાકાળે જગત પીએ.
અહરૂ છે ઉદ્યોગપર્વ, ઉષા પીયૂષ-પર્વણી.
મન્ત્રોથી વેદ આરાધે યજ્ઞો વડા ધરે હવિ;
આશ્રમવાસી ઋષિવરો આયુષ્ય સૂક્તથી યજે.
મહાતમસ્ મૃત્યુલોકે એ અમૃત-અધિકારિણી.
જગત્પ્રભાળી ઉષાની એ પ્રધાન ગુણાવળ;
સૌરભો શુભ, દેવર્ષિ! નીર્ખી છે, નીર્ખી લ્યો વળી.
પ્રેરણા ને પુરુષાર્થ, મહાપ્રકાશ નિર્મળો.
પ્રારબ્ધનાં પુણ્યસ્રોત, પીયૂષનાં સરોવરો;
પંચપ્રકાર ઉષા ભોમે ભૂલોકે પંચભૂત શા.
સૌમાં વસે પરબ્રહ્મ વ્યોમમાં વાયુના સમા.
'હરિ-ભાખ્યા સત્યમન્ત્રો; પેખ્યા છે, પેખું છું વળી.
વિશ્વમંડન વર્ચસ્વી ઉષાની એ ગુણાવળો.
જગત્ દેહપ્રભા ન્હાળે, આપે આત્મપ્રભા કહી.
આ પર્વથી નવે નેત્રે ઉષાને નીર્ણશે જગત;
કાંચન ને હિમાદ્રિને નવ નેત્રો દીધાં, હરિ!'

પછી પ્રદક્ષિણા કીધી શૃંગાળા ગિરિશૃંગની;
ચન્દ્ર–ચન્દનિયાં ઝીલી અર્ચિયાં ભાગ્યદેશમાં.

ગયા–ગયા ગિરિઓમાં બે માનવ–ગિરિવરો;
ઘૂમ્યા ત્ય્હાં તેજલ પાયે પાવલી પાડી શ્રી હરિ.

આભ શું ગંભીરું મૌન ગિરિમાં ગાજતું હતું.
દેવર્ષિને આવકારી હરિને વન્દતા ગિરિ.

ઉષા-ઉત્સવિયાને એ ચન્દ્રમા ચન્દનો ઝરે.
મહાકાય ગિરિથીયે મહાઆત્મન્ હતા હરિ.

હૈયામાં હુલ્લાસ હેલે નેત્રે અંજન જ્ઞાનનાં;
આત્મામાં પીયૂષો ફોરે પરબ્રહ્મ–પ્રકાશનાં.

ગિરિઓમાં વહે સ્રોતો વહે સ્રોતસ્વિની ઉરે.
આવિયા કાંચનઘાટે અતિથિ રાત્રિરાણીના.

ઊભુ’તું ત્ય્હાં ગિરિવૃન્દ પૂર્વે અપૂર્વ પેખતું.
વૃન્દે કીધો જયોચ્ચાર ગિરિશૃંગો જગાડતો.

ન્ય્હાળતા નભનો ચન્દ્ર, ન્ય્હાળતા ચન્દ્ર પૃથ્વીનો;
પ્રફુલ્લ બેલડ નેત્રે પેખતા ચન્દ્ર–બેલડી.

એહવે પૃથ્વીને આરે કુંકુમ–પાય પાડતી
હરિને પગલે ઊગી ઉષા આનન્દમૂર્તિ ત્ય્હાં.

આભે કુંકુમ-કેસરના લાગ્યા ફુવાર ફોરવા.
મોરલા ને કોકિલાના મીઠડા સ્વરસંગમે

હરિ નવ-ઉપાસ્તોત્ર ગાઇને ગવરાવતા :
યુગાયુગ્થી માનવજૂની હલકે વેદમન્ત્રની.

કિરણો સ્ફુરન્તી, કોડીલી, સૌમ્ય, શુભ્રા,
તરંગિણી, તેજસ્વિની, તેજઆભા,
શ્વેતામ્બરી બ્રહ્મકુમારિકા સમી
ઉષા પધારે ઉજ્જવળી વિશ્વમંડપે.

નિધિ-લહરોથી લહરન્તી અધિકી,
તેજસૂછોળો વ્યોમવ્યોમે ઉછાળતી,
અન્ધાર-આગાર ધોતી તેજછાલકે
ઉષા પધારે ઉજ્જવળી વિશ્વમંડપે.

અન્ધારનો ગાઢ ઘેરો ઉથાપતી,
રચન્તી મહામહેલો તેજતેજના,
વીરાંગના શી જયિની દેવાંગના;
ઉષા પધારે ઉજ્જવળી વિશ્વમંડપે.

હસન્તી હલેતી, વેરતી તેજ–પુષ્પો,
ઉત્સાહ આશા પ્રેરણા પ્રૌઢ પાતી,
લાડન્તી લાડન્તી વિશ્વની લાડીલી શી,
ઉષા પધારે ઉજ્જવળી વિશ્વમંડપે.

વસુન્ધરામાં વસુ વેરતી જતી,
પ્રભાત પાડે વર વ્યોમમંડળો;
વસન્તમાસે વિધુ વસન્તિકા સમી
ઉષા પધારે ઉજ્જવળી વિશ્વમંડપે.

મહાવૈભવે વ્યોમવિતાન આપતી,
વાત્સલ્યભાવે વાત્સલ્ય આપતી,
અગમ્યના આગમને આલાપતી,
ઉષા પધારે ઉજ્જવળી વિશ્વમંડપે.

બ્રહ્મે રચ્યું આ બ્રહ્માંડ જે દિને,
બ્રહ્માંડે મૂક્યું બ્રહ્મવર્ચસ્ તે દિને;
એ બ્રહ્મવર્ચસ્ વળી લેઇ આવતી
ઉષા પધારે ઉજ્જવળી વિશ્વમંડપે.

અનન્તમાંથી લહરાતી આવતી,
અનન્તના ભાવી આદેશ લાવતી,
અનન્તની આંખલડી સમોવડી
ઉષા પધારે ઉજ્જવળી વિશ્વમંડપે.

—

ગાય નવ-ઉષાસ્તોત્ર છન્દને પડછન્દવે;
પેખે પ્રારબ્ધના રંગો ઉષા-રંગતરંગમાં:
ઉષાની પ્રાતલીલામાં બ્રહ્મ ભાળે ઋષિવરો.
એ પ્રભાતે ઉષાદેવી ખીલી વસન્ત-ભાવથી;
આભ-માંડવડે જાણે પ્રફુલ્લી બ્રહ્મવેલીઓ.
હૈયાદેશે બ્રહ્મભાવે સન્માને ગિરિમંડળ;
પોતાની પુત્રીના ભાવે સત્કારે શ્રી હરિ ઉષા.

'ક્ષણજીવી ઉષાનું શું વિશ્વે હરિ! પ્રયોજન ?'
વિશ્વના ભેદના વાંછુ પૂછ્યું પ્રીતે મહર્ષિએ.

જ્ઞાન-પિપાસુના પ્રશ્ને આનન્દ્યા શ્રી હરિવર;
ને પછી વિશ્વની વાર્તા કરે હરિ મિતાક્ષરે.

'ક્ષણજીવી વાયુ-લહરો, વિદ્યુલ્લતા ક્ષણજીવી;
એમનાં પ્રયોજન જે, એ ઉષાનું પ્રયોજન:

બ્રહ્મની બ્રહ્મલીલાની ઝાંખી કરાવીને જવું.
યુગો કલ્પો મન્વન્તરો જગે બ્રહ્મક્ષણો વડી;

કાળ અને મહંકાળ નિમિષો બ્રહ્મનેત્રની.
ક્ય્હારે કોક ક્ષણો કહે છે એ કહે ન મહાક્ષણો.

અણુને અણુ કહીને અણુ મા અવમાનશો;
અણુ-અણુનો સમુદાય મહાંબ્રહ્માંડ બ્રહ્મનું.

નિત્યનિત્યે પ્રકાશે છે ઉષાઓના અણુ-અણુ;
નિર્મ્યા કાળે, નિર્મ્યા દેશે, નિર્મ્યા યોગે અહર્ પડચે.

દિનનો દિનમણિનો દૈવી દિનમાન છે ઉષા.
અન્ધકાર વળાવીને ઓજસ્વી આભમાં ઊભો.

આભઆરે સૂર્યપુત્રી સૂર્યની પ્રતિહારિણી.
ઉષાનાં પીયૂષ પીજો, ઓજસ્ સાનન્દ ઝીલજો.

આયુષ્ થશે અમીજ્યોત, જીવન થશે પ્રભાપ્રભ.
જનોમાં જનકલ્યાણી, વિશ્વે વિશ્વહિતસ્વિની,

ઉષાનો ઉગમણયોગ બ્રહ્મમુહૂર્ત બ્રહ્મનું.
બ્રહ્મમુહૂર્તને નામે પૃથ્વીલોક! પિછાણજો.

પ્રીછજો બ્રહ્મપુત્રીને બ્રહ્મના ગોત્રનામથી.
ન્હાળો ઉષાની પાંખપાંખે પરબ્રહ્મ પ્રભારૂપે.'

મહાગુણુાળી ગૂઢ બ્રહ્મની પ્રભે
આવી ઉષા આ જગ બ્રહ્મલોકથી;
બ્રહ્મે કહ્યું બ્રહ્મમુહૂર્ત એહને.
અને પછી આજ યુગો યુગો વીત્યે
લોકો પ્રીછે બ્રહ્મમુહૂર્ત નામથી.

## અધ્યાય ૨૫ મો • ચન્દ્રગાયત્રી

નીર્ખી નક્ષોમ્રડળ, ચન્દ્રપર્વણી,
ગિરીન્દ્રમાં ગોત્રપુરુષ સાંભર્યા.
રેખાવળે રમ્ય રમન્ત ચન્દ્રમા.
પૃથ્વી ખણીને લીધ મન્ત્રહીરલો,
ને ચન્દ્રગાયત્રીથી ચન્દ્રને પૂજ્યા.

પછી આવ્યુ: ચન્દ્રપર્વ, ઊગી શ્યામ ચતુર્દશી.
વિશ્વની ભાગ્યરેખા શો વિરાજી ભાગ્યદેશમાં
માસે માસે ચન્દ્ર દાખે છેલ્લીવેલ્લી કલાલીલા;
વિરલા રમેશ્વર કો નીરખે ને સ્તવે રસે.
સ્રષ્ટા વા, રસદ્રષ્ટા વા દર્શન એ પર્વનાં કરે.
સ્હવારે પડતે પ્હોરે વગાડયો ઉદ્ધવે પડો:
'આજે ચન્દ્રપર્વણી છે શ્રી હરિ ચન્દ્ર પૂજશે;
પ્રાતઃકાળે ઉષાપૂર્વે કાંચનગંગ-ઘાટમાં.'

ઉદ્ધવનો મન્ત્રોચ્ચાર ગાજ્યો ત્ય્હાં યજ્ઞમન્ત્ર શો.
ગિરિ-ગિરિ ગયો શબ્દ, ઝિલાયો યજ્ઞજ્યોતમાં.

બ્રહ્મર્ષિએ દેવર્ષિએ સુણ્યો આશ્રમઆશ્રમે:
રીઝી ઋષિપત્નીઓ, ને આનન્દ્યા બ્રહ્મચારીઓ.

કાંચનગંગનો ઘાટ શોભીતો કાંચને થયો;
હિમાદ્રિના હેમકૂટો હેમાવન્ત થયા વધુ.

અનિલોએ જગત્‌વાર્તા ચન્દ્રમાને કહી જઈ:
'ગાઈ છે સૂર્યગાયત્રી વિશ્વામિત્ર ઋષિવરે,

એહવી ચન્દ્ર-ગાયત્રી ગાશે આજ હરિવર.'
એક ભાવે એક બોલે ઉચ્ચરે ગિરિઆશ્રમો.

દૂરદૂર ગિરિઓમાં હતો કો રેવતાચળ;
મન્થતો આભ ને પૃથ્વી મન્થતો ગિરિનાં હિમો.

હિમાદ્રિના મેગળનું કુંભસ્થળ હતું શું એ?
એવું ઉન્નત, મોભાગ્રી ગિરિઓનો ગિરિધ્વજ.

અને એ રેવતશિખરે હતી એક મહાગુફા;
બ્રહ્મમંદિર ન્હાનેરું આભના નેત્ર જેવડું.

ત્ય્હાં ગિરિગુફામાં એ મધ્યાહ્‌ને શ્રી હરિ ગયા;
વાસ્યાં વજ્રશિલાદ્વાર, ગુફા કીધી વડી ગુફા.

ઘૂમતા ઘૂમતા, જોતા, આલોચતા, વિમાસતા,
નેત્રના એ કીકીદ્વારે સંચર્યા શ્રી હરિવર.

ગિરિએ નેત્રમાં લીધા, નેત્રે લઈ સ્થાપિયા ઉરે;
ભૂત-ભવિષ્ય-નેત્રાળો મહેકાળ હતો ત્યહાં.

'પધારો, હરિ! શોધો છો આ ગુફા એહ આપશે;
વિશ્વનો આ ભૂતકાળ, ને આ ભવિષ્ય વિશ્વનું.'
સત્કાર્યા ત્ય્હાં મહંકાળે ઢાળીને ચક્ષુ પાયમાં.
હરિ કહેઃ 'ભણ્યો છું એ સાંદીપનિ ગુરુમઠે.'
ને પછી કરકમળોમાં લીધાં એ વિશ્વટીપણાં.
ગાઢ ગુફાતમમ્‌માયે વાંચે એ અક્ષરાવળો;
ધન્ય એ આંખડલી! ને ધન્ય એ અક્ષરાવળ!
'નથી એ મન્ત્ર આ ગ્રન્થે, મન્ત્ર એ બ્રહ્મગ્રન્થમાં;
મહાત્મન્ છો, મહંકાળ! સિધાવો રમણા રમો.'
પછી અન્ધાર ઢંઢોળ્યો, ઢંઢોળ્યું ઉર આભનું;
આભે આવી ધર્યો પાયે વિશ્વના બ્રહ્મગ્રન્થને.
હરિએ એ ઋચામન્ત્ર વાંચ્યો અન્ધાર-ઉરમાં.
ખાણમાંથી મણિ ખોજે, એમ ખોજી લીધો મણિ.
શ્રી હરિએ મહામન્ત્ર સંશોધ્યો પિતૃગોત્રનો.
પરબ્રહ્મને સૌ સ્હેજ, અસ્હેજ એ જગતલીલા.
પછી પિતૃસ્મરણ કીધું એ ગુફામાં અહર્ભર;
ને અહર્ભર અર્ઘ્ય અર્પ્યો માનસી પિતૃતર્પણે.
મન્ત્રનેયે પરિમાર્જ્યો બ્રહ્મની બ્રહ્મદૃષ્ટિથી.
જપ્યા અજપા જાપે ત્ય્હાં ગોત્રોચ્ચાર પુનઃપુનઃ;
ભૂતની ને ભવિષ્યની હરિએ સાંધી શૃંખલા.
ભૂતનો ને ભવિષ્યનો અંકોડો વર્તમાન છે.
ગુફાના અન્ધારમાંયે ઊતરી પિતૃની પ્રભા;

એ પ્રભામાં બ્રહ્મતેજ ભાસ્વતું હરિએ ભર્યું.
ચન્દ્રબિમ્બ સમી ચારુ અન્ધારી એ ગુફા થઈ.

હરિ એ પ્રભમાં ન્હાતા, મન્ત્રને ન્હવરાવતા;
એમ રાત્રિ પડી વિશ્વે; વ્યોમવહી-ગુફાવહી!

ગુફામાંનો અન્ધકાર ગુફામાંથી ગયો ક્યહાં?
શ્રી હરિએ ગુફાને એ નિત્યતેજસ્વિની કરી.

બ્રહ્મના તેજને એહ પંચદંડવતો કીધા;
ગુફામાંથી ગિરિઓમાં પાછા હરિ ગયા જગે:
સંશોધી લૈ ગૌત્રમન્ત્ર અન્ધારોદ્ધારણે મહત્.
બ્હાર ગિરિગિરિમાંથી લક્ષધા ગિરિલોચનો
વર્ષતા હરિને રશ્મિ – પરિવર્તન તારલા.
પાયપાયે થનગનતા, આયુષ્યાનન્દ માણતા,
તારલે તારલે જોતા, ગિરિઓમાં ગયા હરિ:
કાંચન-ગંગને ઘાટે ઊભા'તા ગિરિતારકો;
હિમાદ્રિએ ઠાલવ્યા'તા ઘાટે આશ્રમઆશ્રમો.
ઉછાળી ઊર્મિઓ ઢોળી અભિનન્દ્યા પરસ્પર.
'ઊગે છે – પર્વ ઊગે છે.' ઉચ્ચર્યાં શ્રી હરિવર.
પેખજો વ્યોમની ખીણે, પડેલી પૃથ્વીપાળમાં.'
ક્ષણ-પળ વીતી ત્યહાં તો આભ કૈં ઊજળો થયો;
બ્રહ્માની બ્રહ્મરેખા શો, આભના એક પુંડ્ શો.
હરિને વદને બેઠાં પ્રભાળાં પિતૃરશ્મિઓ.
રાત્રિને ઉજાળનારા કાન્તકર્તાર ધ્વાન્તના,

ચન્દ્રને વન્દીને ઊભા ગિરિઓ ગિરિઆશ્રમો.
બ્રહ્મભાવે, વિશ્વકંઠે, શ્રુતિ સોનગ્વિની-સ્વરે,
કીધો ગોત્રમન્ત્રોચ્ચાર કરી હસ્તાંજલિ હરિ.

सुधाधारा सुधाकर! सुधा दे;
पीयूषपाणि! पीयूष पा;
प्रज्ञाने प्रगटाव

હરિ શમ્યા, શમ્યુ ગીત, શમ્યુ આશ્રમમંડળ;
શમ્યો શમશમાકાર ગિરિમાં જૈ ગિરિગિરિ.
ઘોષણા ગાયત્રીની ગઈ એ ચન્દ્રલોકમાં;
ચન્દ્રે આશીર્વાદ દીધો, 'જગદ્ગુરુ થજો, હરિ!'
અને પછી સૌમ્યમૂર્તિ ઉચ્ચર્યા શ્રી હરિવર:
'ચન્દ્રપર્વે, ચન્દ્ર ઊગ્યે, ગાયેલી ચન્દ્રવંશીની,
ચન્દ્રની ચન્દ્રગાયત્રી, ફ્હેશે એને યુગેયુગે.'
દેવદ્રષ્ટા દેવર્ષિજી ઊઠ્યા ને ઉચ્ચર્યા પછી:
'હરિ! અહરૂ ઊજળો છે ઉજાળી જગરાત્રિને.
જતી હતી અમારી તો સૌ બ્રહ્મસૂની રાત્રિઓ;
હવે હરિ! વીતશે એ રાત્રિઓ બ્રહ્મની ભરી.
ગાઈ છે સૂર્યગાયત્રી વિશ્વામિત્ર ઋષિવરે;
ગાઇ છે ચન્દ્રની ગાયત્રી દ્વારિકેશ હરિવરે.
ઉદ્ધાર્યો આ મૃત્યુલોક, ઉદ્ધાર્યું પિતૃગોત્રને.
ચારુ આ ચન્દ્રગાયત્રી રાત્રિતન્ત્રી વગાડતી,
સત્કારશે રાત્રિલોકે ચન્દ્ર શી-ચન્દ્રલોક શી.

દિને દિનમણિ ગાશે, રાત્રિએ રજનીમણિ.'
મોરના મીઠડા કંઠે હરિએ ટહુકો પૂર્યો:
'બન્નેયનો મન્ત્રમર્મ એક જ છે ઋષિવરો!
પડ્યું કે પડતું ધ્વાન્ત કાન્તકર્તારની પૂજા.
ગાશે એ ચન્દ્રગાયત્રી મન્ત્રદ્રષ્ટા મહર્ષિઓ;
ને ગાશે ચન્દ્રગાયત્રી પૃથ્વીના ચન્દ્રગોત્રીઓ:
સૌ ગાશે ચન્દ્રગાયત્રી રાત્રે જે ચન્દ્ર પૂજશે.
ગિરિસ્હોતી વિશ્વસ્હેતી એહ ઉદ્‌ઘોષણા સુણી
વ્યોમખંડે ઉષા ઊગી કોટિધા કિરણાવળે
બિરાજ્યો ચન્દ્ર, બાળાની લલાટ–ટીલડી થઈ.
વિશ્વંભરાની દૃષ્ટિથી વિશ્વની રાત્રિ ઊતરી;
પ્રાતઃ પડ્યું ઉષા આવી, જગ સૌ પામ્યુ પ્રેરણા.
પછી ચન્દ્રગાયત્રીનુ ગિરિમાં ચન્દ્રગોત્રએ
ગાયુ નવઉષાસ્તોત્ર ઉષાના આત્મરંગીલું.
પૃથ્વી પેટાળની માંહે નીતરી નિર્ઝરી ઝરે
ગયું એહ ઉષાગીત ગિરિમાયે ગિરિઉરે.
વિશાળી વહતી વિશ્વે હરિવાણી હિતસ્વિની:

> હર્ષોર્મિ જેવા ઉમંગ–ઊર્મિલા,
> અનેકધા ઈન્દ્રધનુષ્ય–વર્ણિલા,
> વિશાળવે વ્યોમ પૂરન્તી સાથિયા.
> ઉષા પધારે સુભગા સૂર્યપુત્રી.

વિશ્વે ઉછાળી શુ વિભા વિભાકરે,
કે વાદળી વર્ષી સુધા સુધાકરે ?
પ્રસન્નવદના, પીયૂષપાણિની,
ઉષા પધારે સુભગા સૂર્યપુત્રી.

ઉતારી રાત્રિનો અન્ધાર – પછેડો,
ધારન્તી ચતુરંગિલી તેજ–ચૂંદડી;
સૃષ્ટિનુ સૌભાગ્ય પ્રભપૂર્ણિમા શી
ઉષા પધારે સુભગા સૂર્યપુત્રી.

ભરી નરી તારલે વ્યોમવાટિકા,
ત્ય્હા લોકભદ્રા સરીખી રમન્તિલી

,

## અધ્યાય ૨૬ મો · કૈલાસીના કૈલાસમાં

ગિરીન્દ્રમાં કાંચનઘાટી છે વડી,
ગિરીન્દ્ર ત્રિવિષ્ટપમાં ઢળી જતા;
હેમોત્પલો હેમસરે ઝૂલન્ત, ને
કૈલાસી કૈલાસકિરીટમા વસે:
ત્ય્હા પૃથ્વીને ઘાટ મળ્યા હરિહર.

'રુકૂમિણીજી ! આવશોક ? યાત્રા છે આજ દૂરની.
જવુ છે પડતી રાત્રે કૈલાસે શિવમન્દિરે.
સાન્ત્વનાં શિવશિવાના પાવના શિવદર્શને'
હરિએ દામ્પત્યભાવે પૂછિયુ પ્રસન્નેત્રીને.

'દેહની છાયની પેરે ત્હમે જ્યહાં, ત્યહાં જ હુ, હરિ'
મજીરાના ગુંજને કે રુકૃમિણી મંજુ ગુંજિયાં
એહ હતી અમાવાસ્યા – વડી અન્ધારની તિથિ,
હરિએ અન્ધારપર્વ લીધુ હતુ ઉજાળવા
કીધી દિને દિનચર્યા, પછી રાત્રી પડી જગે
ગરુડો આવિયા ચાર, પાંખમા પાંખને ભીડી,
મહાલક્ષ્મીજીને કાજે રચી ત્યહાં વ્યોમપાલખી
ને પછી યોગમાયાને આમન્ત્રીને ઊડયા હરિ,
વ્યોમમાં કો વાદળીને આછેરુ તેજ છાંટતા
લક્ષ્મીજી આત્મની લક્ષ્મી ભદ્રાને ભદ્ર અર્પતા
દિગન્તે નાખતી નેણાં, આભની કોર બાંધતી
હિમાદ્રિની હતી ધાર, જાણે પાર અપારની
પૂર્વભારતનો દુર્ગ અભેદ્ય ને અજિત એ,
હાથેળી હરિએ ધારી જાણે જગત આણુની
હતા એ દુર્ગની ધારે રત્ને જડેલ કાંગરા,
રમતા રાત્રિના હિમે ત્યહાં તારક તારિકા
ધરાવી રત્નમાળાશું પરણ્યે હિમાદ્રિને
કર્મમા વિશ્વકર્માના પૂરે કો શી અધૂરપ?
આભના ગોખના જેવી કે બારી પુણ્યપાપની?
એમા છે કાચનઘાટી જતી કાચનને સગે
ત્રિવિષ્ટપ ભારતનો બ્રહ્માએ પુલ બાંધિયો
રત્નાળા ગિરિને ગોખે – એ ઘાટીમા ગયા હરિ

નિહાળ્યાં ગિરિઘાટીનાં ભીડેલાં દ્વાર લોગળે;
શેષ ત્ય્હાં કાજળકાળા ઊભા હતા ધરાધર.
સહસ્ર ફણને ભાલે દ્વિસહસ્ર મણિ ઝગે.
નમી ફણા સહસ્રે એ, દ્વિસહસ્ર નમ્યા મણિ.
હરિને વન્દના વન્દી ઊભા આભલ આવરી.
'આ છે અન્ધારની રાત્રિ, લોપતી વિશ્વદષ્ટિને;
ગ્હડયાં છે રમણે એમાં કૈંક ભૈરવ ભૈરવીઃ
મસ્તીખોરાં અલમસ્તો ગિરિશૃંગો ઉથાપતાં.
ડોલાવે માહરી ડોક, ધ્રુજાવે છે ધરિત્રીને;
થરથરે ગિરિના ઘાટે થથરે છે ગિરીશ આ.
હિમાદ્રિના પ્રાસાદોમાં મહા-ઉત્પાત આદર્યો,
ઘાટીના આભના માર્ગો છે ભયસ્થાન, શ્રીહરિ!'
એવે ત્ય્હાં આભલમાંથી ગિરિશંગ પડયું પડે;
ને ગયું ખીણની ખોમાં ગિરિમાં ઘેરું ગાજતું.
હરિએ સાંભળ્યું-જોયું, ને હસ્યા વિશ્વહાસ્ય ત્ય્હાંઃ
'વધ્યો છે ભાર પૃથ્વીનો કલિભારણ કારણે;
ઉદાર છો તે ઝીલો છો ધરાભાર, ધરાધર!
શેષજી! શુભ એ કીધું આ ભયસ્થાન ભાખિયું;
દાણવો અભયસ્થાન; ભવ સારો ભયે ભર્યો.
સદાશિવ કૈલાસીના ગણો ભૈરવ-ભૈરવી;
જવું છે કૈલાસતીર્થે કૈલાસીનાં જ દર્શને :
શેષજી! ના પીડ લેશે કોયે કૈલાસીના ગણો.

કૈલાસનો માર્ગ તો આ?''એ જ માનસરે જતો.'
પદ્માસને પદ્મજાની ચુંબીને પાય-અંગુલિ
શોધે દીધો શ્રી હરિને માર્ગ કૈલાસનો પછી.
હિમાદ્રિના હેમકોટ ગયા પાર તરી હરિ.
વિશાળી વાદળી જેવું પડ્યું'તું ત્યહાં સરોવર;
સરોવરની લ્હેરોમાં ઝૂલતાં આભલ્હેરિયાં.
પદ્મિની ને પ્રફુલ્લેલાં સુવર્ણકમળો જળે;
તીરે કદળીનો ઘેર કુંજો મંજુલ વંજુની.
મહીં ત્યહાં સન્નાહકડી દેવદેવાંગના રમે.
ગિરિઓની છાયાઓમાં ઘેરી કુંજોની ઘેરમાં;
રાત્રિ અન્ધારમાં ગાઢ આછાં તારલ તેજમાં;
સંતાય-સન્તાય ને શોધે દૈવી પ્રીતમ પ્રેયસી.
હિમાદ્રિનાં સરો શૃંગો કુંજો છે પ્રિય દેવને.
ઊર્ધ્વ ગરુડ-આરોહ્યાં લક્ષ્મીજીએ દીઠી લીલા;
પૃથ્વીની પાળ દીઠી તે દાખવ્યું હરિને હસી.
હરિ કહેઃ 'પ્રેમપન્થી છે, દેવો ને દૈવી માનવો;
કામીઓયે કામ માણે પ્રેમ શો કામને કહી.'
ગિરિની ઘાટીઓ ગૂઢ ઊર્ધ્વપન્થી ગ્હડચા પછી;
ઊભો કૈલાસ તે જાણે, યોગેશ્વર-સિંહાસન;
યોગની રેખાવળ શી ઝૂકી'તી ઘેરી ઝાડીઓ.
હિમાદ્રિહસ્તિનો એક હતો એ ગિરિબાળ કો;
સૂંઢ શી, દન્તુડીઓ શી, ઝીણી જોતરિવની ઝરે.

હતો ભવ ભવાનીના યોગનો યોગઘાટ એ;
કૈલાસના રત્નઘાટે ઊભા હતા મહન્તજીઃ
ગંભીરી ગૂઢ મુદ્રાળા, ગિરિના ધ્વજદંડ શા.
પેખી ગરુડની પાંખ તારલાટપકી ભરી,
ને પ્રભામૂર્તિ લક્ષ્મીજી લક્ષ્મી વર્ષાવતાં પ્રભે;
ત્ય્હાં તે કીધો ભેરીનાદ ધોધના ઘુઘવાટ શો;
જાગિયાં સૌ ઝાડઝુંડો, સજીવન થૈ શિલાશિલા.
'પધારો, હરિ! કૈલાસે, થયો કૈલાસ કોડીલો.
આજે આનન્દશે શંભુ, સત્કારે છે વનો ઝૂકીઃ
આજ છે ઉત્સવપર્વ, હરને ધામ શ્રી હરિ.'
એવે આવ્યો ઘોર શોર, એવે ગાજ્યા ગિરિવરો;
ડાક ડમરુ ભેરીની વહી ઘેરી સુરાવલિ.
પડયા પૃથ્વી-ધ્રુજાવન્તા પાયના પડછન્દવા.
'જાણ્યું કૈલાસયાત્રાએ પધારો છો સજોડલે,
દમ્પતીના સત્કારાર્થે નાચે છે શંભુના ગણો;
બેઠાં ભવ-ભવાની ત્ય્હાં જુએ છે વાટ, શ્રી હરિ!'
પછી એહ સ્રોતઘાટે હરિ ને લક્ષ્મીજી ગયાં;
હતાં હૈયાં વ્હેણ જેવાં એહવાં વારિવ્હેણ એ.
બેઠાં ભવ-ભવાની ત્ય્હાં હેમ પદ્મસિંહાસને;
ચોમેર - સોનાંપદ્મોનાં તોરણો ઝૂલતાં હતાં.
વેલો પુષ્પપ્રફુલ્લેલી ઢાળે ઉપર ચમ્મરો.
નર્તતા વર્તુળ માંડી ગિરિ કૈલાસના ગણો;

ઊર્ધ્વહસ્ત ગિરિપાયે ગિરિકંઠે સ્વરો પૂરી.
ત્યહાં સોતસ્વિનીઘાટે પધાર્યાં હરિદંપતી.
આગન્તુકને આતિથ્યે ઊઠ્યાં એ ગિરિદમ્પતી.
ભેટ્યાં ભવ-ભવાનીને હસેતાં હરિ-લક્ષ્મીજી;
દમ્પતી કેરા દામ્પત્યે દમ્પતી આવકારિયાં.
તારલે-તારલે તેજ ઢોળ્યાં એ ગિરિમંડળે.
'પધારો દ્વારિકાધીશ! યોગેશ્વર! યુગેશ્વર!
ભાખતી'તી સમાધિ કે આજે આપ પધારશો.
અમાવાસ્યા માસ કેરી આજે અન્ધારરાત્રિ છે;
માર્ગમાં પાથરી જ્યોતિ તારલે ઉજ્જ્વળ્યો હશે.
પધારો, યુગના સ્વામી! આ તો છે યુગ આપનો.'
ઊઠી,' હૈયેહૈયાં ભીડી સત્કાર્યો હરિને હરે.
'પધારો મહાલક્ષ્મીજી! પધારો, બ્રહ્મપાંખડી!
બ્રહ્માંડની પાંખડી શો આ છે કૈલાસ આપનો.'
કંઠથી ગિરિબાળાના ભવાની હીરલા ઝર્યા.
કૈલાસનાં અતિથિઓ રુક્મિણી ને હરિવર
વન્દ્યાં ભવ-ભવાનીને દૈવી દર્શન-દૃષ્ટિથી
'ભદ્ર છો, ભદ્ર કરો છો; ગંગાજી ગિરિમાં હશે;
આ તો સૌ અહીં નર્તે છે લોકકલ્યાણના ગણો.
'ગંગાજી લોકકલ્યાણે દેશ-દેશાન્તરે ગયાં;
અજ્ઞથી છે દેહભદ્રા, આત્મભદ્રા અમીજળે.
સમાયાં સાગરેયે ના, સમાશો ક્ય્હાં હિમાદ્રિમાં?

સરોવરે સાગર, કે વને વિરાટમાંય ત્ય્હાં?'
કહી હસ્યા પ્રભાહાસ્યે સ્વયંભૂ શંભુ પૂછતા.
'ચિન્તા નથી મ્હને લેશે કે એની હેં ભવાનીને,
આપ હૈયે બૃહન્મૂર્તિ આ બ્રહ્માંડ સમાય છે.'
'સમાશું આપને હૈયે' વેણલાં રુકૃમિણી વધાં.
સુણી શબ્દો સારિકાના વળી હસ્યા હરિહર;
ગયાં ભવાની ને લક્ષ્મી ગણોનાં નૃત્યગીતમાં.
'ધન્ય કૈલાસને કીધો, ધન્ય આ હરધામને;
રાત્રિ અંધારી કાં લીધી?' પૂછિયુ હરિને હરે.
'અત્યારે અન્ધારરાત્રિ વિશ્વને આવરી પડી;'
હરિ કહે : 'શોધવા ત્ય્હાં ક્ય્હાં તેજઅન્ધારના થરો?
કરાવો વિશ્વ-અંઘોળ આપની વિશ્વદૃષ્ટિથી.'
'તમસ્ ના આપને સ્પર્શે, આપ તો છો જગત્-પ્રભા.
બ્રહ્માંડો લોકકલ્યાણે વિચરે, વા ન વિચરે?
આપ સંચરો છો વિશ્વે, વિશ્વવાર્તા કહો, હરિ!'
અને ત્ય્હાં બ્રહ્માડવાર્તા પછી માંડી હરિહરે.
'આપ તો મહાયોગી છો બ્રહ્મસમાધિ-દૃષ્ટિના;
વિરાટ્જી વિશ્વની પાળે ન્હાળો છો વિશ્વચક્રને.
હિમાદ્રિ સમ ચકાવે ચ્હડ્યાં છે વિશ્વચક્ર સૌ.'
અસંતુષ્ટ રહ્યા શંભુ ના પ્રફુલ્લ્યુય નેત્ર કો;
'બ્રહ્માંડો લોકકલ્યાણે વિચરે, વા ન વિચરે?'
બાણ પેરે વળી વેણ નાખ્યુ યોગેશ શંભુએ.

'ધૂમકેતુ વધેલા છે,' ઉચ્ચર્યા મન્ત્ર શ્રી હરિ.
'સાચું, સૂરજમાળામાં સમાતું નથી વિશ્વ આ;
સાચું આત્મસંયમને માને છે પરતંત્રતા.
તોડી, ફોડી, વિછોડીને નીમની નિયમાવળો,
સાચું, સૂર્યમાળામાંથી ખરે છે ધૂમકેતુઓ.'
સદાશિવે સાક્ષી પૂરી હરિના વિશ્વમન્ત્રની.
'આપ તો' શિવ દ્રષ્ટા છો, જ્ઞાતા છો વિશ્વવાતના;
બ્રહ્મના આ બ્રહ્માંડે છે દ્વિવર્ણા ધૂમકેતુઓ :
કોક તો રાવણવર્ણા છે, કોક છે રામવર્ણિલા.
મનસ્વી ભીષ્મના જેવા એક છે નિયતાત્મન.
પૃથ્વીના પરમહંસો, નિયતિપારના યતિ :
નખશિખ ધર્મમૂર્તિ પુણ્યમાર્ગી, પ્રભાઝરા;
સ્વતંત્ર આત્મશ્રદ્ધાળુ નિત્ય બ્રહ્મપરાયણ.
હતભાગી બ્રહ્માંડના દુઃશાસનો જ અન્ય છે;
દૂભે પૃથ્વી-દ્રૌપદીને, અપમાને અધોમુખા :
અધોગામી અધર્મિલા, ગર્વિષ્ઠા વાસુને વશ;
નિગ્રહદોરી તોડેલા અસંયમી, અયોગીઓ :
લોકશત્રુ, યુગશત્રુ, પાપાત્મ, પાપપ્રવર્તક.'
સમાધિગ્રસ્ત કૈલાસી હરિને સુણતા હતા;
આલોચીને વિમર્શીને જગન્મન્ત્રો કહ્યા હરે.
'હરિ! સૌ એ સત્યમન્ત્રો; આપ તો સત્યરૂપ છો.
ગંગા ડોલી, ગિરિ ડોલ્યા, ડોલ્યા અડોલ શૈવ આ;

ડોલતો ડોલતો ઘુમે ચક્રાવો વિશ્વચક્રનો.
કિયા દિશાન્તમાં ધાતું મહાબ્રહ્માંડ સંચરે?'
હરિએ કૈલાસ જોયો, જોયાં કૈલાસનાં વનો.
'યોગદૃષ્ટિનેત્રે આપ પેખો છો સૌ દિશા-દિશા.
જાય છે ઝરણું આ જ્યહાં, જ્યહાં આ જાય તારલા,
જાય ત્યહાં ધપતું વિશ્વ – મહાઆભલ-ખીણમાં.
એહ સૌ છે કલિલીલા કલિ છે પ્રળલેશ્વર.
મહાદંષ્ટ્રા મહંકાળ કરે છે કામ કાળનું;
ઋતુ આવે-જાય, એમ આવે ને જાય છે યુગો.'
કાળધર્મ કલિધર્મ ઉચ્ચાર્યો શ્રી હરિવરે.
'અને એ અન્ધાર ધોવા અન્ધારી રાત્રિ લીધી આ;'
નિહાળી ગિરિનો ઘેર યોગેશે યુગ પ્રીછિયો.
'એ કાજે આ જગતયાત્રા કરો છો આપ આ યુગે;
ધર્મ-દિગ્વિજય વિશ્વે આદર્યો છે યુગેશ્વર!
કલિ છે બળિયો ધોરી ધરાનો છે ધુરન્ધર;
ધીર ધરાનિમન્તાએ નાથથી નાથવો ઘટે.
ઊગ્યો છે આજ ને કાલ યોગેશ્વર! યુગ આપનો.'
'અને શંકરની વીશી વીતી ગૈ પૃથ્વીલોકમાં!
બ્રહ્મછાંય બ્રહ્માવર્તે, કારમા કુરુક્ષેત્રમાં,
અક્ષૌહિણી સુભટોના સંહારભાર – ભારિણી,
અક્ષૌહિણી હય-હસ્તિ – પૃથ્વીભાર-ઉતારિણી,
પાંડવ-કૌરવના વિશ્વે ઊગી'તી; આથમી પ્રઈ?

શંભો! સંહારની વીશી આવશે ન જગે વળી!'
સૃષ્ટિના શિખરે બેસી, ત્રિકાળધર્મ ચિન્તવી,
અટ્ટહાસ્યે સ્વયંભૂ ત્ય્હાં હસ્યા સંહાર વેરતા.
'શાશ્વત છે કુરુક્ષેત્ર, શાશ્વત પાંડવ-કૌરવ;
અક્ષય હિમ હિમાદ્રિના, અક્ષય વારિ ગંગનાં.
નિર્વંશી નિર્જનતાની ચિન્તા લેશે નથી, હરિ!
નવસૃષ્ટિ સર્જે બ્રહ્મા પૂરે ભાગન્તી ભોમને.'
'છે મહંકાળ તો એક, વિભાજ્યો ગુણભેદથી;
ત્રિગુણાત્મક સૃષ્ટિની ત્રિમૂર્તિ છે ત્રિકાળ શી.
એક દેહે હસ્તપાદ કર્ણનેત્રો નિરાળવાં,
એવા બ્રહ્મા શિવ વિષ્ણુ બ્રહ્મદેહે નિરાળવા:
ન્યારા છતાં નિરાળા ના, અનેક ત્હોય એક એ.
એવા ન્યારા ધર્મકર્મ બ્રહ્માંડે હરિ! આપણા.
હરિવર! જગે જીવ, જુવે છે જગ વાટડી.
અહીં એકાન્તને આરે, કૈલાસના કિરીટમાં,
,સાધી સમાધિ, ને વિશ્વે અર્પીશ યોગનાં ફ્ળો.
અને વિચરંતાં વિશ્વે વિશાળા ભાવ વર્ષજો;
વિશ્વે પાપી અપાપીને એકદૃષ્ટે નિહાળજો.
સરખા વર્ષજો મેઘ, સરખા પ્રાણવાયુઓ;
સરખાં તમસ્ ને તેજ, સરખાં પાણીડાં પીવાં.
વિશ્વે એહ વિશ્વમન્ત્રો વેરજો – વાવજો, હરિ!'
કૈલાસીના મહામન્ત્રો કૈલાસ સુણતો હતો;

સોતો ને સ્રોતસ્વિનીઓ વધાવે લૈ જઈ જગત્.
ને પછી વિશ્વની વાણે ભાખે શ્રી હરને હરિઃ

'ભાખ્યા સર્વ મહાશબ્દો, સર્વદ્રષ્ટા સદાશિવ!
જગત્‌ને જઈને દઈશ એહ સન્દેશ પ્રભુનોઃ

'વિશ્વના વિશ્વેશ્વરનો 'સર્વકલ્યાણ' મન્ત્ર છે.'
વનેથી ત્ય્હાં વનો વીણી આવ્યાં ભવાની લક્ષ્મીજી,

શુક્રતારા ગુરુતારા જાણે બેલડીએ વહે.
ધર્યાં પદ્મઝરાઓએ હરિહર પાયપદ્મમાં.

સોમવલ્લી, બ્રહ્મવલ્લી, પીધી કૈલાસવલ્લીઓ;
નરફ્ળો નારીફળો – પ્રાશ્યાં કૈલાસનાં ફ્ળો.

અને પછી લક્ષ્મીજીને અર્પ્યાં ભાવે ભવાનીએ
કૈલાસનાં મહારત્નો, ને માનસવિભૂતિઓઃ

પાયે લાગી, પ્રાર્થીને ને વીનવી, વન્દના કરી.
વિદાયનાં નૃત્યગીતો ગણે ગાયાં ગિરિ ભરી.

પછી ગરુડપાંખોની આવી ત્ય્હાં વ્યોમપાલખી.
વન્દી ભવ-ભવાનીને વન્દીને હરમન્દિર,

વન્દી કૈલાસની કુંજો હિમાદ્રિમાં ગયા હરિઃ
કાંચનગંગને ઘાટે પૂજવા ઊગતી ઉષા.

પૂર્વના થાળમાં એવે પડી પ્રભાતની પ્રભા;
ઉજ્જવળી થૈ અમાવાસ્યા, નિત્ય તેજસ્વી તારલા.

હિમાદ્રિની પાર અપારને તીરે
કૈલાસઘાટે હરમન્દિરે જઈ,
યોગેશના યોગવનાન્તના ઉરે
અતિથિ થૈ એક જ યોગરાત્રિના,
બ્રહ્માંડ-વાર્તા કીધ ત્હ્યાં હરિહરે.

## અધ્યાય ૨૭ મો • અનુજ્ઞાયજ્ઞ • હરિનો કોલ

આભે રવિ આથમણે જવા ઊગ્યો,
પૂરી પ્રભા કાંચનગંગઘાટમાં;
સ્હવાર મધ્યાહ્ન ગયાં, ગયો રવિ,
સન્ધ્યાસમાની ગૂઢ સન્ધિકા વહી;
વિદાયની ત્હ્યાં પડી ચન્દ્રપાંખડી

પછી એહ તિથિ આવી, ઊગ્યો સૂર્ય વિદાયનો.
મૃદુ મધુરા મ્હેકન્તા વાયા વાયુ સ્હવારના,
બ્રહ્મકાન્ત, પ્રભાશાન્ત, કાવ્યની પ્રેરણા સમા;
સ્હવારનાં સૂર્યતેજ કહેઃ 'આથમશું અમે.'
આભમાં ઉદ્ધવે દીઠાં આકર્ષણો અગમ્યનાં;
અદીઠાના અસુણ્યાના સૂક્ષ્મ ભણકાર વાગતા.
ગિરિમાંથી વનોમાં, ને વનોમાંથી સરિત્તટે,
જવાનાં આમન્ત્રણો ત્હ્યાં આપિયાં સૂર્યરશ્મિએ.
સ્હવારે પડતે પ્હોરે, બાલાર્ક રમતો નભે,
ગિરિઓમાં પડો વાગ્યો ત્હ્યારે આશ્રમ-આશ્રમે :

'દેવર્ષિ કરશે આજે અનુજ્ઞાયજ્ઞ સઘનો,
સાયકાળે, યજ્ઞયોગે, ચન્દ્રની પાખડી પડ્ય'
સરતા પાણીડાં પેરે સ્રોતસ્વી-વ્હેણ વેગથી
ગભીરા ગિરિગાભીર્યે, છલકી ઊર્મિઊર્મિઓ.

બ્રહ્મચારિણીઓ ચારુ, વ્રતીલા બ્રહ્મચારીઓ,
ઋષિઓ ઋષિપત્નીઓ : મળ્યા આશ્રમમંડળો.

સજી શણગારી કીધો સુહાગી બ્રહ્મચોકને,
હિમના કદળીસ્તંભો, યજ્ઞકુંડોય હિમના,
હિમની વેલીને ઝૂલે ઝુલાવ્યા હિમતોરણો
યજ્ઞના ઇન્ધનો આજ્ય ને હવિ હિમવેદિએ

યજ્ઞના હિમશણગારો ભાસતા દીસ હેમના,
તે દિને મધ્ય મધ્યાહ્નને ગિરિઓમા ગયા હરિ.

ચ્હડ્યા ગિરિ-ગિરિશૃંગો, ન્હાગી ગિરિ-ગિરિખીણો;
દ્વારિકાના સાગર શો નિહાળ્યો વ્યોમસાગર

અને ગિરિ-ગિરિહૈયે પાડી ત્ય્હા પાયપાંદડી;
પછી પાયપાંદડીના કુંડો સરોવરો થયાં.

ગિરિ-ગિરિના આત્માઓ વધા વિદાયવેણુલા,
ગંભીરા ગિરિના મૌને નેત્રથી સ્રોતને સરી.

હરિએ એ સ્રોત કીધા સુધામીઠા સનાતન.
કરી શિખરોનો ઘેર પડ્યું'તું ગિરિમંડળ,
જોયુ એ ઘેરની પાર, જોયો કૈલાસ કોડીલો.
આઘે, પૃથ્વી તણી પાળે, ઊભેલો આસમાનમાં;

ભસ્મવર્ણો, ભસ્મધારી, શંભુના પડછાય શો.
હરિએ હરના ગિરિને ભાવથી વન્દી વન્દના.
હરતેજે હરિતેજે નિહાળી બ્રહ્મએકના,
એહ પ્રભામાં હરિએ ગિરિત્વ ગૂઢ સંભર્યું.
અને પછી આવી છેલ્લે કાંચનગંગ ત્યહાં સ્વયં,
હિમવર્ણો શુભ્ર અંગે ઓઢણી સૂર્ય-તેજીલી.
કોર પાલવ ને પટમાં હતા દેવમણિ-મણિ.
ઝગે સૌભાગ્ય – સેંથીમાં હીરલો હેમકૂટનો;
અંગમાં ગિરિબાલાને ગિરિનેજ પ્રભાઅરાં.
ગહરી ગિરિવેણુના વદી કિન્નરકંઠથી.
'આવ્યા'તા તે જવાને શું? આવ્યા'તા આટલું રહ્યા;
ના ગમ્યા ગિરિના ઘાટો? ના ગમ્યાં ગિરિનાં હિમો?
બ્રહ્મર્ષિનાં દેવર્ષિનાં આતિથ્યો અધૂરાં પડ્યાં?
હિમનાં ઝરણાં – બીજું સમર્પે શું ગિરિવરો?'
વન્દી શબ્દો હરિ બોલ્યા ગિરિ-ગંભીર શબ્દથી:
'એવું મા બોલશો, બાળા! આળ સત્યથી વેગળાં;
અસત્ય એ શબ્દમાંયે સત્યભાવ પ્રીછે જગત્,
પૂર્ણ માંહી પૂર્ણ પૂરો, પૂર્ણ થશે સદાય તે;
પૂર્ણમાંથી પૂર્ણ લ્યો તો પૂર્ણ રૂહેશે સદાય ત્યહાં.
અધૂરાં તો કોક હોય બ્રહ્માંડે, પૂર્ણબ્રહ્મના.
ઉષાનાં તેજ તેજસ્વી ઉષાના દર્શનોત્સુકો,
ઉષાનાં સ્તોત્ર ઉદ્દગાતા વસે બ્રહ્મર્ષિઓ અહીં:

બ્રહ્મવતી, બ્રહ્મચારી બ્રહ્મજ્ઞો બ્રહ્મપુત્ર શા.
ને ત્હમે કાંચનગંગા વિરાજો શારદા સ્વયં;
પૂર્ણથી પણ સંપૂર્ણ, અપૂર્ણનેય પૂરતાં.
અમારાં નથી આતિથ્ય, પરકમ્મા અધૂરી છે;
હજી છે એ હિમસ્વામી બદ્રીકેદાર વેગળા.
જતનેથી જાળવજો દૈવી દેવર્ષિકુલને.'
'તો પધારો પ્રભાપન્થે, પૃથ્વી-પરિક્રમણા કરો;
ગિરિમાંથી જશો ત્હોયે સદા હૈયે હશો, હરિ!'
કહી કાંચનગંગા ગૈ ગિરિમાં ગિરિઆત્મ શી;
સખીને યોગમાયાની નીર્ખી રહ્યા હરિવર.
ને ત્ય્હાંથી હરિ હેલન્તા ગિરિથી ગિરિમાં ગયા;
પાયભારે, હૈયાભારે, ચિત્તચિન્તનભારથી,
ચાલતા ચાતુરી ચાલે ગિરિમાં ગજરાજ શા.
એમ સારો દિન વીત્યો, ગયો અસ્તાચળે રવિ;
સન્ધ્યા સોહામણી આવી, સુભગા જોગણવર્ણિલીઃ
જોગિયાનો સાળુ ઓઢી, જોગિયાના જયધ્વજે;
મહા આભલઆરેથી જાણે જોગન્દરી સરી.
સન્ધિકાના ભાગ્યદેશે પડી'તી ચન્દ્રટીલડી.
બેઠા'તા સંઘના સન્તો આછાં એ ચન્દ્રતેજમાં;
ઊભા'તા યજ્ઞને કુંડે શ્રી હરિ કુંડપાળમાં.
ગહરો એ સાન્ધ્યયોગ ગિરિઓ સ્મરશે સદા;
ભાગ્ય શો એ સાન્ધ્યયોગ મહર્ષિઓ! ૧૭૭ :

યજ્ઞનો ચન્દ્રનો હરિનો થતો'તો તેજસંગમ.
યજ્ઞની જ્યોત શી જ્યોતે, બ્રહ્માનંદ તણી પ્રભે,

યજ્ઞાચાર્ય પધાર્યા ત્‍હાં બ્રહ્મઉપરણો સજી.
ગિરિએ સાંભળી ન્હોતી એવી થૈ યજ્ઞઘોષણા;

ઋષિઓનો મન્ત્રોચ્ચાર ગયો હિમાદ્રિમંદિરે.
બ્રહ્મચારી ભણે સ્તોત્રો, ગાય ત્‍હાં બ્રહ્મચારિણી;

ઓપન્યુદક અભિષેકે ઋકૃઋચા ઋષિપત્નીઓ.
યજ્ઞદેવ જ્વાળા જ્વાળા છાંટતા હરિભાગ્યને.

દેવર્ષિએ દેવશબ્દે પછી પૂર્વકથા કહી.
'આપણે ત્‍હાં અતિથિ ક્‌ય્હાં? કોક કો કાળની ક્ષણે.

આજ તો એહ વાર્તાને સહસ્રાબ્દી વીતી ગઈ;
બ્રહ્મર્ષિએ ગિરિ વાર્યો, સંગમાં બ્રહ્મચારીઓ.

હિમના પગથારોમાં, હિમના ગિરિઘાટમાં,
શૃંગો કોતરી કીધાં ગુફા મંદિર મન્દિરો;

ને ઉદ્‌ગાયા વેદમન્ત્રો મન્ત્રદ્રષ્ટા ઋષિવરે.
યજ્ઞો કીધા, ઉષા પૂજી, વાહલાવ્યા પરબ્રહ્મને.

સહસ્રો પછી પૃથ્વીએ કીધી સૂર્યપ્રદક્ષિણા;
'આવો આવ્યો નથી યોગ, આવ્યા હોય હરિ સ્વયં.

કાંચનગંગને ઘાટે આજે ઇતિહાસ-પર્વ છે;
ગિરીન્દ્રો હરિનું આજે કરે દર્શનસ્પર્શન.

જશે હરિ ગિરિમાંથી; જવું છે સહુને, જશે;
સૂર્ય ને ચન્દ્રની પેરે આવ્યા છે તે જશે હરિ.

બ્રહ્મવતી, બ્રહ્મચારી બ્રહ્મજ્ઞો બ્રહ્મપુત્ર શા.
ને ત્હમે કાંચનગંગા વિરાજો શારદા સ્વયં;
પૂર્ણથી પણ સંપૂર્ણ, અપૂર્ણનેય પૂરતાં.
અમારાં નથી આતિથ્ય, પરકમ્મા અધૂરી છે;
હજી છે એ હિમસ્વામી બદ્રીકેદાર વેગળા.
જતનેથી જાળવજો દૈવી દેવર્ષિકુલને.'
'તો પધારો પ્રભાપન્થે, પૃથ્વી-પરિક્રમણા કરો;
ગિરિમાંથી જશો ત્હોયે સદા હૈયે હશો, હરિ!'
કહી કાંચનગંગા ગૈ ગિરિમાં ગિરિઆત્મ શી;
સખીને યોગમાયાની નીર્ખી રહ્યા હરિવર.
ને ત્ય્હાંથી હરિ હેલન્તા ગિરિથી ગિરિમાં ગયા;
પાયભારે, હૈયાભારે, ચિત્તચિન્તનભારથી,
ચાલતા ચાતુરી ચાલે ગિરિમાં ગજરાજ શા.
એમ સારો દિન વીત્યો, ગયો અસ્તાચળે રવિ;
સન્ધ્યા સોહામણી આવી, સુભગા જોગણવર્ણિલીઃ
જોગિયાનો સાળુ ઓઢી, જોગિયાના જયધ્વજે;
મહા આંભલઆરેથી જાણે જોગન્દરી સરી.
સન્ધિકાના ભાગ્યદેશે પડી'તી ચન્દ્રટીલડી.
બેઠા'તા સંઘના સન્તો આછાં એ ચન્દ્રતેજમાં;
ઊભા'તા યજ્ઞને કુંડે શ્રી હરિ કુંડપાળમાં.
ગહરો એ સાન્ધ્યયોગ ગિરિઓ સ્મરશે સદા;
ભાગ્ય શો એ સાન્ધ્યયોગ મહર્ષિઓ ન ભૂલશે :

યજ્ઞનો ચન્દ્રનો હરિનો થતો'તો તેજસંગમ.
યજ્ઞની જ્યોત શી જ્યોતે, બ્રહ્માનંદ તણી પ્રભે,
યજ્ઞાચાર્ય પધાર્યા ત્ય્હાં બ્રહ્મઉપરણો સજી.
ગિરિએ સાંભળી ન્હોતી એવી થૈ યજ્ઞઘોષણા;
ઋષિઓનો મન્ત્રોચ્ચાર ગયો હિમાદ્રિમંદિરે.
બ્રહ્મચારી ભણે સ્તોત્રો, ગાય ત્ય્હાં બ્રહ્મચારિણી;
ઓષધ્યુદક અભિષેકે ઋચૃઋચા ઋષિપત્નીઓ.
યજ્ઞદેવ જ્વાળા જ્વાળા છાંટતા હરિભાગ્યને.
દેવર્ષિએ દેવશબ્દે પછી પૂર્વકથા કહી.
'આપણે ત્ય્હાં અતિથિ ક્ય્હાં? કોક કો કાળની ક્ષણે.
આજ તો એહ વાર્તાને સહસ્રાબ્દી વીતી ગઈ;
બ્રહ્મર્ષિએ ગિરિ વાસ્યો, સંગમાં બ્રહ્મચારીઓ.
હિમના પગથારોમાં, હિમના ગિરિઘાટમાં,
શૃંગો કોતરી કીધાં ગુફા મંદિર મન્દિરો;
ને ઉદ્‌ગાયા વેદમન્ત્રો મન્ત્રદ્રષ્ટા ઋષિવરે.
યજ્ઞો કીધા, ઉષા પૂજી, બહલાવ્યા પરબ્રહ્મને.
સહસ્રો પછી પૃથ્વીએ કીધી સૂર્યપ્રદક્ષિણા;
'આવો આવ્યો નથી યોગ, આવ્યા હોય હરિ સ્વયં.
કાંચનગંગને ઘાટે આજે ઇતિહાસ-પર્વ છે;
ગિરીન્દ્રો હરિનું આજે કરે દર્શનસ્પર્શન.
જશે હરિ ગિરિમાંથી; જવું છે સહુને, જશે;
સૂર્ય ને ચન્દ્રની પેરે આવ્યા છે તે જશે હરિ.

જશે ત્ય્હાં સ્થાપશે બ્રહ્મ જગત્‌ના તીર્થતીર્થમાં.
ત્હોયે છે અખંડ વાસ ગિરિહૈયે ગૃહેગૃહે;
યજ્ઞમાં, ને મન્ત્રમાં, ને યોગે યોગ-સમાધિમાં.'
દીધો સૌએ બ્રહ્મઘોષ ભરેલા બ્રહ્મચોકમાં;
મહાપ્રાણ બ્રહ્મઘોષ સિધાવ્યો બ્રહ્મલોકમાં.
યજ્ઞજ્વાળા ઝીલી ઢોળી દેવર્ષિએ હરિશિરે;
પછી અર્પી યજ્ઞભસ્મ દૈવી યજ્ઞપ્રસાદીની.
'કરી લ્યો, ગિર્યાશ્રમીઓ! હરિનાં બ્રહ્મદર્શન.
પૂર્ણમાં પૂર્ણ પૂરેલા છો પૂર્ણ પુરુષોત્તમ;
જગે જ્ય્હાં જ્ય્હાં જાવ ત્યાંથી દેજો અખંડ દર્શન.
'દેવર્ષિજી! અજાણ્યુ છે? દર્શન તો છે પરસ્પર;
આપ પેખો બ્રહ્મ ત્ય્હારે બ્રહ્મ પેખે ન આપને?'
વદ્યા હરિ કૃપાવેણુ વિશ્વથી આંખડી ભરી.
'ને આશ્રમો શું વાંછે છે યજ્ઞમાં વા ગિરિવરે?
અખંડ દર્શન ઇચ્છે? વા ઇચ્છે વાંછિત દર્શન?
અખંડ તો આંખડીયે ઉઘાડી કોની ના રહે.
દેવર્ષિ! ગુરુબન્ધુ છો, ગુરુ છો આ હિમાદ્રિના;
જગત્‌ના મન્ત્રદ્રષ્ટાને ગુરુ કહેશે ગિરિવરો,
દેવર્ષિ નારદજીને આપ્યો છે એક કોલ મ્હેં;
અર્પું છું એ મન્ત્રકોલ વિશ્વને ને ગિરીન્દ્રને:
मद्भक्ता यत्र गायन्ति तत्र तिष्ठामि तत्क्षणं।
કથા હો, સદ્વાર્તા હો, વા યજ્ઞ હો, વેદમન્ત્ર હો.

અનન્તપાર રમન્તાયે બ્રહ્મ બ્રહ્માંડમાં રમે.'
'વિદાય-યોગ ઊગ્યો છે' ચન્દ્રલેખાતટે લખ્યું;
ને કહે છે મહંકાળ, 'આવ્યો છે કાળ-યોગ એ;
મૂકો હરિ! ગિરિશૃંગો જાવ ધર્મપુરી ભણી.
હરિ! ત્ય્હાં ગંગને ઘાટે ઘિંગો સદ્દ્ધર્મ સ્થાપજો'
'ગંગાને ઘાટઘાટેથી, ગગાની ઊર્મિઊર્મિએ,
કાશીપુરી બોલાવે છે; દેવર્ષિ! જાઉં છું ત્યહાં.
સ્વયં કાશીવિશ્વેશ્વર દેશે કાશીથી હાકલ.
ઋચા શી ઋષિપત્નીઓ! મન્ત્ર શા બ્રહ્મચારીઓ!
વર્ચસ્વી યજ્ઞજ્વાળા શી વર્ચસ્વી બ્રહ્મચારિણી!
બ્રહ્મર્ષિઓ, દેવર્ષિઓ! ગિરિઆશ્રમવાસીઓ!
હિમાદ્રિને બ્રહ્મ વ્હાલા વ્હાલો હિમાદ્રિ બ્રહ્મને.
જજો સૌ બ્રહ્મને તીર્થે, હજો સૌ બ્રહ્મમાર્ગમાં;
થજો વિશ્વે બ્રહ્મભર્તા, રૂહેજો બ્રહ્મપરાયણ.'
વિધિ શા વેદમન્ત્રોથી ગાજી ઊઠ્યા ગિરિવરો;
હરિના દિગ્વિજયનો જયઘોષ ગયો જગે
શ્રુતિ–આશિષ ઉદ્ગાઈ દેવર્ષિએ શ્રુતિસ્વરે :
सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः
રુક્મિણી ને સુભદ્રાને વન્દતી ઋષિપત્નીઓ;
બ્રહ્મની બ્રહ્મબાળાને પ્રણમી બ્રહ્મચારિણી;
પાર્થ-ઉદ્ધવને પાયે લાગ્યા સૌ બ્રહ્મચારીઓ.
પછી એહ સાયંયોગે યોગ્ય મુહૂર્ત પ્રીછીને

નાખી હરિએ બ્રહ્મદૃષ્ટિ બ્રહ્મસંસ્મરણો મૂક્યાં;
પાડ્યું બ્રહ્મગિરિ નામ, સ્મૃતિ એ બ્રહ્મપર્વની.

પ્રણમી સંઘની સંગે સંગે દંડવતો કરી,
ગિરિના પ્રાણના જેવા ગિરિથી હરિ ઊતર્યા.

ગિરિના કો સ્રોત સંગે, સ્રોતના કો તટેતટે,
માર્ગમાં કિરણો નાખી દાખતો માર્ગ ચન્દ્રમા.

મૂકી હિમાદ્રિ તણી ઘાટઘાટીઓ,
મહર્ષિઓ ને ઋષિપત્નીઓ મૂક્યાં.
ભાગીરથીને તટ ભવ્ય છે ઊભી,
વારાણસી પાવનકારિણી પુરી,
બ્રહ્મપ્રભા શી; હરિસંઘ ત્ય્હાં ગયો.

## અધ્યાય ૨૮ મો • જગત્‌નગરીઓ

સદ્ધર્મની કો નગરી ધરિત્રી શી,
કો લક્ષ્મીની, કો કવિતાની કુંજ શી;
સમ્રાટની સોહતી રાજધાની કો,
કો જ્ઞાનથી ત્યોગથી ગૌરવાન્વિત;
એવાં ખીલ્યાં કૈં જગવાડીમાં ફૂલો.

ગિરિને બ્રહ્મત્વ અર્પી, ગિરિકસ્તૂરી સંગ્રહી,
ગિરિથી ઊતર્યો સંઘ કસ્તૂરી-મૃગલાં સમો:
હરિનો મહિમા ગાતો, સ્રોતસ્વીને તટે તટે;
ગિરિનું કો વહે વ્હેણ, એમ એ વહતો હતો.

બીજના ચન્દ્રની લેખા આભમાં આથમી ગઇ;
આથમ્યાં સંઘનાં જેમ, ઢાળ્યો પડાવ રાત્રિનો:
ગિરિના સ્રોતના તીરે, નિર્મળાં મધુરાં નીરે.
ગુંજતાં ગેબની વાતો જનતામાં જતાં જળો;
ઋષિના શ્રુતિમન્ત્રો શી બ્રહ્મની શ્રુતિ બોલતાં.
સુણુતા આત્મ-જાગેલા સુણુતા દેવગોત્રજો;
હરિ ને પાર્થ બેઠા'તા નીરમાં પાય પાડીને;
જોતા હતા તીરે સ્હામે છાયાઓ ઝુંડ-ઝૂલતી.
રીંછ ને વાઘ હાથીનાં થતાં રૂપો નવાંનવાં.
ઘટાઓ ડોલતી જેમ, છાયાઓ એમ ડોલતી.
ત્હાં તો પાર્થ કમ્પી ઊઠ્યો ધરાકમ્પે, અને વદ્યો:
'ધાવે છે તમ અંગૂઠો નીરના નાગની ફણા;
કાળો કાલિન્દ્રીથી આવ્યો એવા મણિ ઉછાળતો.'
'ધાવવા દે, ધર્પવા દે વિષ એનાં થશે સુધા,
કમ્પમા,કમ્પાવતો મા; સ્થિર થા આ શિલાસમો;
અકમ્પે અનલે રૂહે છે, કમ્પ છે ભયનો ભીરુ.'
શૈલની સ્થિરતા ધારી વાયુ-ધીરું વદ્યા હરિ.
નીરમાં એ કાલીનાગ ધર્પાતો ધાવતો હતો.
'લોકકલ્યાણને કાજે નાથીને કાલીનાગને;
એક વેળા અનલેનો કીધો કાલિન્દ્રીનો ધરો.
આજે મ્હને ભલે ધાવે ઝેર એનાં થશે અમી.
આજની તિથિથી, પાર્થ! થશે આ અમીનો ઝરો.

યુગો વીત્યે અમી પીવા આવશે જનતા અહીં.
જાગૃતિનાં જોમવન્તાં જીવન પામીને જશે.'
'હરિ! ત્હારી બલિહારી ભારી.' કહે હરિસખા.
સ્રોતનાં પાણીડાં પીતો, સ્રોતના તટ ખેડતો,
જતો હતો હરિસંઘ તલ-ક્ષેમે ગિરીન્દ્રથી.
તુંગ ગિરિશૃંગો મૂક્યાં, મૂક્યાં હિમો ગિરિવનો;
તળેટીયે વટાવીને ગયા સપાટ ક્ષેમમાં.
પાણીતીરે, વૃક્ષછાંયે, પડાવો પાડતા જતા.
માર્ગમાં પૃછ્યું ભદ્રાએ પૂછતાં પાંદડી ઢળીઃ
'હિમછાયા ગિરિશૃંગે ઋષિના કોડ કો પૂરે?
નથી પગથી કે પન્થ, પગથારો હિમહિમના.'
વીર હસ્યા વીરી ન્હાળી, દીઠું ઢાળેલ પોપચું.
'નારીસહજ ચિન્તા છે આ તો સુભદ્ર! તાંહરી.
કો પૂરે ગંગમાં પાણી? કો પૂરે મેઘમાં જળો?
ગંગાને મેઘને પૂરે, એ પૂરે ઋષિભાવને.
આષાઢી મેહુલા જેવા બ્રહ્મજળે ભર્યાભર્યા
નચિન્ત · ચિન્તનધર્મે રહે સદા ઋષિવરો.
ઋષિઓને ચિન્તા એક—અખંડ બ્રહ્મચિન્તન.
ચિન્તાપરા હોય સન્તો, ચિન્તા છે આત્મની ચિતા;
અનભે-આનન્દે રહે છે ભાવથી બ્રહ્મભાવિકો.
ઠલવાયાં ભરાયે છે, ભરાયાં ઠલવાય છે;
રહડી છે મહાચક્રાવે વિશ્વની ઘટમાળ આ.

વર્ષી મેહુલનાં પાણી મેહુલાને જઇ ભરે.
ભર્યાં ભરાતાં ઠલવાતાં અખૂટ હરિનાં જનો.
બ્હેનડ! જગની વાતો પૂછજે તુજ પાર્થને;
ઋષિ નચિંત જગે જેહ છે નચિન્ત જ એ જગત.'
એ વિધે વિશ્વવાર્તામાં વિશ્વના પંથ કાપતા,
જતા હરિ – હરિસખા, જતાં ભાભી–નણંદબા.
રસિકોની રસવાર્તા હિમાદ્રિ સાંભળે-જુએ;
યોજનો પર્યંત આવ્યો ગિરિ દૃષ્ટિરથે ચ્હડી.
વ્યોમમાં કાંગરી કોરે, સ્પર્શે સૂરજ ચન્દ્રને;
ગિરિ નહિ, ગિરિછાયા છાંયડી ઢાળી શું પડીઃ
આભમાં ઊડતી જાણે વાદળી વાદળે ઢળે.
મેહુલાના ઢગલા શો ઊભો ક્ષિતિજને તીરે,
રંગ્યો જાણે વિધાતાએ આભને બ્રહ્મરંગથી.
હરિ ગિરીન્દ્રનાં આવે ગિરિ ગિરીન્દ્ર-દર્શને.
પંથમાં પાથરે છાયા ગિરીન્દ્ર એ દિનેદિને;
રાત્રેરાત્રે પન્થ પૂરી પાથરે તેજ ચન્દ્રમા.
પડછાયો પૂર્વ પેખ્યાનો આંખમાં રમતો રહે,
ને થાયે ગિરીન્દ્ર એમ આંખથી અળગો ક્ષણે.
અન્તનેયે અન્ત છે; ને અન્તે થયો અલોપ એ;
વનોમાં? વા આભમાં? વા ધરાહૈયે ઢળી ગયો?
ગિરિનેયે પોપચાંના અભેદ્ય પડદા પડ્યા.
દિનો માર્ગે જતા એમ રાત્રિઓ કીર્તને જતી.

એકદા ફૂલવાડીમાં, ફેરતા ફૂલઘેરમાં,
એક કો સરિતા-તીરે હરિસંઘ પડ્યો હતો;
ફૂલડાંમાં ફૂલ જેવો, પલ્લવો માંહી પલ્લવ.
દિનની દિનચર્યામાં દિન વીત્યો, વળાવિયો;
આથમ્યો આરામગાહે સંકેલી સૂર્ય રશ્મિઓ.
સ્હાંજરે નમતે પ્હોરે ઉદ્ધવે ત્ય્હાં કથા કરી;
મોરનાં પિચ્છડાંઓની શબ્દપ્રબ્દસુહાવની:
પૃથ્વી-આયુષ્ય-આરાની, પૃથ્વી-પ્રારંભકાળની.
પૂછિયો પ્રશ્ન ત્ય્હાં કોકે કાળના આદિકાળનો,
સમસ્ત માનવકુળનો : 'ધર્મ શું? એ કહો, હરિ!
ધર્મનગરીએ જાતાં ભિછાવો ધર્મનો ધ્વજ.'
વિચારસાગરે ન્હાઈ ધર્મકંઠે હરિ વદ્યા:
'પ્રશ્ન છે પૃથ્વી-પ્રૌઢો, મહામાનવ-વંશનો;
સારવીને સાર સાર સાર કૂંહેશ મિતાક્ષરે.
ધર્મ શું? ને અધર્મ શું? મોહે એમાં મહાજનો;
ધર્મનગરીએ જાતાં ધર્મ શું? જાણવું ઘટે.
ધર્મ છે ધીરનું ધૈર્ય, ધર્મ છે આત્મની ધુરા;
ચાલે સન્માર્ગને ચીલે ધોરી એહ ધુરાધરી.
ઊડે તે પાંખ પંખીની ન્ય્હાળે તે મનુઆંખડી;
પળે તે મનુનો પ્રાણ, ધારે તે મનુધર્મ છે.
હાથમાં નિગ્રહદોરી બીજે હાથે પ્હરોણલો;
પ્રેરે દોરે જ સત્પન્થે ધર્મ છે આત્મસારથિ.

ધારે એ, ન પછાડે એ, માઝામર્યાદ છે મહદ્,
ધર્મ ધરિત્રી આત્માની, ધરાનો ધર્મ ધર્મ તે.
તારે એ, ન ડુબાડે એ, પડતાંને પડતાં ઝીલે;
સૌ નોધારાંનો આધાર, આધાર પડન્ત આભનો.
મહીમાં માનવવંશ તીર્થી છે બ્રહ્મતીર્થનો;
પથિકોના આત્માને છે ઊર્ધ્વ પન્થની પ્રેરણા.
દિશા દિશામાંથી આજે વરસે છે શરાવલિ;
ધર્મ-કવચ પિંગું છે કલિના બાણબાણનું.
સંસારના વિષદંશો વાગે છે, ધર્મ ત્યાહરે
નોળિયાની નોળવાઈ, ઉતાર સંસાર-ઝેરનો.
ધર્મ છે પુણ્યનો પન્થ, ધર્મ છે સાધુતા જગે;
પાપનાં આકર્ષણોનું ધર્મ છે જ નિવારણ:
આત્મનાં અનારોગ્યોની સર્વતોભદ્ર ઔષધિ.
ધર્મ છે બ્રહ્મનું જ્ઞાન, ધર્મ છે બ્રહ્મભાવના;
સદ્ધર્મ તો પુણ્યવન્તો પ્રેમ છે પરબ્રહ્મનો.
સાધુજનને ધર્મ છે જ પરં પરાગ આત્મનો.
ધરાની ધર્મનગરીમાં એ સૌ પ્રત્યક્ષ પેખશો;
ધુએ ત્ય્હાં પાપને ગંગા, પુણ્ય ત્ય્હાં પાથર્યાં પથે.'
'કાશીપુરી ધર્મપુરી કહો છો શ્રીમુખે, હરિ!
ગુણોના કો ધર્મકર્મે પુરોમાં વર્ણભેદ છે?'
નાખ્યો એકે પ્રશ્નબોલ મોરના ટહુકારથી.
'સાચે જ છે વર્ણભેદ પુરોમાંયે.' કહે હરિ;

ભાવથી ભમ્મરો ભાગી, નેત્રથી કિરણો ઝરી.
'પુરેપુર નિરાળાં છે પુરજન પ્રવૃત્તિથી:
રચ્યા છે કાળના દુર્ગો વીરત્વે વીરવીરના.
કોક છે ધનનાં ધામ લ્હેરતા લક્ષ્મી-લ્હેરણે;
રાજશ્રીની પ્રભાવન્તી કોક છે રાજધાનીઓ;
કોક છે કાવ્યની કુંજો મ્હોરેલી આમ્રપલ્લી શી;
વડાં વાદ-વિતંડાનો અખાડો, કોક જ્ઞાનનો;
કોક છે ત્યાગની જ્યોત ખડી જોગન્દરી સમી;
ઊર્ધ્વભાવી ઊર્ધ્વગામી કોક છે ધર્મની ધ્વજા;
યાજ્ઞિકોની યજ્ઞેશ્વરી, તાપસોની તપેશ્વરી:
કોક સર સરિતા-તીરે, કોક સોહાગી શૃંગની;
કોક શારદ-સોહન્તી, કોક સાગરશોભના:
સર્વે વિશ્વની કલ્યાણી, સર્વે વિશ્વની ભદ્રદા.
'ભરે કો કુંભનો મેળો પુરેનો નર્મદાતટે,
હર્ષે તો તો મહંકાળ કૌતુકો નીર્ખી કાળનાં.
શનિના ગુરુમંગળના, સૂર્યના ચન્દ્રના નલે,
એવી જગનગરીઓમાં પુરીપુરી નિરાળવી.
સૌ-સૌના છે કીર્તિસ્તંભો ન્યારાન્યારા પ્રભેપ્રભે.
ન હો સાગર દ્વારિકાને, ગંગાજી 'કાશીને ન હો,
ન હો હિમાદ્રિ ભારતને, તો ન હો શિખીને શિખા.
કાશીની કલગી ગંગા; ગિરિઊંચા તટેતટે,
સન્તો મહન્તો આવીને રોપે જ્યહાં ધર્મના ધ્વજો;

અને ધર્મપુરીમાંયે મુક્તિદા ઉત્તમોત્તમ.
અયોધ્યા મથુરા માયા કાશી કાંચી અવન્તિકા
પુરી દ્વારામતી: એહ સાત છે મોક્ષદાયિની:
જગતનાં એ સપ્ત શૃંગો, એથી શૃંગાળવું જગત.
સૂર્યનાં કિરણેકિરણે ગૂંથ્યા છે સપ્ત રંગને;
જગે મુક્તિપુરી સપ્ત, સપ્ત આકાશ બ્રહ્મનાં.

જગે મહાઓઘ ઉછાળતો જતો
મહાનદી શો વહી જાય કાળ આ;
વહી જતી ગંગતીરે ઊભી જુએ
વારાણસી વ્યોમ જતા યુગોયુગો:
વિધાત્રી શી ભારતભાગ્યને ઘડે.

## અધ્યાય ૨૯ મો · યુગસાક્ષિણી

અનન્તની રેખ શી ગંગ છે પડી;
વારાણસી ત્ય્હાં ઊગતા યુગો જુએ,
અને જુએ આથમવા જતા યુગો,
કાશીપુરી ધર્મપુરી ધરાતલે
યુગો-યુગોની યુગ-સાક્ષિણી વડી.

પુરોના સુણતો વર્ણો, સુણતો ધર્મ-ધર્મના,
જતો હતો હરિસંઘ ધર્મની નગરી ભણી:
આનન્દે હસ્તિનું વૃન્દ જાણે હસ્તિવને જતું.
ખૂંદતો ખોજતો જોતો ભૂગોળ ને, ખગોળને.

મહીની મહાવાર્તામાં ભાસતો પંથ ટૂંકડો.
કલ્પનાદૃષ્ટિએ પેખે સંઘ વારાણસી પુરી;
યુગો યુગો સંભારીને શ્રી હરિ કિરણો પૂરે:
કાશીને અધિકી પૂજ્ય કલ્પના-કિરણે કરે.
એકદા જળની પાળે, આંબુ-જાંબુની કુંજમાં,
હરિએ સત્યયુગ સંભાર્યો, યુગોમાં યુગસત્તમ;
ત્રેતાના ભ્રાતા સરીખો, દ્વાપરથી દ્વિધા મહદ્.
'આર્યાવર્ત કીધો આર્યે એનાથે પૂર્વકાળથી,
વહે છે વ્હેણુ ગંગાનું, તીરે વારાણસી ઊભી:
અલકા છે ગંગાઘાટે અયોધ્યા સરયૂતટે.
અયોધ્યાના રાજમ્હેલો જોગી શા જોગ-ગૌરવી;
શીલથી સત્યથી સોહે પરં બ્રહ્મસભા સમા.
રાજેન્દ્ર યોગીના જેવા, રાજેન્દ્રી મૃદુ યોગિની.
યજ્ઞો થાય, ઋષિ આવે, ભણે ત્ય્હાં બ્રહ્મચારીઓ;
પુરી ગાજે શ્રુતિમન્ત્રે સત્યયુગના સિંહાસને.
પુણ્યાળુ નરનારીનાં પુણ્યથી કાળ કમ્પતો;
કને હતું બ્રહ્માવર્ત, બ્રહ્મર્ષિઓનું ધામ જે.
હરિચન્દ્ર નામે રાજા સત્યનો અવતાર ત્ય્હાં;
સૂર્યવંશે સૂર્ય બીજો, એવો પ્રભાઝરો હતો.
પ્રભાવે પૃથ્વીના જેવો, સત્યે સ્થાયી હિમાલય;
ચળે હિમાલય ત્હોયે ચળે ના રાજસત્યથી.
ન્હોતું અકાળે મૃત્યુ ત્ય્હાં, દીર્ઘાયુષી દીપો ઝગે;

અખંડાનન્દે ઘટાઓ ગાજતી દેવમન્દિરે.
નરો નારીઓને સોહે નરોને સ્હોઅ્ય નારીઓ;
દમ્પતીની બેલડીઓ દામ્પત્યધર્મમાં રમે.
બ્રહ્મનાં તેજ તેજસ્વી એમ ત્ય્હાં યુગ વીતતો.
એકદા કલિની છાયા ઋષિ-હૈયે પડી ઘડી;
સત્યનું પારખું લેવા કોપથી ઋષિ કોપિયા.
ટીપી તાવી ઘસી કાપી પરીક્ષે છે સુવર્ણને;
એમ હરિજનોનેયે પૃથ્વીમાં પારખે હરિઃ
પારખીપારખી એમ સારવે શુદ્ધ કાંચન.
શુદ્ધ કાંચન તે સન્ત અશુદ્ધ એ અસંત છે.
હરિચન્દ્રનાં સત્યનાં ઋષિએ લીધ પારખાંઃ
રાજ્ય લીધું, પાટ લીધું, કાઢયાં કુલજનો વને;
વનમાંયે વેઠ લીધી ગ્રીષ્મે મધ્યાહ્નઝાળમાં.
તારામતી તારિકા શી રાજને છાંયડી ધરે;
રોહિત–એ રાજબાળ–રીઝવે રાજપુષ્પ શો.
પુત્ર-માતૃની પાંખડીઓ પિતૃને પ્રાણ પૂરતા;
પિતૃનો દૃઢ વજ્રાત્મા ધૈર્ય દે માતૃ-પુત્રને.
છોડવેલી ગિરિછાય ને ગિરિછોડ વેલીને.
પ્રારબ્ધીઓ પ્રારબ્ધના ઊગ્યાની જોય વાટડી.
કાશીપુરી પધાર્યાં સૌ ધર્મપુરીની છાંયમાં;
ધર્મની છાંયડી છાયે કેટલુંક કલિ રહે?
જલાવીને છેલ્લી જ્યોત કલિ અલોપ થૈ ગયો.

વાયુ આવ્યો જુએ કોણ? કોણ વાયુ ગયો જુએ?
અયોધ્યારાજ વેચાયા કાળચાંડાળને ઘરે;
ઋષિને વિક્રય અર્પ્યો સેવા કીધી સ્મશાનમાં.
પુત્રને લઈને રાણી, રહી કો બ્રહ્મમન્દિરે;
પાણી ભરે, વસ્ત્ર ધુએ, અન્ન વધ્યાં દીધાં જમે.
વીણી લાવે વાડી-પુષ્પો ભાગ્ય-લખ્યાં પૂરાં કરે.
ઋષિ ગયા ગંગાસ્નાને ઋષિ હૈયેથી ઊતરી,
કલિ થૈને કાલિનાગ ડસ્યો ત્ય્હાં રાજપુત્રને;
બાળ રમતે રમતાં વાડીમાં પુષ્પ વીણતાં,
સ્વામી શૂન્યા પુત્રશૂન્યા મૂર્છામાં મહિષી ઢળી.
પુરે થયો હાહાકાર, ધ્રૂજી ધર્મપુરી-ધરા;
ગંગાનાં ઊલટાં વ્હેણ વહે, ને ઊછળે બળે.
ગંગા છાંટે અમી; મૂર્છા વળી ત્ય્હાં પુત્ર-માતૃની;
કાશી વિશ્વેશ્વરે ભૂલ્યા ઋષિને દીધ સન્મતિ.
ધર્મ ભૂલેલને ધર્મ હાખવ્યો ધર્મના પુરે.
તારિકા શી તારામતી રોહિત રાજકળી સમો,
વેલી ને વેલીનું પુષ્પ, સંગે લૈ આમ્રવૃક્ષને,
રાજેન્દ્રને અયોધ્યા જૈ સ્થાપ્યા રાજસિંહાસને.
સત્યુગે મહિમા ગાયો એવા આ ધર્મધામનો;
કાશીપુરી ધર્મપુરી ત્રિલોકે થઈ ત્ય્હારથી.
નોધારાનો આધાર છેલ્લો ધરાનો પણ ધર્મ છે.'
ધર્મના પિંગડ શબ્દો શ્રી હરિનાથ આથમ્યા.

સુણે ત્હેનો નથી ધર્મ, પાળે ત્હેનો જ ધર્મ છે.
'શ્રી હરિ! સત્યયુગ ગાયો, કાળનો આદિકાળ જે;
સત્યનો તપનો યુગ, મન્ત્રદ્રષ્ટા મહર્ષિનો.
હરિશ્ચન્દ્રનું આખ્યાન, પુણ્યાળુ, પાપપાવન,
સુણાવ્યું શ્રીમુખે આજ, પૂર્વે સુણાવ્યું ઉદ્ધવે.
વારાણસી હતી પૂર્વે સત્યુગે ધર્મની ધ્વજા;
ત્રેતામાંયે પ્રજ્વળતી ધર્મના અગ્નિહોત્રને?
અખંડ જ્યોતે જલતી યુગો યુગોની સાક્ષિણી?'
પૂછ્યો કો સંઘના સન્તે પ્રશ્ન એ ઇતિહાસનો;
કાળસાક્ષી કાળવેત્તા વદ્યા પછી હરિવર.
'સાચે! છે જ કાશીપુરી યુગોયુગોની સાક્ષિણી;
હિમાદ્રિએ યુગો જોયા, કાશીએ પણ એટલા.
એકદા વંટોળ વાયા હિમાદ્રિને ગિરિગિરિ;
દૃષ્ટિલોપી દેહશોષી .હિમનાં વાદળો ઊઠ્યાં.
ક્‌વ્હારે કો સહસ્રાબ્દીએ એ ઝંઝાવાત વાય છે.
યજ્ઞજ્વાળા હોલવાણી, વીખરાણી શૃંગાવળો;
હિમાદ્રિના હેમકૂટો હેમના રૂપલા થયા.
ત્ય્હારે એક ઋષિવૃન્દ, વૃદ્ધ, આયુષ્ય-તીરથી,
શીત સહી ન ગૈ તેથી, ગિરિવરેથી ઊતર્યું.
ભમ્યા, ઘૂમ્યા ભૂમિપાટે જગે ઉષ્માની શોધમાં.
આથમ્યો એ, અને બીજે આભમાં ચન્દ્રમા ઊગ્યો,
ત્ય્હારે આવ્યા ગંગતીરે કોક ધીવર-દોરિયા.

દીઠો વ્હેતો મહાઓઘ કાળના ઓઘના સમો.
અક્ષયપાત્ર શાં પાણી, ડુંગરઊંચી ભેખડો;
હિમાદ્રિની શાન્ત શીત, ઉષ્મા આભલ-સૂર્યની;
ગંગઘાટે કીધા ડેરા, બાંધી ત્‍હાં પર્ણકુટિઓ.
રચ્યા તીરે યજ્ઞકુંડો, નિમન્ત્યા નીરદેવને;
કાળ જતાં યજ્ઞકુંડો થયા એ બ્રહ્મમંદિરો.
પછી દિશાદિશામાંથી પધાર્યા બ્રહ્મચારીઓ;
વૃક્ષછાંયે ગંગઘાટે ઋષિ ભણે-ભણાવતા.
એહ ધર્મનગરી આ ગિરિ બ્રહ્મર્ષિની પુરી;
કોક સત્યુગને યોગે પધારી અહીં યોગિની,
આજ દ્વાપર દેખે છે દ્વાપરે દ્વિજતારિણી;
કલિને પેખશે, ધોશે કલિમલકતારિણી.
છે વિશ્વેશ્વરની પુત્રી યુગોની યુગમાક્ષિણી.
ત્રેતાની યુગદહેરોમાં `કાશીમહર્ષિ-પુત્ર કો,
લેઇને યજ્ઞનો અગ્નિ સિધાવ્યો દક્ષિણા-પથે.
ગયો વિન્ધ્યાટવીપાર આર્યત્વ આર્યનું લઈ;
અગસ્ત્યે પશ્ચિમઘાટે અગસ્ત્યાશ્રમ સ્થાપિયો.
રાઘવેન્દ્ર ગયા'તા ત્‍હાં વને મૈથિલી-સંગમાં
અગસ્ત્યે બ્રહ્માસ્ત્ર અર્પ્યું આવતાં ભાવિ વાંચીને;
સંહાર્યો એહ બ્રહ્માસ્ત્રે લંકેશ બ્રહ્મરાક્ષસ;
ધર્મનગરીના પુત્રે અર્પેલા બ્રહ્મશસ્ત્રથી.
અને ધર્મકાવડની પુણ્યકથા નથી સુણી?

એક પલ્લે પિતૃદેવ, બીજામાં માતૃદેવતા:
સ્કન્ધે માતાપિતા ધારી પુત્ર તીર્થાવળે ધૂમ્યો.

શ્રવણ કાશીમાં આવ્યો માતાપિતા ઝુલાવતો.
કાશીવિશ્વેશ્વરે ત્યહારે જોયું ભાવિ પુરાણમાં;

કહ્યું: 'બદ્રીકેદાર જાજે, અયોધ્યાપુર મા જતો.
ઇન્દ્રાસન બદ્રીકેદારે, અયોધ્યે કાળબાણ છે.'

વાંચી ભવિષ્યની પોથી, જોઈ આગમ આવતાં,
બોધે છે ધર્મનો બોધ ધર્મપુરી યુગેયુગે.

આજ દ્વાપરની દ્રષ્ટા માતૃની દેવદષ્ટિએ;
કલિ દ્રષ્ટા થશે કાલે કલિ કૌભાંડતારિણી.

કાશીવિશ્વેશ્વર-પુત્રી, બ્રહ્મપુત્રીની ગોત્રમ,
ઊભીને કાળને ઘાટે વહન્તા કાળને જુએ.'

'ભગવન્‌ભાખ્ય ના ભાખે, ત્હોય પૂછું છું ભાવિ હું;
ધીમતી ધર્મપુરીનું ભવાબ્ધિમાં ભવિષ્ય શું?'

સંઘની એક સાધ્વીએ હરિને ટહુકો કર્યો:
શોધતી કાળના ગ્રન્થો એ જિજ્ઞાસિણી ભાવિની.

ભૂતભવિષ્યના દેવો જેહને પ્રણમે નમે,
અજાણ્યાં કેટલાં હોયે ભૂતભવિષ્ય એહને?

હરિએ ભવિષ્ય ભાખ્યું કાશીપુરીનું દ્વિવિધે.
'જગે યશધ્વજી જેહ, અસૂયાપાત્ર થાય એ.

જગે એક અનસૂયા જગત રેંક વેણુ આ.
અસૂયા ધર્મપુરીની આગામી જાગશે યુગે;

સર્વતોભદ્ર સંહાર પેખશે બ્રહ્મપુત્રનો:
આવ્યા'તા ગિરિઓમાંથી પાછા ત્યહાં સિધાવશે.

રૂહેશે ત્હોયે ત્રિવિક્રણ કાળને ચોપડે વડે.
પછી આમન્ત્રશે કાળ પાછા એ બ્રહ્મપુત્રને.

ગિરિમાંથી ગંગઘાટે સ્થાપવા ધર્મને પુનઃ.
કાળયોગે સ્હડે પૂરે, સ્હડચે પૂરેથી ઊતરે,

ધર્મપુરી કાશીપુરી ઊગશે એમ આથમી.
ઇતિહાસની પાળે વ્હેશે અનન્તના પ્રવાહમાં.

જ્ઞાનેશ્વરો, યોગેશ્વરો, ધિંગા ધર્મપ્રવર્તકો,
સંતો, મહન્તો, અર્હન્તો, પ્રજ્ઞાપ્રભુ પ્રભાવિભુ,

આવશે કાશીને ચોકે કાશી જીતી જગેજગે.
જોગન્દરો, ભોગન્દરો, જંગી યુગપ્રવર્તકો,

જયેચ્છુ જગના આવી, જયન્તો જીતશે અહીં.
કાશીના આ જગત્‌ચોકે અખાડા જ્ઞાનના થશે;

કાશીનો જ સભાજિત્ થશે જગત સભાજિત.
વિશ્વે ધર્મપુરી છે આ યુગોયુગોની સાક્ષિણી.'

એ ભૂમિ ને એ ક્ષણ ધન્યધન્ય હો!
લેવાય જ્યહાં તાગ અથાગના વડા.
પ્રોવાય જ્યહાં આંખડલી અનન્તમાં.
બ્રહ્માંડની બ્રહ્મલીલા સ્મરી હરિ
યુગોયુગોની યુગવારતા કરે.

## અધ્યાય ૩૦ મો • બ્રહ્મલીલા

જગે નથી નિઃસ્પૃહી કોઇ વીરી શું?
જન્મ્યાં જગે એક જ માતકૂખથી,
પીતાં જગે એક જ માતનાં અમી;
પ્રશ્નો પડે વેધક માડીજાઈના,
બ્હેની પૂછે, એ ન પુછાય કોઈથી.

માર્ગમાં વીર ને વીરી ગયાં'તાં વન વીણવા;
દિશાઓના ઘેરમાંહી, જગત્‌ની આમ્રપલ્લીમાં.
વાટમાં ત્ય્હાં આમ્રછાયે મોરઢેલડ નર્તતાં.
બાસ્યો હશે અધૂરો એ માંડવો આમ્રપલ્લીનો,
કલાપીએ કલા ખોલી કીધો'તો રંગમંડપ;
નાંખતો'તો દિશાઓમાં કિરણો રંગરંગીલાં,
બેઠી એક નમી ડાળે વીરવીરીની બેલડી.
ભદ્રાયુપી સુભદ્રાનાં નેણલે સોણલાં રમે;
એક આંખે દ્વારિકા, ને એકમાં હસ્તિનાપુર.
પૂછે આયુષ્યને પ્રશ્ન, 'કો વધે? સ્વામી કે વીરો?'
ભાખે આંખડી પેખે તે, કહ્યું માને ન નેણનું;
જગેથી અન્તરે જૈને આત્માને પૂછતી પછી:
'આસાચું?'કે'સાચુંઓ?'નાહિન્ડોલેઆત્મડોલતો.
પછી વિધાત્રીને પૂછ્યું, વિધાત્રીયે ન બોલતી;
અને આભલની પાર પ્રશ્ન એ નાંખીને ઊભી.
ઊભી ઊભી નાર ખાય ઝોલાં આયુષ્યને ઝૂલે;

આત્માના હિન્ડોલ ડોલે, જેવા હિન્ડોલ નેણુના.
'કો વધે? વીર કે સ્વામી? વધે કો? સ્વામી કે વીરો?'
'સાસરાથી મહિયર?' વા 'મહિયરથી સાસરું?'
સુભદ્રા થાકી વીરને પૂછે ત્હાં આમ્રપલ્લીમાં:
'હૈયામાં હિન્ડોલ ડોલે, વીર! હિન્ડોલ એહ શા?'
મોરલાની કળા ન્હાળી ડોલતી, ને વદ્યા હરિ:
'પ્રશ્ન પૂછ્યો વિશ્વ-પ્રશ્ન, સુભદ્રા! સર્વભદ્રદા!
વિશ્વ-હિન્ડોલનો ડોલ છે હૈયાડોલ તાહરો.
જગતના ચોકમાં જાજે, શોધજે શું ન ડોલતું?
વિશ્વ-હિન્ડોલ ડોલે છે, ડોલે હિન્ડોલ બેઠું સૌ.
વિશ્વનો ઊર્ધ્વ આરોહ, વિશ્વનો અવરોહ એ.
નેણલાંનાં મિષોન્મિષો, હૈયાના ધબકાર શા,
જાય એ હદબેહદમાં જાય સાન્ત-અનન્તમાં.
મોરલાની કલામાં જો, જો મહાવૃક્ષની ઘટા;
પિચ્છમાં પત્રમાં ડાળે ડોલે હિન્ડોલ પલ્લવે.
સર ને સરિતા ડોલે, ડોલે તરંગ સિન્ધુના;
સૂર્યનાં કિરણો ડોલે, ઘૂમે બ્રહ્માંડ ડોલતો.
વાડીની વેલડ જેવી સુભદ્રા! તુંય ડોલતી;
ડોલે છે વિશ્વ હિન્ડોલે, સ્થિર શો વીર તાહરો.'
'તેથી ત્હું મીઠડું' ડોલે મોરલડી વગાડતાં.'
ઢેલડ કે વેલડ જેવો ઢાળ્યો પરાગ બ્હેનડે.
નેણલે વેણ ઝીલીને વીરી પ્રત્યે કહે વીરા:

'નથી ત્હારી નિરીક્ષા કે પરીક્ષા ખોટી, બ્હેનડ !
ડોલતાં એક હિન્ડોલે, વીરી મ્હારી ! રખે ભૂલે;

મોનું છે સાસરું ઓને, ઓને મહિયર છે રૂપું:
પત્નીની પૂર્વે બ્હેનડ જીવનમાં વણાય છે.

રમે, જમે, ઘૂમે સંગે આયુષ્યના પ્રભાતમાં.
વીરી છે માતની મૂર્તિ વીરો છે મૂર્તિ તાતનો.

બન્ને છે ગૃહની શોભા ગૃહિણી-વેલનાં ફૂલો,
ગૃહિણી ગૃહની દેવી ગૃહિણી ગુણપીઠણી;

ગૃહિણીસૂના નરના દેવોયે ન ગ્રહે હવિ.
ગૃહિણી ગુણવન્તીથી વહે છે વિશ્વબ્હેણ આ.

નારી છે નરની માતા પાંખ છે અગ્નિહોત્રની;
બ્રહ્માએ શું નારી સર્જી વિસર્જ્યું સૃષ્ટિસર્જન ?

ગુણાળો ગાંડીવધન્વા, દ્વારિકેશ સુદર્શની,
કિયો છે અધિકો ઓછો ? જગતજેતા કિયો જગે ?

જગત શ્રી હરિને વન્દે, વન્દે છે હરિ પાર્થને.'
નાખી ત્ય્હાં મોરલે કેકા; 'સત્ય' 'સત્યં' વદી વદી.

ઢેલણા દેવી શાં ઊભાં મોરનું નૃત્ય નીખતાં:
નીખતાં શિવનું નૃત્ય જાણે કૈલાસમાં શિવા.

હરિએ ને સુભદ્રાએ પછી વીણ્યાં પડ્યાં ફળો;
વનપકવ શાખશાખો પડેલી માર્ગ-માર્ગમાં.

કલાપીની કલામાં ને ઢળ્યાં ઢેલડ પાયમાં,
એકએક આમ્રસાખ ધરા-નૈવેદ્ય શી ધરી.

'ચાલો જૈયે; જુએ સંઘ વારાણસીની વાટને.'
કહી ગયાં વીરવીરી વન્દીને આમ્રપલ્લીને.
પછી થૈ એ આમ્રપલ્લી અમૃતપલ્લીના સમી.
સંઘે આવી જુએ તો તો વિતંડાના ઝરે ઝરા.
એક કહે: 'બ્રહ્મલીલા બ્રહ્મને વિશ્વભાર છે.'
એક કહે: 'બ્રહ્મલીલા છે બ્રહ્માનંદ બ્રહ્મને.'
પીંખતા'તા પદ્મ પેરે બ્રહ્મને પુત્ર બ્રહ્મના.
બ્રહ્મવિતંડા નીર્ખી એ ભદ્રા-હરિ હસી પડયાં;
'પુત્રો પિતાને પીંખે એ બ્રહ્મલીલા જ બ્રહ્મની.'
ત્ય્હાંતો ધાતા ધાઇ આવ્યા બન્ને વિતંડવાદીઓ;
'ખોજતાં પ્રહરો ખૂટ્યા, વિશ્વભેદ કહો, હરિ!
બ્રહ્માનંદ કે બ્રહ્મભાર બ્રહ્મલીલા જ બ્રહ્મને?'
એક કહે: 'આત્માનન્દી શે વહે વિશ્વભાર આ?'
એક કહે: 'વિશ્વાનન્દી આનન્દે વિશ્વકુંજમાં.'
આત્માનન્દી વિશ્વાનન્દી પીંખતા પરબ્રહ્મને;
ન પ્રીછે કો પરબ્રહ્મ, ન પ્રીછે બ્રહ્મની લીલા.
પેંખી ઝંડો વિતંડાનો કહે હરિ વળી હસી:
'માણો છો કે વહો છો વા લીલા જીવનની જગે?'
ઝંખવાણા પૃચ્છકો એ; ત્હડચાં પૂર શમી ગયાં;
વિતંડાના વાયુચક્રે હરિની વીજળી પડી.
દીર્ઘ જીવનના પન્થે જોયું ઉત્તર શોધવા.
જોયો પડ્યો ભૂતકાળ, જોયાં અરણ્ય વાડીઓ;

જોઇ ત્ય્હાં વેરી–વેરાણી જીવનપાંખડી પડી.
ઢાળ્યાં નેત્રે નિરાશાના હતાશો હરિને જુએ.
હરિ જુએ હતાશોના હૈયાના ધબકારને.
બ્રહ્માંડમાં બ્રહ્મલીલા હરિનો સંઘ ન્હાળતો.
પછી પ્રૌઢા શંખનાદે, મ્હોટેરા મૃદુ શોરથી,
વદ્યા હરિ મહાશબ્દો વિશ્વનેય સુણાવતા.
'ગૂઢ છે બ્રહ્મના ભેદો, ખોજજો ભાવથી ભલે;
ચૂંથશો મા, પીંખશો મા, કો પરાગાર્થે પાંખડી.
આછા રૂહેજો વિતંડાના વૈભવી વાયુચક્રથી;
મન્થશો મા બ્રહ્મને કો વિતંડાવાદમંન્થને.'
ને પછી મોરલીકંઠે મીઠડા ટહુકા ઝર્યા:
'બ્રહ્મ જાણે બ્રહ્મવાર્તા, કે જાણે બ્રહ્મના જનો;
સંસ્કૃતોની સંસ્કૃતિને જાણે–માણે શું પ્રાકૃતો?
કરે છે કો મહાકર્મ પુણ્યનુ વા વીરત્વનુ,
ફુવારા ત્યાહરે ફૂટે હયે આનન્દધારના;
જાણ્યા-માણ્યા ઘણાઓએ આયુષ્યનાજયો સમા.
જીવિતાનન્દ જીવોને જે સજીવન જીવવે,
બ્રહ્મને બ્રહ્મલીલામાં જીવિતાનંદ એહવો.
બીજમાંથી વૃક્ષ ખીલ્યે આયુસાફલ્ય બીજનુ.
નારીવેલ સંતાન મ્હોર્યે જગત્ મ્હોરેલી લક્ષ્મીશી.
નહિ દિવસ કે રાત્રિ, વન્ધ્યા સન્ધ્યાની સન્ધિકા.
પ્રફુલ્લવું ને મ્હોરવુ ધર્મ ચૈતન્યમાત્રના.

પ્રફુલ્લન કે વાર્ધક્ય જડ ને શબને નથી.
બ્રહ્મ સ્વયં બ્રહ્માંડ થૈને પ્રફુલ્લે ફૂલફૂલડે.
પ્રફુલ્લે છે પુષ્પપુષ્પે વાડીમાં પુષ્પવેલીઓ;
એહ છે સહુ વેલીના આત્માનાં ફૂલફૂલડાં.
ભાર છે, આનંદ છે વા કલાપીને કલાપનો,
બ્રહ્મ એમ કલાપે છે બ્રહ્માંડની લીલાકલા:
પાથરે વિશ્વપગથારે પિચ્છપિચ્છો સ્વઆત્મના.
વસન્તે ને વસન્તે આ આંબો મ્હોરે, ફળે પછી;
આનન્દે આમ્ર આનન્દે ને આનંદાવતો જગત્:
સમર્પીને રસાનન્દ, અર્પી રસકટોરીઓ.
જેવા રાસે રમી રીઝે-રીઝવે રાસધારીઓ,
આનન્દે ને આનન્દાવે બ્રહ્મ બ્રહ્માંડ રાસથી.
સૃષ્ટિ છે આનન્દ અર્થે સૃષ્ટિ ને સૃજનાગ્ના.
બાણાવળી આનંદે છે રણે બાણાવળે રમી.
આયુષ્યાનદ સાર્થક્યે માણે બાણાવળો રણે.
બ્રહ્માંડનાં બાણબાણો વિસર્જી આત્મચાપથી
રમીલી રમણા ન્હાળે બ્રહ્માંડે બાણબાણની:
સાર્થક્ય ને સાફલ્યને આનન્દે ન્હાળી ન્હાળીને.
વિરાજી આત્મએકાન્તે કવિ કો કવિતા રચે,
સર્જે નવલાં બ્રહ્માડો, સર્જી અર્પે અનંતને.
માણે ત્યહારે કાવ્યાનન્દ કાવ્ય વિસ્તારમાં મહદ્.
કવિનુ છે મહાકાવ્ય વિસ્તાર કવિઆત્મનો;

મહા બ્રહ્માંડ છે એમ આત્મવિસ્તાર બ્રહ્મનો.
વિશ્વકવિ— વિશ્વકાવ્ય લખે અનન્તને તટે

પરબ્રહ્મ કાવ્યાનન્દે આનન્દે છે અનન્તમાં
ન્હાળી ન્હાળી રમતું આ મહાનાટક વિશ્વનું

બ્રહ્માંડે લટકે લ્હેરે બ્રહ્મ બ્રહ્મની સન્મુખે
નિશા નિશા નિશાનાથ, દિનાનાથ દિને દિને

પાથરે પૃથ્વી-પગથારે વિસ્તારી કિરણાવળો
આનન્દે ? વા અનાનન્દે ? રસાનન્દે રસિકના

છે કિરણાવળો વિશ્વે, વિસ્તાર સૂર્ય–ચન્દ્રનો
આયુષ્યાનન્દ માણે છે વિસ્તરી સૂર્ય ને શશી

શૂન્યમૂઢ, એકલપંડી વાંઝિયો પિતૃનો ઋણી
એ છે આનન્દમૂર્તિ ? કે ભર્યો સંસાર વિસ્તર્યો

સંસાર છે સંસારીનો આત્મવિસ્તાર ઓપતો
આત્માનન્દી ! વિશ્વાનન્દી ! બ્રહ્માનન્દે વિલાસજો

ચક્ષુને પેખવે ભાર, જિહ્વાને ભાર બોલવે
એટલો વિશ્વંભરને વિશ્વનો ભાર વિશ્વમાં

બ્રહ્મલીલા નથી ભાર, બ્રહ્મવિસ્તાર સાર છે
મહદ્ બ્રહ્મ પુકારો છે મહાબ્રહ્માંડ બ્રહ્મનો

બ્રહ્માંડે બ્રહ્મલીલા આ બ્રહ્માનન્દ જે પરં
રસીલો રમણારંગે રમે છે જે રસેશ્વર

પેખશો વારાણસીમાં વિશ્વેશ્વર વિશ્વ ખેલતા.

અનન્તમાં એકલડો ઊભો હતો,
અનેક થૈને અલબેલ એક એ
રમે ઘૂમે વિશ્વ વિશે રસેશ્વર.
અનન્તના આંગણિયેથી ઊતરી
બ્રહ્માંડમાં બ્રહ્મલીલા કરે હરિ.

•

## અધ્યાય ૩૧ મો • વલ્કલઋષિ

ચીલા નથી સાગરમાંહી નાવને,
ચીલા નથી કો નભમાં વિમાનને;
તથાપિ માર્ગો પુરપુરના પડ્યા,
બાંધી છ ત્હોયે સરિતાની પાજને :
પાડે ચીલા સન્તન બ્રહ્મતીર્થના.

કોતરેલું ગંગનીરે મહાકોતર કો હતું;
પ્હોળું, ઊંડું, વ્હેણ વ્હેતું પ્રલંબેલી ગુફા સમું.
ન્હેરામાં બન્નેય તીરે જળ ને વેળુના તટો.
નીચી ભેખડની ધારે હતો પડાવ સંઘનો.
ઓરસળીની કુંજે મૃદુ સુગન્ધ-પુંજમાં.
નિર્મળી ને નિષ્કર્દમ નીરસેર સરી જતી.
મહીં પરાગની વેલો જતી'તી ગંગમાં વહી.
હર્ષથી શ્રી હરિએ ત્હાં તમસા નામ પાડિયું.
ન્હાયાં ધોયાં ધ્યાન ધર્યાં હરિનાં પરબ્રહ્મનાં;
વૃક્ષ-વૃક્ષે વીણ્યાં પુષ્પો ગૂંથ્યા કિરીટ-હારલા.

લીધાં વિશ્વેશ્વર કાજે પુષ્પોયે અભિષેકવા.
ઝૂમખેઝૂમખે સંઘે ઝૂલતી ઝોળીઓ ભરી;
સદ્ભાવની સુગન્ધોથી હૈયાં ભર્યાં હુલાસતાં.
ધીરે પાયે એક પન્થ હતી વારાણસી પુરી.

દ્વારામતી હતી દીઠી, કેવી વારાણસી હશે?
ઝવેરાતે જડેલી? વા મઢેલી વ્યોમ-તારલે?

શોધતો'તો હરિસંઘ આભને અવલોકતો.
દૃષ્ટિને દૃષ્ટિની પાર નાંખતો કૈંક નીર્ખવા;

નીર્ખતો નભની પાળે નભે પડી પ્રતિકૃતિઃ
નેહથી નીર્ખીનીર્ખીને અન્તરે અવધારતો.

વિશ્વંભર વિશ્વેશ્વર એ છબીમાં વિરાજતા.
આવ્યો કો બ્રહ્મચારી ત્ય્હાં વનનાં ફૂલ વીણવા.

વીણતો આશ્રમે વેદો, વીણતો વનમાં ફૂલો.
અંગે મૃગની મૃગછાલા, કોપીન ને કમંડળું.

કેશાવળો ઝૂલે; દંડ હાથમાં બ્રહ્મચર્યનો.
આંખડલી ઉઘાડેલી જાણે પીતી હતી જગત્.

સંઘે દીઠો ઋષિપુત્ર રમન્તા દેવપુત્ર શો.
વીણે પુષ્પો, વીણે પત્રો, વીણે ઈન્ધન યજ્ઞનાં.

વીણે પડી વૃક્ષછાલા વેલીની વિટપો સમી.
વીણે વીણે; વીણી વીણી કરે કમંડલુ ભરે.

પૂછે ઋષિપુત્રને ત્ય્હાં સંઘની સાધ્વી સુન્દરીઃ
'વીણીને વૃક્ષછાલા આ કરશો શું, કુમારશ્રી?'

જાણે કાદમ્બરી પાછી પુનર્જન્મે પધારી કો!
'દેશું વલ્કલ ઋષિને; વલ્કલઋષિ મહર્ષિ છે.
જાવ છો ધમપુરીએ? આવો છો દૂર દેશથી?
મેઘ-મહિમા ગાજન્તા નથી વલ્કલઋષિ સુણ્યા?
શબ્દમાં શબ્દ પ્રોવાયો, નેત્રે નેત્ર મળ્યાં-ઢળ્યાં;
તારામૈત્રક કુંજઆરે રચે તારકતારિકા.
ને પછી સંઘની સાધ્વી ઋષિ-નામાભિધાનથી,
હલેતી પુષ્પમાળા શી, હસી હૈયે વસી ગઈ.
પન્થે ગયો ઋષિપુત્ર, ને સાધ્વી ગઇ સંઘમાં.
નેત્રમેળો શબ્દમેળો ક્ષણનો એહ થૈ ગયો.
અનન્તા ઇતિહાસોને ક્ષણો છે સ્રજતી ક્ષણો.
આવ્યા તમસા-તીરેથી શ્રી હરિ કુંજઘાટ ત્ય્હાં.
કાશીવાટ જોતી જોઈ સંઘની સાધ્વી સુંદરી.
દીઠી અનોખી કો જ્યોત અગ્નિની અગ્નિહોત્રના.
હતી રેખાવળો ગેબી સંઘની સાધ્વી-લોચને.
'વાગી શું લ્હેર વાયુની? વાગ્યા પરાગ પુષ્પના?
પડી છે આંખમાં રેખા અનોખી વિધિએ લખીઃ
આયુષ્યના અક્ષરો એ ઊગે મુહૂર્તને ઊગ્યે.'
ઢાળી દ્દષ્ટે, નીરકંઠે સંઘની સાધ્વીએ કહ્યું:
'આવ્યો'તો કો ઋષિપુત્ર, વિશ્વેશ્વરે શું મોકલ્યો?
આવ્યો-ગયો આયુષ્યે એ, પાડી રેખા ચિરંજીવ.
છે વલ્કલઋષિ એક કાશી-વિશ્વેશઘાટમાં!'

'એણે આ અંજનો આંજ્યાં? અનોખાં ને વિધિલખ્યાં?
ભલે; ભદ્ર હજો ત્હારું ગંગાએ ઋષિઘાટમાં.
કલ્યાણુક હો, કલ્યાણી! ભવિષ્ય ભુતકાળથી.
કહીશ આજ સન્ધ્યાએ વલ્કલઋષિની કથા.
અર્ધે ઉઘાડી જનતા લજ્જાવેલથી ઢાંકતા:
ઊછળતા સાગરને મર્યાદામર્યાદવેલ શી.
તમસાના જળે ન્હાઈ આવજે પછી સંઘમાં.'
હરિ ગયા હરિસંઘે, સંઘસાધ્વી ગઈ જળે.
ન્હાઈ શીલશીળી થાવા, નેત્રને નીર છાંટવા;
રમતેલા હૈયે વાગ્યા નેત્રડંખ ઉતારવા.
જળે સાંભરી તમસા સાંભર્યા વાલ્મીકિ ઋષિ;
સાંભરી પંચવટી, ને સાંભર્યા રામજાનકી.
નિષ્કર્દમ નીરમાંહી ન્હાઈને થઈ નિર્મળા;
જપી ગાયત્રીનો મન્ત્ર પાછી ગૈ સાધ્વી સુન્દરી.
પછી ગૈ બોરસળીની કુંજમાં કુંજછાંયડે;
નીર છાંટ્યે વળી થૈ એ ફેરતી ફૂલમાલિકા:
સુકાયેલી સાધ્વીની સૌ સુગન્ધો થૈ સજીવન.
વાયા શબ્દ-શીળા વાયુ મીઠી નીંઝણુ નાખતા;
ઢળી નીંઝણુમાં સાધ્વી મન્દ મધ્યાહ્નતાપમાં
નિદ્રામાં સોણુલાં દીઠાં, દીઠી હરિની દ્વારિકા.
સ્વપ્નામાં સાગર દીઠો સાગરે દીઠ શામળો;
પાડે સાગરમાં ચીલા, આભના પણ ગાભમાં.

ગેગના મહાગેબી એ ગેબમાં માર્ગ કોરતા.
ક્ય્હાંક સમળા-ચક્રાવે ક્ય્હાંક ગરુડદૃષ્ટિ શા,
ક્ય્હાંક અર્ધચન્દ્રાકારે, ક્ય્હાંક સૂર્યની જ્યોતિ શા;
હતા સર્વે મહામાર્ગો બ્રહ્મના બ્રહ્મતીર્થના.
એક જતો પુણ્યલોકે, ને એક યજ્ઞલોકમાં;
એક જતો સત્યલોકે, ને એક તપલોકમાં.
લોકલોક વીંધી એક જતો'તો બ્રહ્મલોકમાં.
સર્વે અનન્તના ચીલા અનન્તાબ્ધિ મહીં વહે.
શિલા-શિલાપરે માર્ગે લખ્યું હતું 'હરિ' 'હરિ'.
સર્વે માર્ગો ફાંટતા'તા પુણ્યના પુણ્યચોકથી.
ભાગ્યા સમારતા ચીલા સન્તો ને સંપ્રદાયકો.
સિન્ધુ સત્કારતો પન્થો માનીને પૃથ્વીના પુલો.
ગેગ એ ઝીલતી માર્ગો મહામન્દાકિની ગણી,
દિશાઓ ધારતી હૈયે હૈયા-રેખાવળો સમા.
દીઠી એ માર્ગ ઊતરતી સાધુતા સાધુદેશથી;
કહેતી'તી સંઘસાધ્વીને, 'જજે આ કોક માર્ગમાં.'
સ્વપ્નદેશે સાધુદેશે રમન્તી સાધ્વી સુન્દરી.
હતાં ત્ય્હાં પોપટ-મેના ડાળ બેઠાં સજોડલે.
આપે-લે એકબીજાને ઝીણીઝીણી કૂણી વીણી.
ચંચુ-ચંચુ રસ પીતાં ફૂલોને ચૂગતાં હતાં.
વીણતાં ચૂગતાં વાગી કોકની ચંચુ કોકને;
લ્હડી પડયાં પંખીઓ એ, પાંખો મારી પરસ્પર.

કોપે ચિચિયારી કીધી ક્રુદ્ધ સ્વરે ઘટાભરી.
જાગી ગૈ સંઘની સાધ્વી, જાગી જોયું ઘટા મહીં;
જોયા દાંપત્યના કલેશ, જોયું દામ્પત્ય-જીવન.
મધુરું અધૂરું ભાસ્યું, આશાભગ્ન નિરાશ થૈ;
કોડની ઊગતી કળીઓ ઝંખવાણી સુહામણી
જાગીને જોયું તો સૂર્ય આભમાં નમતો હતો.
ગંઇ સંઘે; પડી સ્હાંજ; તેજ આથમતાં હતાં.
પછી, નિત્યકથા કીધી જ્ઞાની-વિજ્ઞાની ઉદ્ધવે;
પૂર્વજોના પૂર્વજોની, સૃષ્ટિના આદિકાળની;
માનવીની માનવતા, માધુરી નરનારની,
સંસ્કૃતિના સંસ્કારોએ ઓપી લોપી ન, ત્હારની.
'અવનીના આદિકાળે હતું સન્ધું સુખાળવું.
વસતા વનના મ્હેલે ઘટાઓના ઝરૂખલે;
સરો સોતો પાણી પાય, વાદળી છાંયડી કરે.
ગુફાઓની ગૂઢતામાં ગિરિના ગૌર ગારવે,
મહીંના મહિમાખોળે માનવી રમતાં હતાં.
બુદ્ધિએ સ્વાભાવિકતા બૂઝવી ન્હોતી, ત્યાહરે
એવાં હતાં નરનારી, પૃથ્વીનાં દ્વય નેત્ર શાં.'
ઉદ્ધવે કલ્પના-ચિત્રો ચીતર્યાં ચક્ષુ સન્મુખે;
પ્રાતના સાથિયા જેવાં રંગરંગી ત્રિભંગિલાં.
પછી હરિએ કથા કરી દાખવ્યું કાળદર્શન.
ભૂંસી કલ્પનારંગોને, ભૂંસી અજીઠ ઓપને.

'સૃષ્ટિના સર્જનકાળે, પૃથ્વીના એ પ્રભાતમાં,
ના હતો કો મહાભેદ પશુ ને માનવી-જગે.
પશુઓ માનવી જેવાં, પશુ જેવાં જ માનવી.
ભમે ભોમે ભૂત જેવાં, જમે એઠુંજૂઠું પડ્યું.
પીએ પાણી મુખ માંડી સરિતા-સરનાં જળે;
છોડ્યા શું માનવીલોકે વનમાંના વનેરુઓ.
ન્હોતા યજ્ઞ,ન્હોતી વેદિ,મન્ત્રો-ઋચાનીવાત ક્ય્હાં?
હાથીમાં હાથીના જેવા, વાઘમાં વાઘના સમા.
છેરતા પશુની પેરે, ચ્હેરતા તરુપાંદડાં;
હેરતા શ્વાન અશ્વો શા કામકામી પરસ્ત્રી શું.
લગ્ન ન્હોતાં, સૂત્ર ન્હોતાં, ના હતા અગ્નિહોત્ર કો;
ધર્મ ન્હોતો, ન્યાય ન્હોતો; જેમ એક જીતે જગત.
હતો એ માનવીલોકે પશુયુગ તમોભર્યો.
એ કાળે કો મહર્ષિએ મહામાનવતા' સ્મરી,
સ્થાપિયો માનવીલોકે માનવીયુગનો ધ્વજ.
વૃક્ષની નિટપો ગૂંથી રચી ત્ય્હાં પર્ણકુટિઓ;
વૃક્ષછાલા વેલછાલા ગૂંથીને કીધ વલ્કલો.
લગ્નો કરી પશુભાવ વિસર્જાવ્યો મનુષ્યમાં.
ગૃહો સ્થાપ્યાં, કુળો રોપ્યાં, મહાસંસાર પલ્લવ્યો.
થયાં ન્યાય નીતિ ધર્મ, યજ્ઞો મન્ત્રો મહાપ્રભ.'
કવિતા પાંગરી ઊઠી કોટિ મ્હોરે ખીલ્યો દ્રુમ;
પ્રવર્ત્યો માનવીયુગ, પશુનો યુગ ઊતર્યો.

નારીત્વને નારીલોકે નૃલોકમાં નરત્વને,
રોપે, ઉછેરે, ખિલાવે માનવતા મહાજનો.

પુણ્યને પન્થ પૃથ્વીમાં પાડે ચીલા ચિરંજીવ.
વાવી ગયા પૂર્વાચાર્યો લણીએ આજ આપણે.

એમ આ પૃથ્વીલોક, પાયરી પાયરી ચ્હડી,
જાય છે બ્રહ્મયાત્રાએ બ્રહ્મપુરે અનન્તમાં.

મહાજનો મહર્ષિઓ, મનુ, સપ્તર્ષિવૃન્દો,
જગતગુરુના ગોત્રજો વસે કાશીપુરે હજી.

આ યુગે વલ્કલઋષિ ઋષિ છે એક ગોત્રના;
દેહધારે ક્ષુધાધારે અર્પે આયુષ્ય પૃથ્વીને.

દે છે ભોજન ભૂખ્યાંને નગ્નને દે છે વલ્કલો.
પાળે છે ને પળાવે છે આજ મર્યાદ ધર્મની.

વણે છે ને વહેંચે વલ્કલો વિશ્વહાંકતાં.
રહે છે પર્ણકુટિમાં એ નિર્દંભે નિત્યદીનદિન.

ભણે છે ને ભણાવે છે, સ્વધર્મો ધર્મ શાશ્વત;
વ્યોમ વીંધી જતા આજે શાસ્ત્રે પ્રકાશલોકના.

કાશીમાં કીર્તનો એ, ધર્માર્થની એ ભૂમિ;
થશે સંસારિણી સાધ્વી, સાધ્વી સંસારિણી ફરી

મનુષ્યલોકે પશુયુગ પૃથ્વીથી
ઉતારીને માનવીયુગ સ્થાપિયો;
સંસારના સાગરને ય શીખવી
ગાથા, મહામાનવતાની પ્રેરણા;
કાશીપુરે એ યુગસર્જકો થયા.

## અધ્યાય ૩૨ મો · કાશીદર્શન

રમે નભોમંડળ ધૂમ્રવાદળાં,
ધૂમે નભોમંડળ વેદઘોષણા;
સદ્ધર્મના સંસ્કૃત ધર્મતેજથી
કાશીપુરી ધર્મપુરી પ્રકાશતી:
અખંડ આચ્છાદન બ્રહ્મનું હતું.

પ્રભાતે પૂર્વના ભાલે નાંખી નભે કૂંળી પ્રભા,
મધુરી, માર્દવવન્તી, વિશ્વાનંદી, સુધાઝરી.
નિદ્રાત્યાગ્યો આત્મજાગ્યો, ઊડ્યો સંઘ ઉમંગીલો.
દષ્ટિ હતી દેખવાની દર્શન વિશ્વનાથનાં.
સ્નાનસંધ્યા પરવારી, દેહાત્મે નિર્મળો થઈ,
પથે પડ્યો હરિસંઘ પેખવા પરમાત્મને.
સ્કન્ધે ભોરસળી – ઝોળા, મને રમે મનોરથો.
ધૂમે આશા–અભિલાષા લોચનો એહવાં ધૂમે.
ઊડતી'તી આભ મધ્યે ધર્મની પડછાંયડી;
પડતી એની છાયાઓ છવાતી પંથ પાથરી.

પાય પાડે તેમતેમ પાંગરે પ્રેરણા પથે.
હિમાદ્રિગભીરા પુરે ગંગા આમન્ત્રતી હતી.
આમન્ત્રતા વિશ્વનાથ વિશ્વવહન્ત ચક્ષુએ;
બ્રહ્મર્ષિની ભાવનાઓ આમન્ત્રણેય આવતી.
આત્મા કહેતો,'વિશ્વેશનાં થશું આજે પ્હરોણલા.'
ઉડન્તાં પંખીઓ જાણે આવતાં આવકારવા.
વહન્તી વાયુની લ્હેરો લ્હેરિયાં ઉરમાં ભરે.
વ્યોમમાં વાદળી આવે, અનોઠા મન્ત્ર લાવતી.
મૂક શબ્દે 'ભદ્ર' ભાખે માર્ગમાંનાં અણુઅણુ:
આનન્દતાં બ્રહ્માનન્દે હરિનાં સાધુ-સાધ્વીઓ.
પછી માંડી માર્ગવાર્તા હરિએ હરિસંઘને:
'માર્ગે વેર્યું પડયું આ સૌ ઉચ્ચરે કાળની કથા.
નીખો પેલાં ખેતરોમાં, ફાલ શો ઝૂલતો ઊભો!
પંખીડાં કણ વીણે છે કલ્લોલી કિલકિલાટતાં.
ટોવાને કો નથી ટોયો, આરોગે અવધૂતિયાં.
સૂક્ષ્મદષ્ટે વળી જોજો, જોશો કાશીનું કૌતુક.
એક કણ ચૂગે એના ફૂટે પાંચ કણો નવા.
પૂર્વે એક અવધૂને અર્પી છે એવી આશિષો.
ખૂટવ્યા ન ખૂટે ફૂચ્હારે ભંડારો કો ભવિષ્યના;
એકએક ખેતર આ અખેપાત્ર મહર્ષિનૂં.'
'અને આ કોતરો ઊંડાં પૃથ્વીની ન્હાની નાડી શાં,
કોતરેલાં ગંગનીરે; ન્હેરાં છે નીરનાં મહીં;

કાલની તમસા જેવાં, નિર્મળાં, નમણાં મીઠાં.
કોતરોમાં ન્હેરાંતીરે પાંડુ સેના પડી હતી;
તાતી કરી ભીષ્મતાતે સજીને શસ્ત્રવર્ચસે.
અને આ વડની માળા, ઝૂલતી ને ઝઝૂમતી;
ડોલતી મેઘમાળા શી ગોરંભે છે ઘટાઘટા.
અધોમસ્તક ઝૂલે છે ઘટાઝૂલે તપેશ્વરો.
તરુતળે તરુશાખા હીંચે શું ગેબી હીંચકે?
એક પાયે ઊભા કોક, કો ઊભા કંઠ-માંડણે.
વૃક્ષવૃક્ષે ન્હાળ ભદ્રા! નીર્ખે છે ત્ય્હાં અનોખું કે?
ન આ વડવાઈ ઝૂલે, ઝૂલે છે એ શરાવળો;
વૃક્ષવૃક્ષે ડાળડાળે પરોવેલી પિતામહે.
વીરના કૂહેણના જેવા કૂહેણ કૂહે કાશીરાજને.
પાંડવોના પિતૃ કેરો પેખ આ યૌવનોત્સવ.
ધર્મક્ષેત્રે કાશીક્ષેત્રે પિતામહનુ પ્રાક્રમ.
અને આ વ્હામ ઊચેરા વિસામા પન્થપન્થના.
પીપળાની પાળ જેવા, ભારાના ભાર ઝીલતા.
આવ્યા'તા કાશીયાત્રાએ એકદા કો ઋષિવર;
સ્કન્ધે પાનાં પુસ્તકનાં બે બે ઝોળા ઢળ્યા હતા.
સ્હડ્યો 'તો માર્ગથાકોડો યાત્રાના તીર્થયાત્રીને.
શોધ્યો કો વિશ્રામઘાટ, ઘાટ કો સાંપડ્યો નહિ;
અને સાંજે પીપળાની છાયા છેટી ગઈ હતી;
જેમ આથમતે કાળે ભાગે દુર્મિત્ર-મંડળી.

થાકીને ભોંય વેળુમાં નાખ્યા ઝોળા ઋષિજીએ;
પીપળાને શાપ દીધો, 'ફૂટો પેપડી, ના ફળો.'
પિપ્પળપાળ જેવા આ પીપળેપીપળે પછી,
બન્ધાણા છે વિસામાઓ સંસાર-વિશ્રામઘાટ શા.
પાસે પરબો પાણીની પન્થીને પાય પાણીડાં.
કાળઘાટે કોક કોળે બ્રહ્મર્ષિ ત્ય્હાં સભા ભરે.
પાળેપાળે ઋષિરાયો, ઘેરો માનવઘેરનો.
બાણ શાં અહીંથી નાખે આજ્ઞાનો કાશીપુરને;
શાસ્ત્રાર્થોના રણખેલો કારમા કુરુક્ષેત્રથી.
સદા ધર્મવિસામા છે વિસામા કાશીતીર્થના.'
કાશીના વિશ્રામઘાટે પન્થે પિપ્પળ-છાંયમાં,
ઉતાર્યો હરિએ ઝોળો વટેમાર્ગુની વાટનો.
પાથર્યો પંથનો થાક છવરાતો એહ છાંયમાં.
કાળના દૂતના જેવા કાળા ને કોક શામળા,
કાકપંખી ઊડ્યાં ત્ય્હાંથી ગયાં દેવા વધામણી.
ત્ય્હાં સહસા રુક્મિણી પૂછે, 'કાશીની કેવી નારીઓ?'
'નીર્ખજો જઇને નેહે.' પતિહાસ્યે હરિ હસ્યા.
'ધર્મશાસ્ત્રે ધર્મવન્તી ગંગાએ પરિશુદ્ધિલી,
ધર્મની વેલીઓ જેવી, કાશીપુરીની નારીઓ.
એકએક ઋષિપત્ની ઋચા છે વેદમન્ત્રની.
ગંગાની લહરે લહરે લહેરે, લહેરખા સમી;
નીરમાં તરતાં જાણે મસ્તકો- પદ્મડોડલાં;

વાદળી વસ્ત્રમાં સોહે વહન્તી વાદળી સમી,
પદ્મની કળીઓ જેવી પરાગો ઢોળતી પથે.
રમે ભણે રસો સર્જે કોડવન્તી કુમારીઓ.
ભીષ્મનેયે મોહ થાય ગુણોથી ગુણવન્તીઓ;
ગાંગેય ગંગપુત્રીને હરિ જાય રણે સ્હડી,
વૈદર્ભીને વિદર્ભથી દાખવી જેમ દ્વારિકા.

આપણી બ્રહ્મશાળા શી બ્રહ્માનન્દે હુલાસતી,
બ્રહ્મની પાંખડી જેવી, ગોરવી ગંગપુત્રીઓ.
પ્રેમીલી, હરિની પ્રેમી; રંગીલી, બ્રહ્મરંગીલી;
શાસ્ત્રોના સૌરભે સોહે પૃથ્વીમાં શારદા સ્વયં.'

સુભદ્રાને શૌર્ય જાગ્યાં નીરખવા નરમાત એ;
રુક્મિણીજી ચ્હડ્યાં રંગે વન્દવા એ મહર્ષિણી.
પૂજવા ઊડતાં પાંખે સંઘનાં સાધુસાધ્વીઓ.
દૃષ્ટિમાં સૌરભદેહે તરન્તી કાશીદેવીઓ.

અને પછી સન્ધ્યા ખીલી સાન્ધ્યરંગે રતુંબડી,
ત્યાહરે બૃહદ્ બ્રહ્મજ ઉદ્ધવે પૂતિને પૂરી:
મહીમાં પાણીડાં પૂરી તારવે જેમ માખણ.
'હતા એક ઋષિ પૂર્વે પૂર્વના પૂર્વકાળમાં;
વસે વિશ્વેશ્વર-તીર્થે ગંગને ઘાટ ભેખડે;
ઘેરી ઘેરાતી સૌરભે ગાઢ-વૃક્ષઘટા મહીં.
ન્હોતું કમંડલુ, ન્હોતી પંચપાત્રી, ન ખપ્પર;
આરોગે પેપડી-ટેટા, ગંગનાં પાણીડાં પીએ.

વેલ ને પાંદડાં બાંધી એ પરિધાન પ્હેરતા.
એકદષ્ટ, એકલક્ષ્ય, એકાકી,' એકધારીના.
'પિંડે જે, એહ બ્રહ્માંડે'– હતો સંસાર એમનો.
વ્યોમને નેણમાં ઝીલે, વાયુને"પ્રાણમાં"ભરે.
કાળઝૂલે ઝૂલન્તા એ ગંગની લહરો ગણે.
ન્હોતાં એને તિથિ-માસ, ઊગે એવો જ આથમે.
રાત્રિ ને દિનના રાજા, સ્વામી વહન્ત કાળના.
બ્રહ્મ એ એમની લક્ષ્મી બ્રહ્મ એ જ્ઞાન એમનું.
જગતમાં બ્રહ્મને જોતા જોતા બ્રહ્મમથી જગત.
એક ગ્રીષ્મે' તપ્યો સૂર્ય સમગ્ર વર્ષતાપથી.
હિમાદ્રિનાં મહાહિમ પીગળી પૂરમા વહ્યાં.
પૂરે ચ્હડી ઉન્મત્ત ગંગા પાળના ઢાળ પાડતી.
ઘાટની ડુંગર ઊંચી ભાંગી ગંગની લેખડો;
વૃક્ષ પાડયાં, તટ તાણ્યા, પછાડી પર્ણકુટીરો.
પાડી પૂર ગયાં તાણી ઋષિના વૃક્ષરાજને.
ઋષિજી જઈને બેઠા વિશ્વેશપાયપદ્મમાં.
ગંગા આવી રચી પિંડી કાળમાર્ગે વહી ગઈ.
અગસ્ત્યે જેમ રોપી છે, 'મર્યાદવેલ' સાગરે.
ત્યાહરે વ્હેણની આણ વિશ્વેશે ગંગને દીધી:
'ગંગા! સમાજે આરામાં. મા લોપીશ તટોપરે.'

ગંગા વ્હે છે મહાપૂરે, આશમાં ત્હોય ત્ય્હારથી;
જાણે છે જગ એ વાર્તા પૂજે છે સંયમેશને.

માનવીનાં મહાપૂરો વહે જો એમ સંયમે,
તો તો થાય મોક્ષદ્વાર નૃલોક દેવલોકનું.

કાશીની કાળવાર્તાઓ લખી છે કાળગ્રન્થમાં;
ચિરાક્ષરે આલેખી છે ગંગાની ઊર્મિઊર્મિમાં.

યાત્રાળુ જેહ વાંચે એ, એ વાચે નિજ ભાગ્યને.'
માર્ગમાં માર્ગવાર્તામાં પ્હેલ્લો પ્હોર વીતી ગયો.

વિશ્વસ્હોતો સૂર્યદેવ ચ્હડ્યો આભ-અટારીએ;
ઉજ્જવળતી પ્રોજ્જવળતી જગતમાં જ્યોતપાથરી.

વિશ્વ સૌ પ્રેરણા પામ્યુ પ્રાણવન્તું પ્રભાવતું.
ભાવનાનું ભરતવાક્ય ત્યહાં શ્રી હરિએ કહ્યું.

'અયોધ્યામાં નથી ગંગા, નથી અવન્તિકાતટે;
નથી પંચવટી-તીર્થે કે બ્રહ્માવર્તમાં નથી.

હિમાદ્રિ પાઠવે આંહીં પુણ્યોદક પૃથ્વીપાવનાં.
પુણ્યશ્રવા પરબ્રહ્મ રમે ગંગતરંગમાં.'

ત્યહાં તો પાર્થે હાક દીધી કુરુક્ષેત્ર ગજાવતી:
'પેખો પેલાં ક્ષિતિપાળે વાદળે મેઘવાદળાં;

આભે શું મેહુલો આવ્યો સંઘને ન્હવરાવવા ?'
'નથી એ મેહુલો, પાર્થ ! ભૂલે છે ચક્ષુ તાહરાં;

ઊડે છે ઋષિઓના એ યજ્ઞનાં ધૂમ્રવાદળો,
ઋષિઅર્પ્યાં હવિ લૈને સંચરે દેવલોકમાં.

પાર્થ! આવ્યું કાશીક્ષેત્ર તાહરા દૃષ્ટિક્ષેત્રમાં.
અને જો આભ-સ્પર્શન્તા, વ્યોમના વાયુ ઝીલતા,

બ્રહ્માનન્દની લહરે લ્હેરખાં લેઇ લ્હેરતા.
બ્રહ્મની વાદળી જેવા, બ્રહ્મર્ષિના ધ્વજો નભે

પુણ્યાળુ ઋષિપુત્રોની સાંભળ બ્રહ્મ-ગર્જના;
ને મહીં મેઘુરાકંઠી સુણજે ગંગગર્જના.

ભરે છે આભના આરા ગર્જના ગર્જના ભળી.
ગંગાના મ્હેલ મ્હેલોની શું ઉત્તુંગ અગાસીઓ.

હસ્તસ્થળી પ્રસારેલી પેખ ગંગાની ભેખડો:
કુટીરો ઋષિરાયોની રેખા રેખાવળે રમે.

ગંગાના તીરનાં પર્ણો, શુદ્ધ સુવર્ણ-વર્ણનાં,
ધર્મપૂર્ણ, તેજપૂર્ણ, રચે એ પર્ણમન્દિરો:

વેદપૂર્ણ, બ્રહ્મપૂર્ણ, યજ્ઞે સંપૂર્ણ શુદ્ધિમાં.
ધર્મપુરે પ્રણમે છે પ્રાસાદો પર્ણકુટીને.

રાજમહેલે રાજેન્દ્રો રહે થૈને ક્ષણ ઋષિ:
શ્વેતાંબરી સંન્યાસિની રાજેન્દ્રી ગંગઘાટની.

સંઘનાં સાધુ-સાધ્વીઓ! કરો કાશીનું દર્શન;
સ્થાપી શું બ્રહ્મની વેદિ, કે વેરી લક્ષ્મી ગગની!

યજ્ઞોની જ્યોતના જેવા ધ્વજો ધીર મહર્ષિના;
જ્યોતિનાય જ્યોતિ શો મધ્યે એક મહાધ્વજ.
વિશ્વેશ્વર વિશ્વને જોતા ધર્મધ્વજે વિરાજીને.

મહૌજસે વ્યોમ વિહાસતું હતું;
નાખે મહીં ગર્જન ગંગ ગર્જતી,
પોકાર વિશ્વેશ્વરને શું વિશ્વનો!
જ્વલન્ત વિશ્વેશ્વરનો મહાધ્વજ
અનન્તમાં આંખડલી ઉછાળતો.